# પ્રેમાહુતિ

## ભાગ ૧ લો



લેખક
મગનભાઇ વલ્લભભાઈ પટેલ
મોરખાણા.

સોલ એજંટ.
નરોતમ બાબરભાઇ પટેલ.
નાઇરોબી.

# પ્રેમાહુતી.

## ભાગ પહેલો.


લેખક.
ઓ૦નિવાસી.
મગનભાઇ વલ્લભભાઇ પટેલ.
મોમ્બાસા.



પ્રકાશક.
સોમાભાઇ અવિચળદાસ પટેલ.
મોમ્બાસા.

સોલ એજન્ટ.
નરોતમ બાબરભાઇ પટેલ.
નાયરોબી.

પ્રથમાવૃત્તિ.
સંવત ૧૯૮૩. સને ૧૯૨૭
કિંમત રૂ. ૨-૮-૦
પરદેશમાં શી. ૪

આ નોવેલ શ્રી રામકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ મોતીલાલ
રણછોડદાસે પ્રકાશકને માટે છાપી તૈયાર કર્યું.
ઠે. માળીવાડા—નડીઆદ. તા. ૨૫-૧૨-૨૭

## આફ્રીકામાં પુસ્તક મળવાનાં સ્થળ.

**મેસર્સ સોમાભાઇ. એ. પટેલ.**

| મોમ્બાસ; | નાઇરોબી; | જંગબાર; | દારેસલામ |
|---|---|---|---|
| પી. ઓ. બી. ૭૩૯, | ૬૭૧, | ૨૮, | ૨૮૩, |

— અને —

**મેસર્સ દવે એન્ડ કું.**

પી. ઓ. બી. નં. ૪ મોમ્બાસા.

—ઇન્ડીયામાં—

# અનુક્રમણિકા.

# અર્પણ પત્રિકા.

જેમનાં ઉત્કૃષ્ટ ભાવનાનું બળ, અમોઘ કલ્પ
શક્તિ, અને ઉમદા વિચારાદિ ઉચ્ચ
ચારિત્ર્યનાં આછાં ઘેરાં ઓજસ મારા
હૃદયપટ પર પડયાં છે, તેના
પરિણામ રૂપ આ પ્રથમ
[illegible]
તે
પુજ્ય વડીલ ભ્રાતા સતાલાલ વલ્લભભાઇ
પટેલના પદારવિંદમાં સપ્રેમ અને
સવિનય અર્પણ કરી કૃતકૃત્ય
થાઉં છું.

લી૦

આપનો

'મગનભાઇ'

" પ્રણય ઘસડે તોડી દેવા અહો સહુ પિંજરાં !
ફરજ ઘસડે કેદી થાવા અને મરવા દુઃખે !
ફરજ હતી આ પેલી પ્રીતિ ! રહ્યું રડવું હવે !
ફરજ લડતી પ્રીતિ સાથે ! રહ્યું મરવું હવે !
શરણ પ્રણયી આવે તેને રખાય અરે નહિ !
શરણ પ્રણયી આવે તેને કઢાય નહીં વળી !
વચન પ્રિયને આપેલું " હું થઈશ ન અન્યનો !
વચન પ્રિયનું પાળે તેથી મરે દુઃખી દિલ કો ! "

'કલાપી'

# લેખકના બે બોલ.

અગાધ કલ્પના બળાયુક્ત પ્રભાવશાળી લેખકની લેખિનિથી સુધરાતા અથાગ સાગરમાં એક જળબિંદુ સમાન મારા આ પ્રાથમિક પ્રયાસના પરિણામ રૂપ 'પ્રેમાહુતિ' નામક નાની નવલકથા જન સમુહના કરકમળ સમક્ષ રજુ કરતાં મને અત્યાનંદ થાય છે જોકે સાહિત્યની દુનિયામાં પ્રથમ પ્રવેશ કરતાં કેટલીએક ઉણપો કિંવા ક્ષતીઓ હોવાનો સંભવ રહેતો હોનોંથી આશા રાખુ છું કે જ્યાં જ્યાં તેવા દોષો દગ્ગોચર થાય ત્યાં ત્યાં વાંચકવર્ગ હંસમતિ દાખવી મને ક્ષમા બક્ષસે.

જોકે હું ખીલતી વયનો યુવાન હોવા છતાં પણ બે આંખો ખુલ્લી રાખી ને હિંદુસમાજ સંઘમાં વિચારતાં મને અનુભવ થયો છે કે આ ભવ ભવાટવિમાં અતુલ બળી પડરીપુદળથી ભરેલા ભયંકર ભ્રમ મુલકો પડ્યા છે કે જ્યાં સબળ અને નિર્બળ અનેક આત્માઓ ભુલભુલામણીમાં પડીને વર્ષો પર્યંત ઇતસ્તિતઃ ભટકયા કરે છે તથાપી સત્યભાવ મુલક દિશાનું સુચન થઇ શકતુ નથી તેવા પરિશ્રમથી થાકેલા હૃદયને મારો આ અલ્પ પ્રયાસ માર્ગસુચક થઇ પડશે; કારણકે પ્રસ્તુત નવલકથા જો કે કલ્પિત છે છતાં પણ હિંદુ સમાજનો તાદસ્ય ચિતાર રજુ કરી તેમાં ઘટતા સુધારા વધારા કરવાની જરૂરીયાતોનું દિગ્દર્શન કરાવામાં બનતી કાળજી રાખવાનો પ્રયત્ન કર્યો છે આશા છે કે વાંચકવર્ગ મારાં આ કથનોમાંથી કંઇને કંઇક યથા રૂચીસાર ગ્રહણ કરી જીવનમાં ઉતારશે તો નવલકથા આલેખવા તરફ લીધેલો મારો શ્રમ સફળ થયેલો સમજીશ.

કુદરતમય આ જગતમાં પ્રત્યેક શકિતને પ્રેરણા કિંવા પોષણની અપેક્ષા રહે છે. તદનુસાર જેમની પ્રેરણાથી પ્રેરાઇને મેં નવલકથા કારોની દુનિયામાં વિચારવાની હામ ભીડી છે તેવા મારા સ્નેહીભાઇ શીવાભાઈ ઝવેરભાઈ પટેલ અને મારા પુજ્ય વડીલ બંધુ સતાલાલ વલ્લવભાઇ પટેલ બી. એ તથા પ્રકાશ શ્રીયુત સોમાભાઇ. એ. પટેલ. અને સોલ એજંટ ભાઈ નરોતમ તથા એમ. જે. પટેલ. એ સર્વનો અત્યંત ૠણી બનતો હોઇ નિખાલસ દિલે આભાર માનું છું. પ્રેસના મેનેજર શ્રીયુત........ ....... કે જેણે અનેક પ્રકારે લક્ષ આપી પોતાના ટાઇમનો વધુ ભોગ આપ્યો છે તે માટે પ્રકાશક તરફથી તેમનો, તથા ભાઇશ્રી રામભાઇ ફકીરભાઇ પટેલ (મીરઝાપુર તાબે નવસારી) ભુમિકા લખી આપવા તથા આ પુસ્તકને સ્હેજ તપાસી જોવા માટે જે શ્રમ લીધો છે, તદાર્થ તેમનો અને ઉપરાંત ભાઇ છોટાભાઇનો આભાર માનવાની તક લઉં છું

તા. ૨૬-૭-૨૭

મોમ્બાસા.

સેવક.

મગનભાઈ વલ્લવભાઇ પટેલ.

લેખક

# ભૂમિકા.



ભારતવર્ષની સમાજ સંસ્કૃતિ પ્રાચિનમત છે-સનાતન છે. પ્રાચિનમત રૂષિ મુનિઓએ જગત સમક્ષ ધરેલાં તે સમાજસંસ્કૃતિનાં સનાતન તત્ત્વોનો સક્રિય અભ્યાસ કરી જોઇએ અર્થાત સર્વાંશે આચારમાં મુકી જોઇએ છીયે ત્યારે સત્યપ્રતિતિ થાય છે કે હિંદુ સમાજની સંસ્કૃતિ સનાતન છે; અને રહેશે. વિજ્ઞાનવાદના આ યુગમાં પણ જગતભરમાં કોઇ પણ સમાજની ઘટના એવી નથી રચાઇ, કે જે હિંદુ સંસ્કૃતિમય જીવન જીવી બતાવવાના આદર્શો રજુ કરતી હોય. કિન્તુ અન્ય સામાજીક અનુશાસનો સંકુચિત જીવનના સિદ્ધાંતો રજુ કરી ત્યાંજ અટકી જાય છે; જ્યારે હિંદુ સમાજાનુશાસન પદેપદે જીવનમાં ઉંચેને ઉંચે ઉડવાનું સામર્થ્ય પ્રેરે છે.

સ્પષ્ટિકરણની ખાતર સ્હેજ ઉંડા ઉતરીને તપાસી જોઇશું તો સ્પષ્ટ સમજાશે કે હિંદુ સમાજમાં લગ્ન ગ્રંથીનો અર્થ બહુ વિશાળ ભાવમાં ઘટાવવામાં આવેલ છે. લગ્નગ્રંથી એટલે પ્રેમ-ગ્રંથી. આ પ્રેમગ્રંથીને તેના અંતિમ લક્ષ્યને પહોંચી વાળવા માટે મથન કરતું દાંપત્ય, એટલે ખરેખર અભિન્નતામય જોડલું ! દાર્શનિક સ્થુલ શરીરો બે; પરંતુ અંતરાત્માનું તદાત્મ્ય—એકીકરણ !

પરંતુ હિંદુ સમાજનું બંધારણ :આજે પ્રાચિનમત રૂષિમુનિ પ્રણિત-રહ્યું નથી. તેમાં આજે કેટલાંએક એવાં તો વિરોધાગામી તત્ત્વો સેળભેળ થઇ ગયાં છે કે જે હિંદુ સમાજને દિનપ્રતિદિન

અધઃપતનના ઉંડાણને ઉંડાણ તરફ ધકેલી જાય છે. હિંદુ સમાજના પાયા આજે જડમૂળથી હચમચી ગયા છે. એના આછી ઘેરી સુગંધી વેરતા પુષ્પાચ્છાદિત ખુશનુમા માર્ગમાં આજે કંટક વેરાયા છે આધ્યાત્મિક પ્રેમભાવના ક્ષય થતે થતે તત્સ્થાન સર્વ વિકાર પ્રેમ સામ્રાજ્યથી છવાઇ રહ્યું છે. એટલુંજ નહિ પરંતુ સ્વર્ગિય પ્રેમાનંદના અનુભવ કરાવતા દાંપત્ય પ્રેમનાં સ્વપ્નાંયે અણમોલાં થઈ પડયાં છે. પ્રચલિત રૂઢીનું પ્રાબલ્ય એટલા બધા બહોળા અંશે વધી ગયું છે. કે કેટલાયે સદગુણસંપન્ન આત્માઓને બળાત્કારે અક્ષમ્ય ગુન્હેગારો અને અઘોર અત્યાચારીઓ બનાવે છે. રૂઢીની ગુલામગીરી આગળ આજે પ્રતિભાવાન અને બુદ્ધિશાળી ગણાતા વકીલ, બેરીસ્ટરોનું કૌશલ્યવાન ડહાપણ પણ ઝાંખું પડી જાય છે. જેને આંખો છે તે જોઇ શકે છે, જેને શ્રવણેંદ્રિય છે તે સાંભળી શકે છે, અને જેને હૃદય છે તે વિચારી શકે છે કે આજનો હિંદુ સમાજ આવાંજ સ્વરૂપમાં પરિણમે છે.

છતાં પણ એ ઘોરતમ હિંદુ સમાજમાં આજે પણ એવા અનેક કૌમારો અને કુમારીકાઓ પાકયે જાય છે કે જે દૈવિ પ્રેમને પિછાની શકે છે. કોણ કહે છે હિંદુ સમાજમાં દાંપત્ય પ્રેમાનુભવી સત્યયુગ આત્માઓ નથી પાકતા ? કોણ કહે છે કે હિંદુ સમાજમાં આજે સિતાપ્રેમી–પત્નીપ્રેમિ–રામચંદ્રજીઓ નથી પાકતા ? અને કોણ કહે છે કે હિંદુ સમાજમાં આજે શીરીની ખાતર જીવલેણ આપત્તિઓ સામે ધુધવતા અને આખરે તેના કૃત્રિમ મરણનો અવાજ કાને અથડાતાંજ તેની પાછળ પ્રાણાર્પણ કરનારા ફરહાદો નથી પાકતા ! આજે પણ હિંદુ સમાજમાં કૃષ્ણ વિરહી શોક બંધ ગોપાંગનાઓ જન્મ લેછે, અરે નળ વિયોગે ગાંડીતુર બની વેલી તરૂવરોને નળની ભાળ

પુછતી પ્રેમઘેલી અનેક દમયંતીઓ આજે પણ પ્રાણ્યે જાય છે પરંતુ અફસોસ! નિષ્ઠુર સમાજના નિષ્ઠુરાત્માઓને એ પ્રેમીજીગરને સમજી શકવા લાયક હૃદયજ ક્યાં છે?

'પ્રેમાહુતિ' યાને સનમ સ્મશાન એક સામાજીક નવલકથા છે. પ્રસ્તુત નવલકથા સાહિત્યોદ્યાનમાં ખરેજ એક ઓર પુષ્પવેલીનો ઉમેરો કરે છે વાંચક વર્ગને આથી કોઇ અનેરી ભાવનાઓના આસ્વાદો ચાખવાની તક મળીને કેટલીક અગમ્ય દિશાઓનો ઉકેલ કાઢવાને આશ્વાસન રૂપ થઇ પડશે. વાર્તામાં વર્ણવેલાં મુખ્ય પાત્રોની કથની ઉપરથી સહેજ સમજી શકાય છે કે હિંદુસમાજમાં આજે પણ રમાનાથ અને કાન્તા પ્રભુ પરાયણ ધર્મચુસ્ત દંપતિઓ વિદ્યમાન જેમને ત્યાં સદ્દહું વાર્તાના નાયક વિનોદ જેવા પુરૂષવરો અને શશીકાન્ત જેવા બાહોશ વકીલો જન્મ લેછે એટલુંજ નહી પણ એ પ્રભુતાવાન દંપતિ જ્યારે ભારતવર્ષનાં પુણ્ય ક્ષેત્રોની યાત્રાએ નીકળે છે, અને તે દરમ્યાન તેઓ કલકત્તામાં જઇ ચઢે છે ત્યારે તેઓ પ્રસન્ન નામની એક નિરાધાર બાળાને કોઇ ગુણ્ડાના પંજામાંથી બચાવી જીંદગી પર્યંત આશ્રય આપવાનું વચન આપી વનિતા વિશ્રામમાં મુકે છે પરંતુ દૈવવશાત એ પુણ્યશાળી આત્માઓ યાત્રા ભ્રમણના પરિઅંતેજ એકાએક આ ફાની દુનિઆ છોડી જાય છે, જેથી બાળકો શશીકાન્ત ને વિનોદ તેમના મુંબાઇના એક મિત્ર ઘેલાભાઇને ત્યાં ઉછરે છે. યથા સમયે શશીકાન્તની કાર્કીર્દી ચળકી નીકળે છે તે એક બાહોશ વકીલ બને છે. અને કુમારી કુમુદનું પાણીગ્રહણ કરી ભરૂચના પ્લીડર તરીકે પસંદગી પામીને તે તરફ નીકળે છે. અહિં વિનોદ પણ ધીમે ધીમે વિદ્યાભ્યાસમાં આગળ વધી બરોડા

કોલેજમાં દાખલ થાય છે અને પ્રભુ કૃપાએ એજ કોલેજમાં અભ્યાસ કરતી મેના એનું પ્રેમપાત્ર બને છે. કે જે મેના અને કલાની પાછળ વિનોદ મરી ફીટે છે.—પોતાનું બળીદાન આપે છે:—અને તે પણ એક બેકદરદાન કુમુંદને માટેજ ! શશિકાન્ત એક બાહોશ લીડર હોવા છતાં પણ બુદ્ધિનું દેવાળુ કાઢી પોતાના ભાઈ વિનોદને સ્વપસંદગી અનુસાર લગ્નગ્રંથીથી જોડાવાની ના પાડી લોકોપવાદને વજન આપતા જણાય છે.

મેના અને કળા તેમની માતાના વિધવા થયા પછીના કર્માચારોનું પરિણામ ! પરંતુ માનવ ધર્મ, પ્રેમ ધર્મ, ને કૌમારીકા થઇને તેના સત્ય સ્વરૂપમાં સમજનારી સત્યવ્રત બાળાઓ ! કાન્તિલાલ જેવા ખાનદાન કુટુમ્બમાં ઉછરેલો અને ખાનદાની ભર્યો સ્વભાવવાળો હોવાં છતાં પણ વિષયવાસના રૂપિ ક્ષુલ્લક લાલસાનો ભોગ થઇ પડી પોતાની ઓરમાન મા મંગળાની શીખવણીથી પતિપરાયણ ધર્મપતિ કમળાને સમુદ્રમાં ફેંકી દેતાં જરાપણ અચકાતો નથી. એટલુંજ નહિ પરંતુ દિન પ્રતિદિન વધુને વધુ વિષયલંપટ બનતો જોઇ આખરે એક અઠંગ ઉઠાવગીર અને ભયંકર ખુની નીવડે છે તથાપિ તેના જેવો નામચીન બદમાસ પણ અંતને સમયે પોતાના પાપોનો ખુલ્લા દીલે એકરાર કરી કઠોરતમ પ્રાયશ્ચિત કરી પાપરૂણમાંથી મુકત થવાને ચુકતો નથી. કાન્તિલાલે સમુદ્રમાં ફેંકી દીધેલી કમળા અચાનક બચી જાય છે અને યોગીનીના નામે પ્રસિદ્ધ થઈ કલકત્તામાં વનિત વિશ્રામ સ્થાપન કરી પ્રભુપરાયણ જીવન વ્યતિત કરે છે આજ આશ્રમમાં ચંપક ઉર્ફે કેશવ અને પ્રસન્ન વચ્ચે પ્રેમ કુતુહલ જામે છે પણ સ્હેજજ ભુલના પરિણામે બન્નેને ઘણું ઘણું શોસવું પડે છે એ બધાં દ્રશ્યો ખરેખર આકર્ષિયને કરૂણા જનક લાગે છે.

કંચન જેવી પાતરો આજીવિકાને અર્થે મંગળા ઉર્ફે માયા. ચંપા, અને રૂક્ષ્મણિ જેવી અનેક નિર્દોષ બાળાઓને જહેરની મિલ્કત બનાવવા માટે તેમની ઉપર વિવિધ પ્રકારની મુશ્કેલીઓ ગુજારે છે. તથાપિ સમાજથી ત્યજાયેલા મંગળા જેવી વિધવાઓ તે સર્વ સહન કરી પાતરોની ઇચ્છાને આધિન નહિ થતાં નર્તકિ જીવન વ્યતિત કરી પોતાની પવિત્રતા જાળવી રાખે છે. રૂક્ષ્મણિએ પોતાનો સઘળો પરિચય પોતાના આત્મ વૃતાંન્તમાંજ જણાવી દીધો છે; કે તે કેટલા બધા ઘોરતમ પાપ પંકજમાં ઉતરી પડી હતી. છતાં પણ કુદરતિ પ્રેરણાથી જીવનના અંત ભાગમાં તેની નૌકાની ગતિ સુલટી દિશામાં પલટાઈ ગઈ અને તેણી પાપોનું પ્રાયશ્ચિત કરતી સનમ સ્મશાન મંદિરમાં પ્રેમીઓની કરૂણ કથનીની ગાથાઓ ગાતી શેષ જીવન વ્યતિત કરે છે તદુપરાંત એક બાહોશ ડીટેક્ટીવને છાજે તેવી ફરજો સમજી ગુન્હેગારોના પત્તા મેળવતાં સુધી મારણ કરી વર્ષોના વર્ષ પ્રયત્ન કરનાર ડીટેક્ટીવ ધિરજલાલ આખરે પ્રતિભાવાન વ્યક્તિ તરીકે જાહેરમાં આવે છે ' સુંદરનું સાહસ ' એ બે પ્રકરણો તો પ્રેમની પરિસીમાની અવધિ કરે છે. વિગેરે ભાવનાઓનું દિગ્દર્શન કરાવી હિંદુ સમાજની પ્રચલિત રૂઢીમાંથી કેવાં ભયંકર પરિણામો પરિણમે છે, તેનાં જ્વલંત ઉદાહરણો આ નવલકથા પુરાં પાડે છે.

'પ્રેમાહુતિ'નો વાંચનાર, જો તે હિંદુ હશે, અને તેની નસ નાડીઓમાં હિંદુ લોહી ધબકારા મારતું હશે તો હું નિઃશંક કહી શકું છું કે રૂઢી પ્રાબલ્યના દોર કમજોર બનાવતાં સુધી તે અવિશ્રાંત ઝઝુમશે ! દુઃખી સમાજનો દુઃખદ દશાનો તાદશ ચિતાર જેણે અનુભવ્યો છે તેવા એક અનુભવી કહે છે કેઃ—

“એ કોણ નહિ ઇચ્છે, ગુલામી કડીઓને તોડવા ?
એ કોણ નહિ પ્રાણો દિયે, ભૂમિ દુઃશાસનથી છોડવા ?”

અંતમાં હું એકજ બાબત વિષે સ્હેજ ઇસારો કરી વિરમીશ કે જનસમૂહનો બહોળો ભાગ લગભગ અર્ધદગ્ધ નહિ જેવું જ ભણેલો હોય છે, તેઓ સર્વ આ નવલકથાનો લાભ લઈ શકે તેવા ઉદ્દેશથી ભાષાની કઠિનતા જેમ બને તેમ ઓછી કરવા તરફ લેખક મહાશયે પ્રયત્ન કરેલ હોવાથી. તેમજ તે સાથે તેઓ હજી વિશેક વર્ષના ખિલતા યુવક હોવાથી વર્ણનશૈલી, ભાવશૈલી તથા રસ શૈલી માટે લીધેલા પરિશ્રમ માટે ખરેખર તેઓ ધન્યવાદને પાત્ર છે એટલુંજ નહિં, પરંતુ વાચક વર્ગ એઓશ્રીના સાહસની કદર કરી એમને આગળ વધવાને ઉત્તેજના આપશે તો ભવિષ્યમાં ઉચ્ચ પ્રકારના અનેક ગ્રંથો જનસમૂહ સમક્ષ ધરી સાહિત્ય જગતમાં અવનવો ઉમેરો કરી શકશે એવી આશા સાથે વિરમતો ! ઇત્યોમ શાંતિઃ !

તા–૭–૯–૨૭
આસ્ભાસા.

} રામભાઈ ફકીરભાઇ પટેલ.

# વ્યાપારીઓને સંદેશ!

ભૂતકાળમાં એક એવો પણ વખત હતો કે જ્યારે કસ્ટમમાંથી માલ છોડાવવા માટે એન્ટ્રીની જરૂરજ નહતી ! આજે એ વખતની યાદગીરિ પણ લોપ થવા લાગી છે. નવો સમય એક નવી નવી રૂઢીઓ અને ધારા ધોરણો પોતાની સાથે લેતો આવ્યો છે. કેળવાયેલા લોકો આજે સમજવા લાગ્યા છે કે કસ્ટમનું કલીઅરીંગ, ફોરવર્ડીંગ, અને શીપીંગ કામ કોઇપણ ભોગે કાયદાના અભ્યાસીઓને હાથેજ થવું જોઇએ. આજે તેવું સંતોષ પૂર્ણ કામ કરનારાઓમાં લોકોનું ધ્યાન માત્ર મેસર્સ કે. ડી. રાવલની કું. તરફજ ખેંચાયું છે. જ્યાં હમેશાં નવી નવી પુછપરછ કલીઅરીંગ અને શીપીંગના કામની આવ્યે જ જાય છે; અને મુક્ત કંઠે જેની પ્રશંસા પણ થાય છે. જેથી અમારે આપને પણ આમંત્રણ કરવાનું છે કે આપ અવશ્ય અમોને એકજ વખત કામ સોંપી અમારી સર્વીસની તુલના કરો.

## કે. ડી. રાવલની કું.

કલીઅરીંગ, ફોરવર્ડીંગ, અને શીપીંગ એજન્ટસ.

પી. ઓ. બો. ૧૮૩. મોમ્બાસા.

# પ્રેમાહુતિ

## પ્રકરણ ૧ લું.

### વસમી વિદાય.

"ડીયર વિનોદ! વૉટ હેઝ હેપન્ડ ટુ યુ ટુડે! (વ્હાલા વિનોદ! આજે આપને શું થયું છે?? મને શું કામ આવી મશ્કરી કરી સતાવો છો કહોમે? તમારા માઇન્ડમાંતો (મનમાં) સ્ત્રીઓની લાઇફ (જીંદગી) ટુકડા મળે તેથી સંતોષ માનનાર શ્વાન માફક પસાર થાય, તેમાંજ જમાનાના બાયેલ મરદોની શોભા સમાય છે; પણ અમારો તો જીવ જાય છે. ઓલાસેને! તમે તે કેવા હશો? શું આજે તમારો ચીયરફુલ (હસમુખો) ચહેરો કોઇને ત્યાં મોર્ટગેજ (ઘરાણુ) કરી આવ્યા છો? આજ હું કૉલેજમાં આવી શકી નહિ તેથી તો સોરી (દિલગીર) થયા નથીને? બળ્યું આ મને તમારૂં રીસણું તો પૃથ્વી પારનું લાગે છે. યુ (તમે) રીમેમ્બર (યાદ રાખજો કે)

વિનોદ! આ પાર્વતી પણ આ આજના જડ મહાદેવથી રીસાઈ જશે હાંકે! ત્યારે તો વહેલા વહેલા "માઇ લવ, માઇ લવ" કરતા કરતા મનાવશો પણ તે વખતે તો "હૈયામાં રહી જશે હામ અબોલડા શેના લીધા" એવાકયાનુંસાર એકચ્યુઅલ (બરોબર) થશે તે પણ સંભાળી રાખશો. બળ્યું હજીયે આ શંકરતો મનાતાજ નથી. બોલોને સુધારાના હીમાયતી! અરે ભૂલી કંથાધારી તમારાં પરમ્યુટેશન અને કોમ્બીનેશનને અહિં તો જરા ફેરવેલ (છેલ્લી સલામ) નહિ તો ગુડબાય તો આપો. હું તો થાકી. બોલોને બોલતાં શું ઓબજેકશન (અડચણ) છે! ચાલો પેલી લતા નજીક જઈ બેસીએ"

આમ કહી તે સોળ વર્ષની આજુબાજુ યુવાનીના તોફાનમાં આંદોલન મારતી ખીલતી કળી સમાન બાળાએ પોતાના કૉલેજ સહાધ્યાયી વિનોદને રાજી કરવા પ્રયત્ન આદર્યો; પણ તેની સહેજેય અસર થઇ નહિ. બાળા ખીજાઈ. તેણે પોતાના હાથમાંનું "બેડા વર્તમાન" અઠવાડીક સામેના બાંકડાપર મુક્યું, અને વિનોદના હોરેલા વાળ ચુંથી નાખવા પોતાનો નાજુક હાથ લંબાવ્યો.

વીશ વર્ષનો યુવાન કૉલેજીયન વિનોદ બાળાની નજીકજ હસ્તમાં ઍલજીબ્રા (અક્ષરગણિત) સાથે બેસી રહ્યો હતો. વિચારના વમળોમાં તે ગોથાં ખાતો હતો તે તો તેની મુખ મુદ્રાજ જણાવતી હતી! બાળા તે બેઠેલ બાંકડા નજીક ગઇ વિનોદના મનમાં શું વિચારો હતા તે જાણવા, અગર તો તેને આનંદીત કરી પોતાની સાથે આનંદી વાર્તાલાપ કરાવવા ઉપરોક્ત બાળાએ પોતાનો હસ્ત તેના માથાપર મુક્યો, અને એકજ સપાટે વિનોદના વાળ બગાડી નાખ્યા.

યુવાન હસ્યો. બાળાનો કર તેણે હસતાંજ પકડયો. ચુંબન થઇ ગયું. હાથ છુટા પડયા. યુવાને બાળાના આટલા બધા થોક પશ્નોના જવાબો આપવા માંડયા.

"મેના! ત્હારી પર હું દીલગીર કદી નહિ બનું તને જોઇ મારૂં હાર્ટ (હ્રદય) પરિતૃપ્ત બને છે. માઇ લવ (મારી વ્હાલી) તને શા માટે હું હેરાન કરૂં છું તે હું પોતેજ સમજી શકતો નથી. હું બીકણુ છું. મેના તું બ્રેવ છે (બાહદુર છે) ઘણીયે શરતો રમતાં તેં મને જીત્યો છે. ત્હારા બોલે, તારા સોંદર્યે તારા પ્રેમે, મને તારી તરફ મેડ (ગાંડો) કર્યો છે. આજે ખરા રીઝનથી (કારણથી) તું કોલેજમાં [illegible] અનેબલ (અશકત) હતી, તેથી હું દીલગીર શા માટે બનું?"

પોતાની જીત થવાથી હસતી મેનાએ વિનોદના ગાલપર આંગળી લગાવી પ્રશ્ન કર્યો.

"તો પછી વ્હાઇ આર યુ ગ્લુમી ટુડે!" (તો તમે આજે દીલગીર કેમ છો!" કહી તેણે વિનોદ સાથે પોતાની બેઠક લીધી

"મેના! જો દેખ આજે ઘેરથી મોટાભાઇ શશીકાન્તનો તાર આવેલો છે, તેજ મારી ચિંતાનું વાદળ છે. તેજ મને એફ્રેડ (ભયભીત) કરે છે" એમ કહેતાં વિનોદે મેનાને પોતાના ખીસ્સામાંથી તાર કહાડી આપ્યો.

નાજુક આંગળીઓએ ઝટપટ શબ્દ બોલ્યા ચાલ્યા વગર તાર ઉકેલ્યો, વાંચ્યો આંખોએ મદન ઝરતાં અમી રસથી.

Come soon happy nows
Balubhai.

"જલદી આવો આનંદી સમાચાર બાલુભાઇ."

"અરે. આ આવડા મોટા પ્રોગ્રેશનના દાખલાપર તમે દીલગીર થઇ ગયા! વાહ, મારા સ્કૉલર વાહ! તમારી બુદ્ધિ ઉપર તો આજે કાટ વળ્યો જણાય છે" કહી બાળા હસી.

"માઇ લવ! તું ઇનોશન્ટ છે (નિર્દોષ છે) આ તારનો એઇમ (હેતુ) તું સમજે તો તો તને કેટલું પેઇન (દુઃખ) થાય તે પણ તું નથી જાણતી. આ તો એક દેખીતું પ્રલોભન છે. એ પ્રલોભન મેં તને શું નથી કહ્યું.

"તમે તો સાવ કેવા છો! વોટ એ કોલેજીયન યુ આર માઇ સ્કૉલર! (તમે કઇ જાતના કૉલેજીયન છો) કોલેજમાં માઇન્ડ (મન) જુદી દીશાઓમાં ગુથો છો. ઘરની બાબતમાં પણ ધી સેઈમ (એજ પ્રમાણે) આઇ કેનોટ એટઓલ અન્ડર સ્ટેન્ડ યુ ટુડે ડીયર વિનોદ વ્હાલા વિનોદ. આજે હું તમોને કંઇ સમજી શકતીજ નથી" કહી બાળાએ પોતાના હાથે બાંધેલ ઘડીયાળ તપાસી. સાંજના ૫ વાગ્યા હતા.

"મૈના! જો આમાં ઉંડો ભેદ ન હોય તો પછી મોટાભાઇ અન્ય મનુષ્ય મારફતે કદી તાર કરાવેજ નહિ, તે દીવસે સાયન્સ હોલમાં મેં તને બધી ફેક્ટ (બાબત) ન હતી જણાવી'! મને તો તેજ ડર છે. બોલ કહે વોટ શુડ આઈ ડુ! (મારે શું કરવું,)

"વિનોદ! ડીયર વિનોદ ચાલો હમણાંતાં પેલી નજીકના બાંકડા પર બેસી ટોક (વાત) કરીએ આવતી કાલે જરૂર ઘેર જજો. હા યસ હવે મને સમજણ પડી. ઓ હો વૉટ નૉનસેન્સ! તમારા માઉથમાં (મુખમાં) જીભ છે કે નહિ! પછી જો તમેજ જાતે

આમ નિરાશ બનો તો ફ્યુચરમાં આપણું શું થશે !" કહી મેનાએ 'ખેડા વર્તમાન' હાથમાં પકડયું.

"ડીયર મેના મને તો એજ ઠીક લાગે છે કે ઘેર જવુંજ નહિ. જે હશે તે ઓલ (બધું) મોટાભાઈ લેટર દ્વારા જણાવશે. માટે આમાં જવુંજ નહિ એ ઘણું એકસેલન્ટ (ઉત્તમ) છે."

"કંઇ નહિ. પણ વ્હાલા વિનોદ ! આપણે આ પ્રમાણે ક્યાં સુધી ડ્રામા (નાટક) ભજવીશું ! મોટાભાઇને જે હોય તે રીયલ (ખરેખરી) બાબત જણાવવામાં આપને શું વાંધો છે તે હું તો કંઇ સમજતી નથી."

બંન્ને જણ લતા નજીક આવ્યાં. બેંચપર બેઠાં. વાતનું લક્ષ-બીંદુ બદલાયું. ચિંતા ગ્રસ્ત યુવાન ઘડી ઉપરના વિચારોનું વિસર્જન કરી ગયો. અને એ તો રસભીનાં પ્રેમી દીલનાં સન્માન! દુઃખ ભૂલાવે તોય તે અને દુઃખનો અનુભવ કરાવે તોય તે.

બાળાના હાથને પોતાના હસ્તમાં રાખી યુવાન બોલ્યો "મેના ! આપણી સમાજોના રીવાજો ઘણાંની આશા ઇમારતો તોડી પાડે છે. આપણી રૂઢીઓ સમય પલટાતાં બદલાતી નથી. જેથી એ સમાજ દીન પ્રતિદીન સડતો જાય છે. આવા દબાણ વગરના કે રીયલ પોઇંટ (સાચા હેતુ) વગરના રિવાજોથી ત્હારા મ્હારા જેવાં ઘણાંનાં દીલ ચૂરા થઇ જતાં હશે. આખરે એ આશા પાછળ ખેંચા-યેલ જીવો સમાજને કલંકિત પણ બનાવે તેમાં પણ શંકાતો નહિજ અને તેમાંય લુક ડીયર (જો) સમાજને કલંક સહન કરવાં ઠીક લાગે છે. પણ એ કલંક શાથી આવે છે. અને તેનો ઉપાય શું છે

તે જોવા માટે જરાયે ચિંતા નથી. જુની રૂઢીઓ કયાં છે? એ તો ચાલી ગઇ" કહી તેણે મેનાનો હસ્ત છુટો કર્યો.

"ડીયર વિનોદ! તમારા બોલોમાં મને શંકાનો અભાવ થાય છે! મારા માટે ડીયર (ફોર માઈ સેક) તમે સમાજને ઠોકર નહિ મારો! ડીયર આ સ્થીતિમાં મને તો સમજાય છે કે વી બોથ આર હેંગીંગ અપોન ધી ડીપ વોટર્સ ઓફ ધી ઍાશન. (આપણે બંન્ને દરિયાનાં ઉંડાં જળ પર લટકી રહીયે છીયે)" બાળાનું મોહું ઉદાસ થયું.

વિનોદ આ સહન કરી શકયો નહિ. અને તે સહન કરે પણ નહિ.

"મેના! વ્હાય ડુ યુ ફીલ ધીસ મચ! (આટલી બધી લાગણી તને શા માટે થાય છે.) એ સમાજની રૂઢીઓ સાથે એકસીડન્ટ (અકસ્માત) તારા માટે હું કરીશ માઇ લવ? ત્હારો જોટો સ્વર્ગ મૃત્યુ, પાતળ ત્રણે સ્થળોમાં મને કયાંથી મળે!"

યુવકનાં આવાં વાકયોએ બાળાને આનંદ આપ્યો. પોતાની નાજુક અંગુલી વડે વિનોદના ગાલપર વ્હાલભર્યો ઇશારો કર્યો. તેના ચંદ્રની કાન્તિ સમાન કપાળથી વિભુષીત થએલ મુખ ઉપર રતાશ વળી. રસભીની આંખો ડોલવા લાગી. હસતા મુખે વાર્તાલાપ શોભ્યો.

"હા! મારો જોટો કયાંથી મળે! તેમાંજ દુઃખી પ્રત્યે લાગણી રાખતા હોય તેવો ડોળ કરી ગાર્ડનમાં બે સ્નેહીની રસભીની વાતોમાં વિક્ષેપ નાખતાં નાખતાં એ લીલાવતીના ઓળખીતા થયા. વખતનો

અને સંજોગોનો યુસ (ઉપયોગ) કરતાં તો તમોનેજ જાણે આવડતું હશે! મને છેતરવી એ ડીફીકલ્ટ ટાસ્ક (અઘરૂં કામ) છે હાંકે મારા સ્કોલર! આ પુતળીને કાચી માયા ના ધારશો. આતો મહાશ્વેતા કાદંબરી છે. સમજયા! જરા શરમાતાયે નથી.' કહી બાળા હસી પડી.

મેનાનાં શક ભર્યા વાકયોથી વિનોદ ખડખડાટ હસી પડયો. "અરે ગજબ! ગજબ! યુ મેના! તું એ બની શી રીતે! મહાશ્વેતા અને સાઈડ બાઈ સાઈડ (સાથે સાથે) વળી કાદંબરી પણ બની! વાહ! પીટી! પીટી! (દયા, દયા,) વળી લીલાવતી માટે નાહક શું કામ એન્વી (ઇર્ષા) કરે છે? પ્રીન્સીપાલે મને મોકલ્યો હું ગયો અને આર્ટ (કળા) વાપરી મેં તે કપલ (જોડાને) બચાવ્યું. ઉપકાર વશ થઈ લીલાવતી મારી પર મમતા રાખે છે તે શું તારી આંખોમાં આવ્યું!

તું તો ગાંડી છે. શું મારે કોઈનો ઇંટ્રોડયુસ ન કરવો! અરે તું તો વિચિત્ર માઇન્ડની (મનની) લાગે છે. દરરોજ એની એજ ડાઉટ (શંકા)? વળી બોલ મેના! 'ડીયર મેના! ત્હારો મારી પર શો અધિકાર છે! સાવ ગાંડી છે." આમ કહી મેનાને ચીઢવવા તેણે હસતાં હસતાં પોતાનો રૂમાલ મ્હોંપર દાબી હાસ્ય ખાળ્યું.

"જાવ! જાવ! તમે તો વીમઝીકલ છો! અને વળી વીમઝીકલ બીજાને બનાવો છો! ડીયર કહી મને સંબોધો છો એજ મારો તમારી પર અધિકાર સમજ્યા!"

વિનોદ શીર ખંજોળવા લાગ્યો. બાળાએ જવાબ ઉત્તમ આપ્યો "વળી તે દીવસે મને સૌની વચ્ચે સોનાની ડૅાટર (છોડી) બનાવી.

બીજી વખત કાઠીઆવાડી બનાવી. થર્ડ ટાઈમ ( ત્રીજી વખત ) તળાવ જતાં મને શ્રાવક બનાવી, અને તેથી તો વધારે તમારા કોઈ અપ્યાહાર ફ્રેન્ડની ( મીત્રની ) વૈરી બનાવી મને થીયેટરમાં શરમ લગાડી. અને માઇ ગુડ ગૉડ ઇન ઍડીશન ( અને મારા ભલા ખૂદા વધારામાં ) એટલાથી સંતોષ ન થયો તેમ જાણી મને છતા સર્વન્ટે ( નોકરે ) તમારા મકાનમાં ધોબણ બનાવી. બોલો ઠગાઇ કરનાર ઠગારા બોલો તમારો આમ કરવાને મારીપર શું હક દાવો હતો! ગાંડા તમે કે હું! સાવ ઇડીયટ ( ગામડાના ) છો. બળ્યો તમારો સંગ.' એમ કહી તે મોટેથી હસી પડી.

વિનોદ પણ હસ્યો. "અને હું શાનો ગાંડો! સંગતેવો રંગ! ઇડીયટ તો મારી મેના કે સોમૅની ( આટલાં બધાં ) માન પત્ર અને ડીગ્રીઓ વગર પરિક્ષાએ હોંશમાં અને હાંસમાં તેં સ્વીકાર્યાં. પણ બોલ હવે સર્વ જતું કરી તને સુરતી તરીકે ઓળખાવું તો કેવું સારૂં! વેરી ગુડ! આઇ લાઇક ગ્રેટ નીકનેમ વેરી મચ ( ઘણું સારૂં મને આવું વ્હાલુ નામ ઘણું ગમે છે!"

બાળા શરમાઈ ગઇ. લજ્જાવશ બની. તેને સમજાયું કે તેની હાર થાય છે. છતાં એ તેણે જવાબ આપ્યો કે "બળ્યું એ સુરત! એ તો બહુ રંગીલું અને પોમ્પ વાળું ( ભભકા વાળું ) છે."

વિનોદને સહેજેય વિચાર કરવાનો હતો નહિ. નયનો નચાવતી રસભીની આશાઘેલી બાળાને વધુ ચીઢવવા તેણે શાંત રીતે ઠાવકું મોં રાખી જવાબ વાળ્યો.

" પણ તું કયાં પોમ્પવાળી નથી? તુંતો સુરત છોડીને વલસાડ પાલગઢ વીગેરેનો ક્રોસ કરી મુંબાઈ સુધી તો પ્રહોંચતા આની

છે! પણુ જોજે ખબર છે કે વસાઇનો પૂલ જર્જરીત દશા ભોગવે છે. ડેન્જરસ (જોખમ ભર્યું) કામ છે. પણ જરા જો રેસ્ટ (વિસામો) લઇશ તો વાંધો નહિ આવે કારણ કે રેલવે નવો બ્રીજ બંધાવે છે એટલે ત્યાં એકસીડન્ટ થશેજ નહિ. કેમ ખરૂંને ડીયર મેના!" આમ કહી તેણે બાળાના પગપર અડપલું કરતાં હાથમાંની ચોપડી આંકડા પર મૂકી.

"હા હા તમે તો કાલીદાસ અને ભવભૂતિના વંશના લાગો છો. જેમાંને તેમાં અનફીટ (અણુછાજતાં) ઉપમાનાં ઠીકરાં ચોંટાડી દો છો. તમને ભાન છે કે તમારો વાસદનો મહી રીવર (નદી) પરનો પૂલ સીંગલ લાઇનોનો છે? તમેજ સાચવજોને! એકસીડન્ટ વખત આવ્યે મારો કે તમારો થાય છે તે બધું સમજાશે."

બાળાનાં આ વાકયોમાં જાદુ હતાં. તેનાં માર્મીક વાકયોથી વિનોદ પણુ ખીલી ઉઠયો.

તમારાં આવાં ટોંટ (ટાણાં) ઉપરતો આઇ માઇ-સેલ્ફ (હું પોતે) તમે જોજો કે પહેલ વહેલી વસાઇના નવા પૂલ ઉપર થઇ મુંબાઇ ના ટ્રાવેલીંગ (મુસાફરી) કરવા તૈયાર થઇશ અને પ્રભુ કરેને કદાચ સ્પેશીયલ ટ્રેનમાં તે બ્રીજ પર થઇ જઇશ તો તો પછી ફોર ઓલવેઝ (હંમેશ માટે) તમારે શેમ ફૂલ (શરમીંદા) રહેવાનું તે પણુ સંભાળજો. માઈ ટર્ન વીલ કમ (મારી વારી આવશે)" આવો ગૌરવ ભર્યો છટાદાર જવાબ આપતાં તેણે વિનોદની ચોપડી ઉંચકી ભોંયપર મરતીના જોરમાં ફેંકી દીધી.

વિનોદ સમજી શકયો નહિ કે હવે આ યુવતિને શો ઉત્તર સચોટ આપી શકાય? વળી તે સમજ્યો કે એક વાતપરથી તેઓ

અન્ય વાતપર જાય છે; જેથી મુળ વાર્તા ઉકેલવા માટે બન્ને અર્થ સારે તેવો જવાબ આપ્યો,

"મેના ! યાદ રાખ કે વીધાઉટ એની મુવમેંટ (કંઇ હાલ ચાલ વગર) હું તને સુરત મુંબઈ જતાં અટકાવીશ. ભૂલી જઇશ નહિ. અને તેમ છતાંયે જો કદાચ તું ચાલી જઇશ તો તો પછી તારા જેવી તોફાનના પૂરે તણાતી યુવતિને સાચવવા માટે મારા જેવા ટેમ્પરરી ગાર્ડની એપોઇન્ટમેંટ થવી જોઇએ એમ તો હું રેલવે ઑથોરીટીને (લાગતાવળગતા) આજથી લખી નાખીશ. ત્યારે તારૂં માન મર્દન થશે કે નહિ ? તને સીધી સરળ સસ્તી ગાંધી લાઇનમાં જતાં જરાયે ધારતી નથી. પણ આમ ટુ ટુ થતા વસાઇ પૂલપર જાય તોતો મારે પગલાં લેવાં પડે કારણ કે આફ્ટર ઓલ મેના ! ડીયર મેના ! યુ આર માઇન ! ( કારણ કે આપણે તો મેના મારી છે) બોલ હવે તું શું જવાબ આપે છે. એતો એજ કે અ[illegible]ान भवेत साधु !"

બાળા હસી, વિનોદનો હસ્ત પકડયો. દાબ્યો. ચાર આંખોએ તોફાને ચઢવા માંડયું.

"સમને તો કોઇ પહોંચશે નહિ. જાવ હું હારી અને તમે પણ મારા જેવી એક અબળા પર જીત મેળવી. જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે મારા વિનોદ કવિ. તમે તે મેનાના ગાર્ડ કે લીલાવતી નાકે કોઇ આ તાર વાળીના" કહી મેનાએ વિનોદનો હસ્ત વધારે ખેંચ્યો.

"ડીયર મેના હું કોઇનો ગાર્ડ નથી ત્હારોય નથી. હું તો ફક્ત એ 'ગરબાવાળી' નો ગાર્ડ છું. બોલ તું શું કહે છે"?

મેનાએ વિનોદના બન્ને હાથ પકડયા. અજાણપણે ભોળાં દીલનાં ભોળાં પંખીઓ એ લતાકુંજમાં દાખલ થયાં. જતાં જતાંયે મેના છાની રહી શકી નહિ,

" ઓ મારી પોથીના ચોર! મારી સીટપર રામ સીતા સ્વયંવરનાં ચિત્ર દોરનાર ચિતારા ! બેગમાં છાની રીતે ચોપડીઓ સાથે સેવો મમરા નાખનાર કંદોઈ કન્ફેક્શનર ! અરે મારા નામની હડતાળ પાડનાર હડતાળીયા! અને સયાજીપુરની આર્ટ્સ કૉલેજના સ્કૉલર! એ ગરબાવાળી તે મેના વગર બીજી અન્ય માયા નથી તે હું સમજુ છું હોંકે! ધૂતારા! બાળબ્રહ્મચારી! દૂધમાં અને કર્ડલ મીલ્કમાં (દહીંમાં) પગ રાખતાં ઠીક આવડે છે. આજે પણ તમારાં બધાં એ માનનું મર્દન જુવો હું કરૂં છું તે. " કહી લતાકુંજમાં તે બાળા વિનોદને કંઠે વળગી પડી.

" મેના જો ખસ. અરે ખસ યુ મેના દેખ આપણી તરફ આ રસ્તે વિક્ટોરીઆ આવે છે. આમ ભાન ભૂલે તે સારૂં નહિ. અને વળી વિદ્યાર્થી અવસ્થાના નિયમો પણ જાળવે નહિ તે ઠીક ન ગણાય " કહી વિનોદે મેનાને છુટી કરી બન્ને દીલ લતાકુંજમાંથી બહાર આવ્યાં.

બાંકડાપર સીટ (બેઠક) લેવાય તેટલામાં તો વિક્ટોરીઆ ત્યાં આવી પહોંચી. મેનાએ ચાલાક મેનાએ ખેડાવર્તમાન વાંચવાનો ડોળ કર્યો, જ્યારે વિનોદ હાથમાં ખુલ્લા પુસ્તક સાથે વિક્ટોરીઆ તરફ નીહાળી રહ્યો.

" હલો! કોણ મી૦ શાંતિલાલ! ગુડ ઇવનીંગ " વિનોદ ઉભો થતાં થતાં બોલ્યો.

ઓચીંતી ગાડી થોભી. વિનોદની ઉમ્મરનો એક યુવાન નીચે ઉતરી ત્યાં આવ્યો.

"ગુડ ઇવીનીંગ મીસ્ટર વિનોદલાલ, સારૂં થયું કે આપ મને અહિં મળ્યા. મેં હરિલાલ ન્યાયાધીશને ત્યાં પણ તપાસ કરી તો જવાબ આપ્યો કે "તેઓ આજે અહિં આવ્યા નથી." કહી તે યુવકે વિનોદ સાથે શેકહેંડ કર્યો.

લજ્જા વશ મેના શાંતિથી આ બન્નેની વાર્તા સાંભળતી હતી. હરિલાલ ન્યાયાધીશનું નામ સુણી તે જાણે ઓચીંતી લક્ષ આપતી હોય તેમ કહેવા લાગી." મારે ઘેર આપ શું કામ ગયા હતા? વિનોદલાલનો આપને એટલો બધો ખપ હતો! વાહ વિનોદલાલ સાંભળ્યું કે યુ આર રીકવાયર્ડ એવરી વ્હૅર. (તમને દરેક જગાએ ઇચ્છવામાં આવે છે) જ્યાં ને ત્યાં તમારો ખપ વાહ"

શાંતિલાલ પણ વિનોદ મેનાના કલાસમાંજ ભણતો કોલેજીયન હતો. તે મેનાને સારી રીતે ઓળખતો હતો. વળી તેને ખબર પણ હતી કે હોંશિઆર વિનોદને મેનાને ટયુશન આપવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું. તેનાજ કારણે તે હરિલાલ ન્યાયાધીશને ત્યાં ગયેલ હતો.

"યસ મીસ મેના! આઈ વૅાઝ ઇન અર્નેસ્ટ નીડ ઑફ મીસ્ટર વિનોદ; ઍન્ડ સો આઇ એટવન્સ વેન્ટ ટુ યોર હાઉસ. બટ યોર ફાધર હરિલાલ ઇનફોર્મ્ડ મી ધેટ વિનોદલાલ હેડ નોટ ગોન ધેર ટુડે." હા મીસ મેના મારે વિનોદની બહુ જરૂર હતી; અને તેથી હું તમારે ત્યાં ગયેલ પણ તમારા પીતા હરિલાલે જણાવ્યું કે વિનોદ આજે ત્યાં ગયાજ નથી."

"વેલ શાંતિલાલ! મારૂં શું કામ હતું?"

અરે હું ખરી વાત તો ભૂલી ગયો. મીસ્ટર વિનોદલાલ! લો આ આપનો તાર કૉલેજ છુટયા બાદ આવેલ હતો તે મેં લીધેલ છે. વારૂ સાહેબજી! મારે કામ હોવાથી જલદી જવું છે. તારતો આપનોજ છે ને! ગુડ બાઇ! સાહેબજી!" કહી શાંતિલાલ વિક્ટોરીયામાં જઇ બેઠો. ગાડી ઉપડી ગઈ.

અધીરી મેનાના દેખતાં વિનોદે તાર ફોડયો. વાંચ્યો.

" **Run down home immediately**
**shashikanta.**"

વિનોદે કપાળે હાથ મૂકયો. મેના તો સ્તબ્ધ રીતે તાર સામુજ જોઇ રહી ઉપરા ઉપરી બે તાર આવવાનો શો હેતુ હશે. એમ બંન્નેને તર્ક થવા લાગ્યા.

મેનાએ ઉદાસ, સ્હેરે પ્રશ્ન પુછયો. "વિનોદ! હવે આપ શું કરશો!"

"આજે બે તાર આવ્યા છે; તો એજ ઉત્તમ રસ્તો છે કે મારે સાંજની ગાડીમાં ઘર તરફ વિદાય થવું. પછી ત્યાં જઇ જે થાય તે ખરૂં. મેના! આ વખતે તો મોટાભાઇએ તાર કરેલ છે; માટે મારે ગયા વીના ચાલેજ નહિ."

"અને ત્યાં જઇ શું કરશો." દયા ઉપજાવે તેવા ભાવે મેનાએ કહ્યું.

"હું અત્યારે કંઇ કહી શકું નહિ. ત્યાંની સ્થીતિ જાણ્યા વગર તર્ક બાંધવા નકામા છે. તું ગભરાય છે શું કામ!

વિનોદ ઉભો થયો. ચાલવા લાગ્યો. તેની પાછળ શોક ગ્રસ્ત ચ્હેરે વિયોગ સહન ન કરતાં પગલાં ભરી મેના ચાલી. વિનોદે પાછળ જોયું. મેનાની આંખમાં અશ્રુ જોયાં. તેનું દીલ ભરાઈ આવ્યું. મેનાની આંખનાં અશ્રુઓમાં શંકાનાં વાદળ ભેગાં થતાં તેણે જોયાં. તેનું દીલ બળવા લાગ્યું એક બાજુ મોટાભાઈનાં તેડાં; જ્યારે અન્ય બાજુ મેનાનું મન. જવું તે તો તેનો નિશ્ચય થઇ ગયો હતો. મેનાને આશ્વાસન આપવા હસ્ત પકડી કહેવા લાગ્યો.

"મેના! આ વખતે તારે રૂદન કરવાનું ન હોય! હું ઘેર જઉં છું, અને ત્યાં જઈ પાછો આવી તને શુભસમાચાર જણાવું એ તારો ઉદ્દેશ આવા વખતે હોવો જોઇએ."

"અને આમ રડવાથી શું હું મરી જવાની છું! તમો શું કામ મનમાં ઓછું લાવો છો! જાઓ સુખે જાવો ડીયર વિનોદ પણ મને ભૂલી ન જશો." કહી તે રડી પડી.

નાજુક બાળાનું રૂદન વિનોદ સહી ન શકયો. "મેના ગભરાઇશ નહિ. ત્હારાથી મને કંઇ વધારે નથી. હું તારા સોગન ખાઇ તને વચન આપું છું કે તને પ્રાણ ગયેજ હું ભૂલીશ. ત્હારા માટે આ દેહ છે. આ દેહ મારા માટે છે. તને અશ્રુ સારતી જોઇ મારૂં દીલ બળે છે. શું મારીપર તને વિશ્વાસ નથી!"

"છે ઘણોયે છે. અને વિશ્વાસના આશા તંતુએ હું વિચાર માળાઓ ગુંથું છું. વિનોદ! તમે જાઓ. પ્રભુ આપને યોગ્ય રસ્તો સુઝવશે. મારૂં આશા મંદીર પ્રભુ સાચવશે એવી મને હવે ખાત્રી છે. ચાલો હું પણ સ્ટેશને આવું છું. આપને મૂકી હું બંગલે ચાલી જઇશ."

બાગમાંથી બહાર નીકળી બંન્ને જણ સરીયામ માર્ગપર આવ્યાં થોડે થોડે અંતરે પ્રકાશ આપતાં વીજળીનાં લાઇટ પાછળ હજારો જીવડાં પ્રાણ અર્પતાં હતાં. બંન્નેએ દશ્ય જોયું. તેજ વખતે એક બીજા માટે જીવ આપવાનો સંકલ્પ મનમાં બંન્નેએ એકી સાથે કર્યો. ભાડુતી ગાડીમાં બેસી બંન્ને સ્ટેશને આવ્યાં. હજીયે બાળાનાં પગલાં નિરાશા ભર્યાં હતાં. તેની મુખા કૃતિપર શોકની રેખાઓ અંકાઇ ગઇ હતી.

સાંજની ટ્રેન સયાજીપુર સ્ટેશનેથી ઉપડતી હતી. વિનોદે ભરૂચની ટીકીટ લીધી. બંન્ને યુવક યુવતિ પ્લેટ ફોર્મપર ગયાં. વિનોદે એક ડબામાં બારી નજીક બેઠક લીધી. યુવતિ બારી બહાર નિરાશ ચ્હેરે ઉભી રહી. ગળ ગળા શબ્દો તેના મુખથી ઉભરાવા લાગ્યા.

"વિનોદ આપ પાછા કયારે ફરશો ! ફ્રાઇડે કે સેટરડે મને તાર કરશો ! હું સામી આવીશ. બળ્યું મને આમ શું થતું હશે! વિનોદ મનમાં કંઇ લાવશો નહિ. મારાથી રડી પડાય છે તેથી ખોટું લગાડશો નહિ."

યુવતિને જવાબ આપે ન આપે તે અરસામાંજ પોતાના ડબામાં બેઠેલ એક મનુષ્યપર વિનોદની દૃષ્ટિ પડી, તે ચમકયો, ભયભીત થયો. છતાંએ ધીરા સાદે યુવતિને કહેવા લાગ્યો.

"મેના શા માટે નાહક ચિંતા કરે છે! રડીશ નહિ. સમ બડી સીઝ અસ. (આપણને કોઇ જુવે છે)"

શોકમાં દબાયેલી બાળાએ વિનોદનો એકપણ શબ્દ સાંભળ્યો નહિ. જ્યારે આદશ્ય વિનોદ જેના માટે ડરતો હતો તે મનુષ્ય બરાબર નિહાળી રહ્યો હતો.

પાંચ મીનીટનો બેલ વાગ્યો. મેનાના મનમાં કંઇકંઇ થવા લાગ્યું

આંખમાં ઝરઝરીયાં સાથે વિનોદને કહેવા લાગી. " તમે ગભરાશો નહિ. પ્રભુ સારૂ કરશે. મને પરંતુ ભૂલશો નહિ ડીયર "

આંસુની રેલ ચાલી. વિનોદની આંખમાં પણ અશ્રુઓ ઉભરાવા લાગ્યાં.

આ બનાવ વિનોદની સામેજ બેઠેલ એક ગામડીઓ જોયા કરતો હતો. અત્યાર સુધી મુંગા મુખે તેણે સર્વ જોયા કર્યું. પણ આખરે સહન ન થવાથી તે વિનોદને ઠપકો આપતો હોય તેમ કહેવા લાગ્યો. " એ ભલ્યાભાઇ! તમે જણાવો છો તો ચાલુ જમાનાના માણસ જેવા અને છતાં આ બિચારાંને શું કામ રડાવો છો! આજનો જમાનો તો હવે સુધારાપર ચાલ્યો જાય છે. તેમને સાથે લઇ જવામાં તમોને શું ભારું પડવાનું છે! તમે કયાં જવાના છો! અહિં નોકરી કરતા લાગો છો. પારકા શહેરમાં આવાં બૈરી માણસને મૂકી જવું ઠીક નહિ. ચાલ બ્હેન આવ ગાડીમાં બેસ. બીજા સ્ટેશનેથી ટીકીટ લેવાશે." કહી તે વિનોદ તરફ જોવા લાગ્યો.

ગાર્ડે વીશલ મારીને અંધારામાં લીલા રંગનું ઓલરાઇટ આપી દીધું. એંજીનની અલાર્મ વિશલ થઇ. મેનાનું હ્રદય ફાટુ ફાટુ થઈ ચૂરા થવા લાગ્યું. પોતાના હ્રદયના ધબકારા તે જાણી શકી. રડતા ચ્હેરે હસ્ત ધૂનન થયાં. બાળાએ નિશ્વાસ નાખ્યો, ગાડી ઉપડી હાથમાં પકડેલો રૂમાલ તેણે વિનોદપર ફેંકયો. આંખમાં આંસુ સાથે વિનોદે તે ઉપાડી લીધો બારી બહાર ડોકીયું કરી જોવા લાગ્યો અને એ રડતી બાળા ગૂમ થઇ. આંખમાં આંસુ પડતા યુવકને દૂર દૂર મેના પાસેથી છીનવી લઇ ટ્રેને ખડખડ કડકડ અવાજ સાથે નસાય તેટલું નાસ્યા કર્યું

વાંચક! આ મેના, વિનોદ, તાર વીગેરે ઘટનાઓ જાણવા માટે આપણે ઘણાં પાનાં ફેરવી ભુત ઇતિહાસ જાણવો રહ્યો.

# પ્રકરણ ૨ જું.



## કુદરતનો કેર.

આકાશ સુંદરીઓ પોતાનાં ગૌરવભર્યાં શીરપર બેડાં ભરી ભરી દોડતી દોડતી આવીને પૃથ્વીભાગને જળસિંચન કરતી હતી. આ કામ જાણે વિદ્યુતબાઇને ન ગમતું હોય તેમ તે આડી અવળી વાંકીચુંકી નમી નમી તેઓનાં કાળજાં ફાડી નાખતી હતી. છતાંયે આ સ્નેહભીની સુંદરીઓ તો જળનાં પાન કરાવવામાં મસ્ગુલ હતી. ચારે દીશામાં અંધકારનો શ્યામ પડદો છવાઇ ગયો હતો. દીશાઓ ઓળખી શકાતી નહિ હતી. જ્યાં ત્યાં જળનાં પૂર વહેતાં હતાં; જમીન એક તસુ પાદ મુકવાને પણ હતી નહિ. પવનના તોફાન સહિત વરસાદ મુશળધાર પડતો હતો. છાતી ચીરી નાખે તેવા કાટકા થતા હતા. અને તેમાંય વળી આ સમય રાત્રિનો હતો. જેથી તે ઘણો ભયભીત લાગે તે સહજ સમજાય

આવા સમયમાં એક અબળા યમુના નદીનાં કોતરોમાં પોતાનાં બે બાળક સાથે આમતેમ ખાડા ટેકરામાં પડતી પડતી આથડતી હતી. તેની આંખમાંથી ચોધાર અશ્રુઓ સરી પડતાં હતાં. પોતાના

મોટા બાળકને એક હાથે દોરતી હતી; અને બીજા નાના બાળકને કેડે લઇ ચારે તરફ નજર નાખતી નાખતી રખડતી હતી. અબળા ૩૦-૩૫ વર્ષની વયની જણાતી હતી. જ્યારે મોટો બાળક ૧૦ વર્ષનો અને નાનો બાળક ૫ વર્ષની આસપાસ જણાતો હતો. માતાના રૂદનથી, વળી વરસાદ તથા ઠંડીના ત્રાસથી બાળકો પણ આક્રંદ કરતાં હતાં. યુવતિ જાણતી હતી કે પોતે જળથી દૂર દોડી જાય છે, જ્યારે વાસ્તવિક રીતે તે નદી તરફ વહી જતી હતી. શૂન્ય દીશાઓમાં તે માર્ગ ભૂલી ગઇ હતી.

રડતી માતા પાછળ દોરવાતા રડતા મોટા બાળકે માતાને થાક લાગવાથી કહ્યું " મા મારાથી હવે ચાલી શકાશે નહિ. મા આપણે ક્યાં આમ પિતાજીને મુકી ચાલ્યાં જઇએ છીયે!"

માતાએ બાળને પગ સાથે ચોંપી આક્રંદ કરતાં જવાબ આપ્યો " ભાઇ શશી; આપણે ત્હારા પીતા પાસેજ જઈએ છીયે. તેઓ આપણને શોધતા હશે અને આપણે તેમને શોધીએ છીયે. વરસાદથી હેરાન થવાથી જોને વિનોદ પણ ધ્રુજે છે " કહી યુવતિ મોટા સાદે રોવા લાગી.

" મા ચાલોને આપણે પાછાં જઇએ. આમ તો પીતાજી મળે તેમ શાથી સમજાય!" નિર્દોષ બાળકે માતાને જણાવ્યું ભાઇ! પાછા ક્યાં જઇએ! દૈવ યોગે આ વર્ષાઋતુમાં યમુનામાં પૂર આવ્યું છે અને આપણે ઉતર્યાં હતાં તે ગામતો તે પૂરમાં ગૂમ થયું છે. આપણે હવે ક્યાં જઈશું. રાત્રિનો વખત છે. તારા પીતા પણ આપણી માફક રખડતા હશે. બળી આ ચોમાસાની જાત્રા

ક્યાં સુઝી ! દૂર દૂર જતાં પણ પાણીનો અંત આવતો નથી. વરસાદ પણ ધીમો પડતો નથી. ભાઈ ! તમે થાક લાગ્યો છે તો ચાલ પેલા વૃક્ષ નીચે જરાં થોભી આપણે પછી ચાલ્યાં જઈશું."

માતા પુત્ર વૃક્ષ નીચે ગયાં. ત્યાં પણ વરસાદથી સહેજ રક્ષણ થાય તેમ હતું નહિ. નદી તરફનું પાણી ધીમે ધીમે વધતું વધતું તેમની તરફ આવતું હતું. રડતી માતાએ પુત્રો સામે નિહાળી નિસાસો મુકયો. પતિને સંભાળવા લાગી. "હાય ? પ્રભુ તમો કયાં હશો ! હું અભાગણી બાળકો બચાવવાની આશાએ આ તરફ દોડી આવતાં માર્ગ ભૂલી હેરાન થઈ નિર્દોષ બાળકોને હેરાન કરૂં છું. પ્રભુ ? નાથ ? ઓ રમાનાથ ? તમે ક્યાં હશો ? હાયા અમને નહિ જોતાં તમારી શું સ્થીતી થઇ હશે ! તમો પણ અમારી શોધમાં કયાં ફરો છો ! આવો ! પ્રભુ ? આવો ? હવે તો હું અબળા કાયર થઇ. જીંદગીમાં આપને પામી આજે પહેલ વહેલોજ આ અત્યંત દુઃખદાયી દીન આવ્યો. રમાનાથ ! તમે ના કહેતા હતા, છતાં મેં આપને કાયર કરી જાત્રા માટે તૈયાર કર્યા. પ્રભુ? પણ મને શી ખબર કે આ દશા થશે ! હાય અમારૂં તથા તમારૂં શું થશે ! આ ઘાઢ અંધારી નિશામાં રસ્તો સુઝતો નથી. દીશા ઓળખાતી નથી મને પોતાને માલુમ નથી કે હું બાળકો લઇ કઇ તરફ જાઉં છું. હાય! આપણે કયારે ભેગાં થઇશું.!

માતાના આક્રંદે મોટો બાળક શશી બુમ પાડી રડવા લાગ્યો. વિનોદ પણ પોતાની બાળ હઠ બતાવવા લાગ્યો. માતા વધારે હેરાન થઇ. માનું હૃદય પુત્રો માટે બળવા લાગ્યું નીચે જળ હતું. જમીન પર બેસાય તેમ પણ હતું નહિ વીજળીના અજવાળે એક નાની

ટેકરી જણાઇ તે તરફ બાળકો લઇ પોતે ચાલી. ટેકરી પર પાણી હતું નહિ. ત્યાં ઘાસ ઉગી ગયેલું હતું મોટા બાળકને પાસે બેસાડી નાના વિનોદને ખોળામાં લઇ માતા છાનો રાખવા પ્રયત્ન કરવા લાગી. વરસાદ હજી સહેજ ઓછો થયો નહતો. તોફાન ધીમું પડયું નહિ હતું. વીજળીઓ ચમકારા કરી બાળકોને ડરાવતી હતી. કાટકાના અવાજ સાથે વિનોદ ઓચીંતો ચીસ પાડી ઉઠતો હતો. આ બધું આ પુત્ર ઘેલી માતા આંસુ ભીની આંખે નીહાળતી હતી. ચોમેર દ્રષ્ટિ નાખતાં કંઈ દેખાતું નહિ હતું. માતાની નજર એ ટેકરી પરથી અચાનક યમુનાનાં ઉભરાતાં નીર પર પડી. તેનું હૈયું ફાટી ગયું વીજળીના અજવાળામાં તેણે નીર જોયાં. અરે પુત્ર ઘેલી માતાને હવે ભાન થયું કે પોતે દીશા ભુલી નદીથી દૂર જવાને બદલે નદી સમીપ મ્હોતના પંજામાં સપડાવા આવી છે. બન્ને બાળકોને છાતી સાથે ચોપ્યા તેનું શરીર શીથીલ થઇ ગયું. તેની હિમ્મત અને શક્તિ એક પળમાં હણાઇ ગયાં. ટેકરી પરથી તે ઉભી થઇ શકી નહિ. રડતાં બાળકો માતાને આમ કરતી જોઈ વધુ ગભરાયાં. અબળાએ કલ્પાંત માંડ્યું પૂરો શરીર થઇ ગયાં. પવન શાંત પડી ગયો. છતાયે યમુનાનાં નીરનો પોતાની ગતિ। રોકયા વગર અરે આ માતાના રૂદનની પરવા કર્યા વગર વહેતાં હતાં. ઉભરાતાં હતાં. યુવતિ વિચાર કરે તે પળે માં તો પાણી ટેકરીની ચારે તરફ ફરી વળ્યું હતું. હવે અહિંથી જવાય પણ કેવી રીતે! પરન્તું પાણી ટેકરીને ડુબાડી પોતાનાં વ્હાલાં બાળકો સાથે પોતાને પણ ખેંચી જશે એ ખ્યાલ માતાને આવ્યો. ફરીથી છોકરાંને હૈયા સાથે દાબ્યાં. એગાંઠ સજ્જડ બંધાઇ ગઇ, બીકનાં માર્યા બાળકો માતાની ગોદમાં ચૂપ પડી રહ્યાં. હૃદય ભેદક

આક્રંદ યુવતિએ કરવા માંડયું. યમુનાનાં નીરને છતાયે લાગણી ન થઈ. જરાયે દયાભાવ ન ઉપજ્યો.

અબળાની ધીરજ ખુટી ગઇ. વિચાર કરવાનો અવકાશ હતો નહિ. ચારે તરફ નજર કરતાં કંઇ દેખાતું નહિ. ફક્ત વિજળીના અજવાળે પાણીનાં પૂર જણાતાં હતાં. જે રસ્તેથી પોતે આવી હતી; તે રસ્તે પાછા જવાના ઇરાદાથી પણ રક્ષણ થશે કે નહિ તે તો શંકાજ હતી. ભયથી ધ્રુજતી માતા પોતાનાં બન્ને બાળકોને છાતીએ વળગાડી બેસીજ રહી. બાળકોને આવા દુઃખમાં પણ માતાની ગોદ વ્હાલી લાગી. તેમને તો મનમાં કંઇ હવે ચિંતા રહી નહિ. ફક્ત મોટા શશીને ભયની લાગણી કેટલેક દરજ્જે દબાવતી હતી, અને જો માતાની ગોદમાં આટલી હુંફ ન હોય તો જગતનું અવલંબન પણ ન હોય.

માતાએ પ્રભુ કરે તે ખરૂં ધારી જે રસ્તે આવી હતી તે તરફ પાછા જવા વિચાર કર્યો. રસ્તો ઓળખાશે નહિ છતાં નદીથી દૂર જવાશે તો નીરનો ભય કંઇક દરજ્જે ઓછો થશે એમ ધારી તેણે ટેકરી પરથી ઉતરવા પ્રયાસ કર્યો.

બે ડગલાં ભરી નીચે પાદ મુકે તેટલામાં તો તે સ્ત્રીએ પોતે જે માર્ગે જવા ઇચ્છા રાખતી હતી તે માર્ગમાંથી પ્રલયકાળ બતાવનારો ખડખડ અવાજ સાંભળ્યો. વીજળી થઇ એ જ્યોતિના પ્રકાશે તેણે જાણ્યું કે તે રસ્તેથી પણ હવે પાણી પૂર વેગે વહી આવતું હતું. આ આવ્યું, આ આવ્યું, તેટલામાં તો પાણીનો ધોધ ત્યાં આવી પહોંચ્યો. આગળ પણ વહી ગયો. થોડાજ પળમાં હવે આ ટેકરીનું આરામ સ્થાન પણ જળ નીચે સમાઇ જશે એમ લાગે

વખતે પોતાનાં વ્હાલાં બાળકો સાથે પોતાનો પણ નાથ થશે તે ખ્યાલથી અબળાની આંખો ફાટી ગઇ. હવે નાસવાનો ઉપાય હતો નહિ. સમય વહી ગયા પછી તેની જે કિંમ્મત થાય છે; તેટલીજ બલ્કે તેની અર્ધી પણ કિંમ્મત જો મળથી અંકાતી હોય તો આ પૃથ્વીમાં કેટલાએ ફેરફારો થઇ ગયા હોત. મૃત્યુ પોતાની પાંખ તેમની ઉપર પસારવાની તૈયારી કરે છે તે વિચારે અબળાની છાતી ફાટી ગઇ. તેનું હૃદય પણ ડોલવા લાગ્યું. બાળકોને લઇ ટેકરીના ઉચ્ચ ભાગમાં તે જઇ પહોંચી; છતાં કંઈ હવે મ્હોતથી ઉગરવાની આશા તો થોડીકજ હતી.

જેનું નામ સાંભળતાં બહાદુર પુરૂષો શીથીલ થઈ જાય, જેના પ્રભાવે યોદ્ધાઓનાં કાળજાં કપાઈ જાય, જેની લાતથી ભલ-ભલાની ગરદનો સદાને માટે ઢળી પડે, તેવા મૃત્યુની કાળજીભથી એક અબળાનું દીલ ફાટી જાય તેમાં શી નવાઇ ? અને તેમાંયે વળી આ વખત રાત્રિનો હતો, તેટલું તો નહિ પણ સાથે સાથે તેનાં જીવન આશારૂપિ બે બાળકો પણ હતાં. અરે તેમનો ભોગ પોતાના હાથે–પોતાની ભૂલે–થવાનો હતો. જ્યારે સર્વત્ર આશા નિરાશામાં બદલાઈ જાય ત્યારે એ સર્વ વ્યાપક ઘટઘટ નંદકિશોર સાંભળે. હવે અબળાને તેનોજ ટેકો હતો. બાળકોને ગોદમાં મૃત્યુના પાશમાંથી છુપાવતી હોય તેમ કરી અબળાએ બે હાથ જોડી પ્રભુની દયા યાચના કરવા માંડી.

“પિતા ! દયાસાગર ! પ્રભુ ? મ્હેં શાં પાપ કર્યાં છે કે મને આટલો બધો સખત દંડ આપ આપી રહ્યા છો ? ન્યાયી ન્યાયાધીશ થઇને પ્રભુ ! આપ મારી સામું જરા જુવો. મારાં

બાળકો સાથે મારો વિનાશ થયેલો સાંભળી મારા રમાનાથ કયાં સુધી જીવન ધારી શકશે ? પ્રભુ ! ત્હારી યાત્રાએ નિકળેલ અમે આશાવાળાં યાત્રાળુઓ આજ નિરાશ થઇએ છીયે તો આ દાખલાથી આપ પર પતિજ કોણ લાવશે ? આપે નામના રટણથીજ ઘણાને તાર્યા, તે વાત કોણ સત્ય માનશે ! દ્રોપદી વાસ્તે હજારો ભોગ વિલાસ તજી પગ પાળા ગયેલા નંદકિશોર ઉપર કોણ શ્રદ્ધા લાવશે ? તમારા આંગણે આવી તમારી પ્રસાદીના ફળ રૂપ આ કમનશીબ પ્રાપ્ત થાય તેવો આક્ષેપ મારા પ્રભુ આપ કેમ સાંખી શકશો ! પ્રભુ મારા બાળકોને બચાવ. કુમળી કળી જેવાં મારાં બાલુડાં હતાં નહતાં આજ તારી કૃપાના અભાવે થઈ જશે પ્રભુ ! આ નિર્દોષ મારાં લાડકવાયાંયે શાં પાપ કર્યાં હશે કે મારી સાથે તેમને પણ આવી કઠણ અધોગતિના દ્વારે આવવું પડયું ! પ્રભુ ! કિરતાર ! ગરૂડગામી ! જળના સ્થળે જમીન પણ આપ બનાવો છો; તથા જમીનના બદલે જળપણ તમેજ કરો છો એવી આપની અવર્ણનીય શકિત જગતમાં જાહેર છે. ગ્રાહના પંજામાંથી ગજ મુકત કરનાર પણ મારા ભૂધર તમેજ હતા. ભક્ત ધ્રુવ તથા પ્રહ્લાદને સ્હાય કરનાર પણ આપજ હતા. સીતાની પરિક્ષા કરવામાં આપ જેવા સ્વભાવવાળા બન્યા તેવાજ સ્વભાવવાળા આજ પ્રભુ તમે ના બનશો ? મારી હિંમત ખુટી ગઇ છે. મારી ધીરજ તૂટી ગઇ છે. મારી આશાનું મંદીર ત્રુટી ગયું છે. પ્રભુ ! આ નીર તો ઉભરાતુંજ જાય છે. હાય લક્ષ્મીપતિ ! તમારા નામ પાછળ આવાં દુઃખ આ કળીકાળમાં મનુષ્યો ભોગવે તો આપને કોણ ભજશે ? મારા રમાનાથ હૈયાના નિર્દોષ રમાનાથની દશા શી થશે ! પ્રભુ તેમને કુશળ રાખજે. હાય હાય ઓ કમળાનાથ બંસીધર હવે તો હદ થઇ ! જુવો જુવો

પ્રભું આ કાળ આ આવ્યો. ઓ પ્રભુ, વિભુ જુઓ, એ મારા ફુલ વિનોદને ઉપાડી જાય છે ! પ્રભુ દયા કરો ઓ કાળદેવ! તમે જરા પાછા ફરો ! મારા ફુલને મને ભેટી જવા દો ! લાવો મારી આશાનું કિરણ લાવો ! તમે તેને શું કામ છીનવી લોછો. દયાળુ દેવ ! મારી પર તો દયા કરો ! ઓ રમાનાથ ! તમે આવોને ! જુવો જુવો આ કાળ વિનોદને ઉપાડી જાય છે. અને હાય હાય એ બાળક પણ કેટલું રૂદન કરે છે ! તમારાં કાળજાં ફાટી જાય ! અરે ઓ આકાશ ! હવે જરા નરમ પડો ! ઓ મેઘરાજા તમે શું કામ રૂવો છો ! તમે દેવ છો. તમારામા શકિત છે તો મારા બાળક માટે દયા આણી આપ રૂદન કરવા કરતાં એ કાળને સમજાવી, અને ન સમજે તો પછી તેનો પરાજય કરી મા ! બાળકને મુકાવોને !

હાય ! હાય ! મારી અરજ મોરલીધરે પણ ના સાંભળી ! ઓ ગાયોના ચારનાર ગોવાળ ! મારીપર દયા લાવી તમારો એ રાસ જરા વખત બંધ રાખી કારા બાળકોને બચાવવા ખાતર દોડતા આવો અને આ યમુનાને તેનો ગર્વ ઉતારવા જમીનમાં અંતર્ધાન કરી દો. ! આ પાણી તો આવ્યાં. હવે મારે અને પાણીને ચાર હાથ દૂરની થર્યાદા છે. ઓ પાપ નિવારિણી મારાં આ યમુના ! તમો પાપ કાપવાને શકિતવાળાં છો તે મારાં તથા મારાં આ ગાય જેથાં બાળકોની જે કંઇ કસુરો પાપ સથાન હોય તે બંધુ તમે આમારી દયા લાવી કાપી નાખો. જેથી પ્રભુ મ્હારી સ્હામે દોડી આવે ! અરે તમે બધાંયે કેવાં નિષ્ઠર છો ! કોઇ મારીપર દયા નથી લાવતાં અને મારાં દુઃખથી રાજી થઇ પરવા વગર ચાલ્યાં જાવ છો ! અને આ પાણીવા ખડખડ હાસ્ય કરે છે ! હાય તે હાસ્ય મારાથી કેમ સહન થાય! આવો પ્રભુ ! આવો ! હવે તો

હદ થઈ! મને બચાવો. મને રંકને નહિ તો મારાં બાળકોને પણ બચાવો.

અબળા ભાન ભૂલી ગઇ. યમુનાના પાણી ઉંચેને ઉંચે ચઢવા લાગ્યાં. બેભાનપણામાં ફાવે તેમ તે સ્ત્રી બકવા લાગી. તેની અરજ કોણ સાંભળે ! પ્રભુ વિના તે સાંભળે પણ કોણ ?

મનના થયેલા એક તારે અબળા મૃત્યુના વાગતા ઘંટનાદ સાથે પોતાનાં બાળકોને છાતી સરસાં દાબી ભાન વગરની થઇ પડી. મોટો બાળક શશી તો કયારનોએ ભાન ભૂલી ગયો હતો. જ્યારે નાનો બાળક વિનોદ માતાના કાલાવાલા ભર્યા બોલથી બીકમાં ને બીકમાં વખતે વખતે ચીસ પાડતો હતો. અબળાની સ્તુતિ બંધ થઇ. છતાં કુદરતનો કાર્યક્રમ ચાલુજ રહ્યો. છાતીએ વળગાડેલ બાળકો તેના હસ્તની સખત ગાંઠ નીચે દબાઈ રહ્યાં. સર્વ સૂન્યકાર થઇ ગયું. પાણીના રહેવાનો તથા વરસાદ કાટકાનો અવાજ ચાલુ રહ્યો. વિજળી આ અબળાને આમ દેખી હાસ્યની રેખાઓ વ્યક્ત કરવા લાગી. અબળાને કોઇએ પણ ન બચાવી જળ ઉંચે અને ઉંચે આવવા લાગ્યું. એ આશરે ૪ થી ૫ ચોરસ વાર જમીનથી હવે પાણી એક હાથ દૂર રહ્યું. પાણીના એકજ ઝપાટા ભર્યા આંદોલને તેઓની જીંદગીનો છેલ્લો શ્વાસ લેવાઈ જવાવાનો બાકી રહ્યો.

મનુષ્યોના આરામ સાથે કુદરત સહેજ પણ આરામ ભોગવતી નથી. તેનો કાર્યક્રમ ચીરકાળ સુધી ચાલ્યાજ કરે છે. તોફાને ચઢેલો અનિલ વાદળાંને ઘસડી દૂર લઈ ગયો. આછાં આછાં વસ્ત્ર પહેરેલ અભિસારીકા સમાન દીસતી નાજુક વાદળીઓ પળે પળે છુટી છવાઇ પ્રીયતમની શોધમાં દોડાદોડ કરી રહી. એ અંધકારનો પડદો ખસી

ગયો. મેઘરાજા ચાલ્યા ગયા તેમને મનાવવા વીજળીબાઈ પણ દોડી ગઇ. આકાશ મંડળમાં ગ્રહો અને તારાના અજવાળે ગંગાના જેવો ઉજવળ પંથ દેખાવા લાગ્યો. પ્રીયતમ સાથે ગેલ કરતી હોય તેમ આછાં ઓઢણાં વાળી વાદળીઓએ અમીરસ ફેલાવતા ઈન્દુની આસપાસ મયુર માફક પીંછાં ઢાળવા લાગી. પણ આ રમત પવનને સહેજેય ગમતી નહિ હોવાથી તેણે મહા મહેનતે એ સુંદરીયોને નસાડી મુકવા પ્રયત્ન આદર્યો હતો; અને તેમાં તે વિજયવંત પણ થતો હતો. આમ એક પ્રીયતમ પર અમીરસ માટે લુંટાલુંટ થયેલી જોઇ બીચારી ચંદાતો પાણીની અંદર થરથર ધ્રુજી રહી હતી.

આવી રીતે આ કાળજાં ચીરનારી નિશામાંથી આનંદદાયક બનેલ નીશામાં તે અબળા પોતાનાં બાળક સાથે બેભાન અવસ્થામાં તે ટેકરીપર પડી રહી. કોઈ વખત તે લવી જતી હતી કે ' રમાનાથ આવો દોડો ! પ્રભુ સ્હાય કરો. ' અને પાછી શાંત થઇ જતી હતી. બાળકોની પણ એજ દશા હતી. અરે ! કયાં તેમની યાત્રા ! અને કયાં આ દશા ! તેમની જીવનદોરી અત્યારે કઇ તરફ બળ કરતી હતી તે જાણવુ મુશ્કેલ હતું.

વરસાદ બંધ થઇ ગયો છતાં યમુનાનાં પૂર વધારે અને વધારે ચઢતાં હતાં. માતા તથા બાળકની સમીપથી હવે ફકત એકજ વેંત પાણી દૂર હતું. એક પળમાં જો વધુ પુર આવે તો તેઓ તણાઈ જાય તે પણ હવે સહેજ સમજાય તેવું હતું. તેમનાં શરીરને કોઈ કોઈ વખત પાણી અથડાઈ ચાલી જવા લાગ્યું. ભકતોની કે શુદ્ધ દીલથી તેમની થોડી ઘણી અર્ચના કરનાર પુરૂષ સ્ત્રીઓની પણ પ્રભુ લાંબી કસોટીએ દરકાર તો રાખે છેજ. એ તોફાને ચઢેલી

સરિતાનાં નીર સહેજ પણ આગળ વધી શક્યાં નહિ. તેની મર્યાદા બંધાઈ ગઈ. ફક્ત તેમનાં શરીરને અથડાઈ એ નીર વહી જતાં હતાં. આખી રાત્રિ આવી રીતે વહી ગઈ. હિંમ્મત હારેલી અબળા આખી રાત્રિ પોતાનાં બાળકો સાથે ભાન વગર ત્યાં પડી રહી.

પ્રાચી દિશામાં લાલ રંગનું નભ થઇ ગયું. પક્ષીઓનો કલરવ થવા લાગ્યો. એ નભ પાછળ કોઇ પોતાનો દુશ્મન હોય તેમ જાણી ચંદ્રે પોતાની જાળ ખેંચી લીધી અને બ્હીલે મુખે તે અદ્રશ્ય થવા લાગ્યો. તારાઓ તો ચુપાચુપ ખસી ગયા. સોનાની કુંચી વડે એ પૂર્વ દિશાનો દરવાજો સૂર્ય ભગવાનના સારથી અરૂણે ખુલ્લો કર્યો; અને જગતને નેકી પોકારી જાહેર કર્યું કે દીનકર ભગવાન પધારે છે. સૂર્યનારાયણ રાત્રિના વરસાદથી ગુસ્સે થયા હોય તેમ પ્રખર કિરણો વરસાવતા મુગટ સાથે બહાર આવ્યા. સર્વત્ર પ્રકાશનાં આંદોલન ઉછળવા લાગ્યાં.

યમુનાના પૂરે ડુબી ગયેલ ગામનાં જીવતાં મનુષ્યો પોતાના ગૃહો તરફ નજર નાખવા ગામ તરફ ફરવા લાગ્યાં દૂરથી તેઓ નિરાશ થઈ પાછાં જતાં હતાં. કારણ કે જ્યાં આગળ તેમનાં ભવ્ય મકાનો હતાં તે બધા અવકાશમાં પાણીજ ભરેલું હતું. બહુ ઉચ્ચ મકાનોના ઉપલા ભાગ દેખાતા હતા. તેની પર પણ સંખ્યા બંધ મનુષ્યો બેસી રહેલાં માલમ પડતાં હતાં. ગત કાલના અંતમાં આનંદિત ભાસતા આ આખા ગ્રામનો આવી રીતે નાશ થઇ ગયો.

વખત જતાં ગામમાં જવા માટે દૂરથી હોડીઓ આવતી જણાઈ. કેટલીએક હોડીઓ ગામનાં ઉચ્યાં મકાનોપર જીવ આશા ખોઇ બેઠેલ આબાલ વૃદ્ધને લઇ ચાલતી હતી તો કેટલીક આમતેમ તણાઇ

જતી વસ્તુઓ ભેગી કરવા સાહસ ખેડી પૂરનાં પાણી કાપતી જતી હતી. માછી લોકો ઈનામની લાલચે આ બધાં કાર્ય કરતા હતા. જમીનપર પહોંચી ગયેલ અને બીજાં નાસીને બચી ગયેલ મનુષ્યો પોતાનાં ડુબી મરેલાં સગાંને સંભાળી શોક કરતાં હતાં; તો કેટલાંક આશા પણ રાખતાં હતાં કે તેઓની માફક પોતાનાં આપ્તજનો બચી ગયાં હશે.

દીનકરના પ્રકાશથી પણ માતાપુત્રોમાં ચેતન ન આવ્યું ત્રણે જણ તેજ ટેકરી પર પડી રહ્યાં હતાં. તાપ ચોમાસા ૠતુનો એટલે તો સખત પડતો હતો; છતાં કંઇ તેમનામાં ચેતન પ્રેરણા કરી શકયો નહિ. આવાં ત્રણ નિર્દોષ પ્રભુની કૃતિથી ઘડાયેલ જીવોમાંથી કોણ બચશે અથવા તો આ વખતે કોણ જીવંત છે તે પણ જાણવું મુશ્કેલ હતું. માછી લોકો તે તરફ હોડી લાવતાજ નહિ.

મધ્યાન વીતિ ગયું દૂરથી પાણીનાં વમળોમાં ગોથાં ખાતી એક હોડી આ પુણ્યમયી ટેકરી તરફ આવતી જણાઇ, પાણીના વહેણ-તે માર્ગ કાપતી હોવાથી ઘણી ઝડપથી વહેતી હતી. તેની અંદર બે માછી જેવા મનુષ્યો જણાતા હતા. નદીમાં તણાઇ આવેલો માલ તેઓ હોડીમાં નાખતા નાખતા આ તરફ ચાલ્યા આવતા હતા. ભાગ્ય વશાત હોડી ટેકરી નજીકજ આવતી હતી. માલની તપાસમાં તેમાંના એક માછીએ અચાનક આ માતા પુત્રોને જોયાં. તેણે પોતાની સાથેના સોબતીને ઉદ્દેશી કહ્યું.

" એ અલ્યા જીવણ ! કીધું જો દેખ તો વાં પણે કો મડુ તણા તો પડ્યો હે. હાલ જલ્દી હંકાર દેખાયે એ જીવે કે મરે હે."

સાથીદારનું લક્ષ તેમાં હતુંજ નહિ. તેનું તો સંપૂર્ણ ધ્યાન માલ ભેગો કરવામાં હતું.

"ટળવા દે બધી કીધું એ પંચાત આપણે શું? મરે તો મરવા દે! આપણે માલ ભરાવું કે તીયાં જાવું!"

"કાવટીયા જીવણ! જો તો ઇતો અદયા મડુ ઓરત હે! દેખાતો ભુંડા દેખ! કો બાલુડાં પણ મરત હે. હાલ ભુંડા કીધું જો તો એ મરતહે કે જીવતા હે. પાપસે કરતો છે?"

"નારે! નારે! હાલ જવા દે રામા! એ ટાણો. કાલે મોટો રાફ મર્યો હે. એ તો ત્રણુજો માડુ વધતો હે"

ભલા? ઝખ ના મર! ઈતાં ઝખનો! ઇતો ઓરત? રામાએ દયા ભાવે જણાવ્યું.

સ્વાર્થી જીવણ માછીને જરાયે દયા ન ઉપજી. તેણે તો હોડી બીજી ગમ હંકારી દીધી. ભલો માછી રામો બૂમ પાડતોજ રહ્યો. તેની આંખે આ સહન ન થઈ શકયું. માછી મારવાનો પોતાનો ધંધો હતો છતાં તેને અબળા અને તેનાં બાળક બચાવવા માટે લાગણી થઇ કેમે કર્યો જીવણ માંનશે નહિ, તેવું તેણે જાણ્યું કે તરનજ પોતે પાણીમાં કુદી પડયો. તેને આશા હતી કે આમ કરવાથી જીવણ એની મેળે ટેકરી તરફ હોડી હંકારી લાવશે. અને પોતે આ પૂરાથાં પણ આટલું નજીક હોવાથી તરીને તે ટેકરીપર જઇ શકશે.

જીવણે રામાને પડતો જોયો અને કંઇપણ લાગણી સિવાય મોટા સાદે બોલવા લાગ્યો.

"મરરે ભુંડા મર ! ધ તારો બુડો બચાવે તો તને ડુબરે ભુંડા ડુબ"

કહી પોતે એકલો હોડી બીજી તરફ હંકારવા લાગ્યો. દયા ભાવ નો છાંટોપણ તેનામાં ઉત્પન્ન થયો નહિ. એકજ જાતિનાં બે મનુષ્યોમાં પ્રભુએ કેવી ઘટના અને પ્રેરણા કરી છે. તે આ ઉપરથી જાણી તેની અપરંપાર શકિતનું માપ થઈ શકે.

દયાળુ રામો પહેલાં તો પૂર પાટે તરવા લાગ્યો. પૂરતું પાણી સખત રીતે વહેતું હતું. તેમાં ઘણી જગાએ ભારા થતા હતા. છતાં તે બધા આ કુશળ માછી વટાવીને તરતો હતો. જીવણ નિર્દય દીલે પોતાના સોબતીની રક્ષા કરવાના સહેજપણ તર્ક સિવાય દૂર નિકળી ગયો, હોડી હંકારતાં હંકારતાં પણ તેની નજર પાણીમાં ગોથાં ખાતા રામા તરફ હતી. દયાળુ રામો આ પહોંચ્યો હમણાં બચાવું છું." એવી આશાએ પાણી કાપતો હતો. પ્રભુને આ ઘટના પણ ગમી નહિ. એક અબળા બચાવતાં તેના ભાગ્યમાં કંઈક જુદુજ લખાયેલ હતું. આશરે ૧૦૦ કદમ ટેકરીથી દુર સામે હશે, તેટલામાં તે એક ભમરામાં સપડાઇ ગયો પાણીના પ્રચંડ ભમરે તેને નીચે દાબી દીધો. કુશળ માછીએ આ ભમરની ચુડમાં થી બચવા ઘણા ઉપાયો કર્યા. પણ તે બધા વ્યર્થ ગયા. સહેજ વારમાં તે પાણીના ઉદરમાં સમાઈ ગયો.

અને આ બધું દૃશ્ય દુર હોડી હંકારતો જીવણે નિહાળ્યા છતાં તેના દીલમાં સહેજ પણ દયા ભાવ થયો નહિ.

"મરરે ભુંડા મર " એ વાક્યની સાથે તે હોડી હંકારતોજ ગયો. રામો ડુબ્યો તે જગાએ જવા તેને સહેજપણ દયાનો છાંટો

અડયો નહિ. પ્રભુએ જવા તેને સહેજ પણ દવાનો છાંટો અડયો નહિ. પ્રભુએ એકી સાથે બે કામ કર્યાં રામાનું ભાગ્ય પુરૂં કર્યું, સાથે સાથે જીવણની પરિક્ષા કરી. આ ઘટના ન્યાયી ઇશ્વરને નગમી પાંચ કે દશ મીનીટમાં જગ નિયંતા અશરણા શરણે જીવણની હોડીને પણ એક ભમરમાં ફસાવી દીધી, હોડી ચાકે ચઢી ફરવા લાગી એકલો મનુષ્ય તે હોડીને કેવીરીતે કબજે રાખી શકે! પોતે હવે જે માલ માટે રામાને ગુમાવ્યો, જેને માટે એક અબળા તથા તેનાં બાળકોની દયા ન આણી, તે બધો માલ તરછોડી એકાએક નદીનાં જળમાં કુદી પડયો.

ઉપરની ઘટના થઇ તે વખતે ટેકરી પરની અબળાના દેહમાં સુર્યની ગરમીથી ચેતન આવ્યું હતું. મહા મહેનતે તે બેઠી થઇ. પોતાનાં બાળકો તેણે જોયાં. જીવણની હોડી દુર જોઇ તે હોડી ડુબતીપણ દીઠી. એક મનુષ્ય તેમાંથી જળમાં કુદી પડયો તે પણ તેણે જોયું અબળાને લાગ્યું કે પોતે સ્વપ્નું જુવે છે. તે તો મરીજ ગઈ છે. તેનાં બાળકો પણ મૃત્યુવશ થયેલ છે. જેથી વળી "વ્હાલા રમાનાથ ? આ ગોઝારી આપની કાન્તા પતિ શશી વિનોદ સાથે ગઈ તો શોક ના કરશો" એ વાકય ભાગ્યું ત્રુટયું બોલી જમીન-પર ઢળી ગઇ.

ઉપરોકત બાબત બન્યા પછી આખો દીવસ એ ટેકરી તરફ કોઇ આવ્યું નહિ. સંધ્યા નારિ પોતાનાં ચળકતાં આભુષણો સાથે ચંદ્ર કાન્તને ભેટવા દોડી આવી. આજે વરસાદનું ચિહ્ન હતું નહિ. આકાશ પણ નિર્મળ હતું ઇન્દુ ચંદ્રા સાથે ગેલ ગમત કરતો કરતો આ અબળા તથા તેનાં બાળકો તરફ અમીરસની લાગણીથી તાકી રહ્યો. છતાં કોઇને એ અમીરસની સહેજ પણ અસર થઇ નહિ.

યમુનાનાં પૂરે ચઢેલાં પાણી પાછાં વળતાં હતાં. આખી રાત્રિ આવી રીતે પસાર થઇ. પૂરનું ઘણું પાણી ઉતરી ગયું હતું. ભૂખ્યાં તરસ્યાં બેભાન અગર મૃત બાળકો સાથે એ બેભાન પુત્ર ઘેલી, પતિઘેલી, પ્રભુઘેલી, વનિતા ત્યાં પડી રહી બીજા દીવસનો સુર્ય પણ ઉગ્યો. ગઇ કાલે જે દશામાં આ ત્રણ નિર્દોષને જોયેલ તેજ દીશામાં આજે તેમને નિહાળી દીનકર પ્રભુ પણ શોકીત જણાવા લાગ્યા

તે દીવસે મધ્યાન વખતે નીચે ઉતરતાં પાણીમાં થઇ એક હોડી જતી જણાઇ તેમાં આશરે ૮ ૧૦ મનુષ્યો હતાં.

"જુવો રામધન ! જુવો પેલી ટેકરીપર કોઈ જણાય છે. "હા હા ! અરે ભગવાન ! બરાબર છે. એ અલ્યા માછી ચાલ પેલી ટેકરી તરફ હોડી હંકાર ઉતાવળ કર જલદી કર."

હોડીએ ગતિ માર્ગ બદલ્યો. દીશા બદલાઇ અને થોડી પળમાં હોડી ટેકરી નજીક જઈ પહોંચી. દયાળુ દીલનો રામધન હોડીમાંથી ઉતરી તે ભય ઉપજાવનારી જગાએ ગયો. પોતાના બીજા સાથીને બોલાવ્યા અને આ માતા તથા બાળકોના જીવની આશા જણાયાથી તેમને હોડીમાં લઇ પોતે પોતાના જવાના સ્થળે ઉપડી ગયો. બે દીનના ભુખ્યાં બેભાન અગર મૃત દેહોને આજે પ્રભુ કૃપાથી આ બચાવનાર આવી મળ્યો. રામધન સાથેનાં બીજા મનુષ્યો પણ આ ત્રણેની સારવારમાં ગુંથાયાં.



# પ્રકરણ ૩ જું.



## સ્નેહવાડી.

"નીશો જેને ચઢે; દેહ બને ઉજાશ;
સાચા પ્રેમના પાયમાં, ગંગા બનતી દાસ"


ઢીયાળી સંધ્યાએ આકાશમાં તરેહ તરેહના સાથીઆ પુરી દીધા હતા, આખા દીનના શ્રમને લઇ સૂર્ય દેવ ક્ષીતિજની નીચે આરામ લેવા પધાર્યા પછી સંધ્યાને આ ભાન થયું. તેની સહચરી નિશા ડોકીયાં કરી આ બધું અવલોકતી હતી. સંધ્યા સુંદરી ઉપર નિશાનો હંમેશ વિજય થતો હતો; તે પ્રમાણે આજેય નિશાએ સંધ્યાને પરાજીત કરી સૃષ્ટિ ઉપર પોતાનું રાજ્ય સહેજમાં સ્થાપી દીધું. પૂર્વ દિશામાં ભગવાન પ્રભુના માથાના મુગટના મણિ સમાન હિમરશ્મિ નિશાની મીઠી ગોદ ભોગવવા આખા જગત ઉપર અમી વરસાવતાં વરસાવતાં વિયોગી દીલોને કટાર મારી કાપી નાખતા, અને સંયોગીના આનંદમાં વૃદ્ધિ કરતાં કરતાં દેખાવા લાગ્યો. પશુ પંખીઓ પોતાના સ્થાને ચૂપાચૂપ દશામાં ભરાઈ ગયાં હતાં.

આવા સમયે એક લલના વાસદ ગામના મધ્ય ભાગમાં પોતાના ભવ્ય મકાનની અગાસીમાં ઉભી ઉભી રેલ્વે સ્ટેશન તરફના જણાતા પંથ પ્રતિ દ્રષ્ટિપાત કરતી કરતી નિશાનંદ ચંદ્રને જોઇ નિસાસા નાખતી હતી. ચારે તરફ તેની નજર સહેજમાં ફરી વળતી; પણ સ્ટેશન બાજુ તે થોભી છાતી ઉપર પોતાનો કોમળ હસ્ત દાબી જે ફેરફાર તેના મુખ મંડળ ઉપર કરતી હતી, તેથી સહેજ સમજાતું હતું કે તે કોઇના આવવાની રાહ આતુર મુખે અને નયને જોતી હતી. શશીપૂર્ણ કળાએ ખીલવાતો ખીલતો તેને છંછેડતો હતો તેતો તે યુવતિના તેની તરફ થતા નયનપાનથીજ સમજાતું હતું.

દૂર દૂર ઝાડીમાંથી ટ્રેન પસાર થવાનો સ્વર સૂણી યુવતિના મુખ ઉપર હાસ્ય જણાવા લાગ્યું ટ્રેન આ આવી; આ આવી એ પૂલ ઉપર આવી. વીગેરે તર્કો તે કરતી હતી તેટલામાંજ ટ્રેન વાસદના સ્ટેશને આવી ઉભી. યુવતિ પોતાની ઉંચી અગાસી પરથી આ બધું નિહાળતી હતી. સ્ટેશનેથી ગામમાં આવતાં પેસેન્જરો પણ રસ્તે પડયા. રાત્રિના વખતમાં કોઇ ઓળખાઇ શકે નહિ છતાં તેણે એટલુંજ જાણ્યું કે હવે દરેક ઉતારૂઓ સ્ટેશન બહાર નીકળી ગયા છે. ટ્રેન પણ વીશલ મારી નાવલી સ્ટેશન તરફ ચાલી ગઇ.

યુવતિ આતુર થતી હતી. તેનું લક્ષ ઉતારૂઓમાંજ લીન થયેલું હતું. પોતાના મહોલ્લાના આંગણે તેણે એક વ્યાક્ત હાથમાં નાનીશી બેગ સાથે જોઇ, હસી, જોસભેર નીચે ઉતરી પડી. મકાનનું દ્વાર ખોલ્યું. આવનાર વ્યક્તિ બારણાની સમીક્ષ આવી પહોંચી.

" વ્હાલા ! આવ્યા ! શું થયું ! શું લાવ્યા ! "

પુરૂષે મકાનમાં પ્રવેશ કર્યો. નજીકના એક હિંડોળા પર પોતે વસ્ત્રો ઉતારી બેઠો. યુવતિના પ્રશ્નો ના જવાબમાં તે બોલ્યો.

" કાન્તા ? મને આશા લાગે છે, સાહેબ મારા ઉપર રાજી થયા છે, "

હં ! ત્યારે તો પ્રાણ રમાનાથ ! તમો આર્ડર, લઈનેજ આવ્યા હશો ! ક્યારે જવાનું ! યુવતિ, કે જેનું નામ કાન્તા હતું તેણે આનંદિત થતાં કહ્યું.

" કાન્તા ! વ્હાલી કાન્તા ! આર્ડર આજે મળ્યો નહિ પરંતુ આવતા સોમવારે ફરીથી વડોદરે જવાનું રહ્યું છે; ત્યારે બધી બાબતનો નિવેડો આવશે. મારી સાથે સાથે [illegible] એક સુરતી સદ્‌ગૃહસ્થની પણ અરજી છે. છતાં મને પરવાનગી મળશે તે ચોકકસ છે. " કહી પુરૂષ અંદરના ખંડમાં ચાલ્યો ગયો. પોતાનું આંગણું બંધ કરી યુવતિ પણ તેની પાછળ પાછળ ચાલી ગઈ.

પોતાના વ્હાલા પ્રાણ સમાન હૈયાના હાર રમાનાથને વાળુ કરાવી તે યુવતિએ પણ પરવારી લીધું રમાનાથ પોતે વાળુ કરી અગાસીમાં ચાલ્યો ગયો હતો, ત્યાં પડેલી એક આરામ ખુરશીમાં બેસી પોતે વિચારમાં ગુંથાયો. યુવતિ ઘરનું કામ પુરૂ કરવામાં નીચે ગુંથાઈ વ્હાલાના રસભર્યા સદીલના આવકાર અને સન્માન માટે પ્રેમી દીલો કેટલાં ઉતાવળાં થાય તેતો અનુભવથીજ સમજી શકાય.

રમાનાથ ખુરસી પર પડયો પડયો વિચાર કરતો હતો; તેટલામાંજ કાન્તા ત્યાં આવી પહોંચી. હંસગતીએ નાજુક લતા સમાન પોતાની ખીલતી પ્રિયાને આવતી જોઈ રમાનાથનું દીલ તેના તરફ આકર્ષાયું

" કોણ! મારી અભિસારીકા કાન્તા? આવ." "હા નાથ! જુવો આ ચંદ્રપ્રભુ શું કરે છે?" કહેતા કહેતાં કાન્તા ત્યાં આવી પહોંચી અને વિકાર ભરી આંખોમાંથી મદનનો રસ વરસાવતી વરસાવતી તે વ્હાલા રમાનાથની વ્હાલી અભિસારીકા તેના અંકમાં બેસી ગઈ.

રમાનાથે પ્રિયાના મુખ પર ચુંબન કર્યું. અને વ્હાલ ભર્યા વદનથી પોતાની પ્રાણાધિકા તરફ નિહાળી રહ્યો.

જુવો વ્હાલા આજે આપ ન આવ્યા હત, તો આ ચંદ્ર મારી શું દશા કરત!"

" કાન્તા! પ્રિયા કાન્તા! તુંજ કહે. તારા મુખે શ્રવણ કરવા હું માગું છું." કહી રમાનાથે ફરીથી પોતાના અંકમાં બેઠેલ પ્રિયાને અધરો પાન કરતાં કરતાં ગભરાવી નાખી.

" તમે શું નથી સમજતા! મને શું કામ પુછો છો!"

" ત્યારે! બોલો મારી મધુરી કાન્તા! તમે શું નથી સમજતાં તે મને પ્રશ્ન કરો છો!"

" વ્હાલા! તમે પણ ઠીક છો! પણ આ ચંદ્ર આટલો બધો અનહદ શાથી ખીલ્યો ભાસતો હશે!

" કાન્તા! ચંદાની સોબતથી".

" તો આપની ચંદા કયાં છે! મને જરા બતાવશો!

" હા જો આ મૃગ નયન વાળી મારી ચંદાજ આવા શબ્દો બોલે છે. તેને ઓળખતાં તને જરા પણ વખત નહિ લાગે."

કાન્તાનું મુખ મલકાયું. પતિની સોડમાં તેણે તે મુખ છુપાવી દીધું. પતિને હવે શી રીતે વાર્તાલાપ કરાવી ચંદ્રનાં કીરણ સેવવાં તેજ તે કળી શકી નહિ.

રમાનાથે પ્રીયાના વદનને ઉંચું કર્યું. તે વદનમાં મરતી હતી. તેમાં કામદેવનાં પુષ્પ બાણો ફેંકતાં નયનો હતા. તેમાં શુકને લજ્જાવનારી નાસિકા હતી અને તેમાં દંતકળીઓ દાડમના દાણાને પણ જરા વખત ભૂલાવનારી હતી.

" વ્હાલા આપણે વડોદરા જઇશું ત્યારે પણ આવી અગાસી રાખીશું હાં કે ! "

" જરૂર ! જરૂર ! કાન્તા તારા માટે હું ગમે તે કરીશ. તારાથી મને અન્ય કોઈ વસ્તુ જગતમાં વ્હાલી નથી. "

અને આપે સારંગી માટે શું કર્યું ? બબ્બુ આ જુની સારંગી તો હવે તો બે સુરી બની ગઇ છે

" વ્હાલી મનમાં સ્હેજ પણ ખોટું લગાડીશ મા અને ત્હારા જેવી કોમળ મારા મનને આનંદ આપનારી લતા સમાન સારંગી બેસુરી થશે ત્યારે શું કોઇ નવી સારંગી લાવી શકાશે ?"

કાન્તા હસી. કંથને હૃદયદાન દેવા લાગી. ખીલતાં બીલ્વ સમાન સ્તન જ્યારે રમાનાથની કાયાને ભેટયાં ત્યારે તે પોતે પણ ભાન ભુલ્યો પ્રિયાને હસ્તથી ઉભી કરી ખુરસીપરથી પોતે ઉઠયો નજીકજ કરેલી શય્યામાં પોતે સુતો વ્હાલાની આંખોમાં રસના તેજો નાખતી કાન્તા રમાનાથના શીર નજીક પથારીમાં બેસી ગઇ રમાનાથે પોતાનું શીર તેના ખોળામાં મુકયું ચંદ્રને લાગ્યું આ પ્રેમ આગળ પોતાનો પ્રેમ તુચ્છ ગણાશે જેથી પુર્ણ કળાએ ચંદા સાથે વિહાર કરવા લાગ્યો.

" કાન્તા ! ત્હારો પ્રેમ અનન્ય છે. ત્હા પ્રેમે હું દીવાનો બન્યો છું તેં મને ઉન્માદ કર્યો છે."

"પ્રભુ ! હું તો સૌંદર્યના સાગરમાં એક નાનું સરખું જંતુ છું મારી આટલી પ્રશંસા શા માટે વહાલા"

"ચંદ્ર કાન્તિ સમાન ત્હારા વદનને નિહાળી હજારો વિચારો હું વિસરી જાઉ છું. એવી તારા વદનમાં શું ચીજ હશે જેણે હું આટલો બધો આકર્ષીતો હઇશ ! બોલ પ્રિયા કાન્તા તુંજ બોલ" કહી રમાનાથે પ્રિયાનો હસ્ત પકડ્યો.

"અને શું મારા રમાનાથ મારી પર સૌંદર્ય માટેજ ઝુરી મરે છે કે ? મ્હે ભોળીએ તો તે આજેજ પારખ્યું, રમાનાથ તમે તો મને છેતરી" કહી કાન્તા મદમાતી કાન્તા હસવા લાગી.

"પ્રિયા તને સૌંદર્યથી હું ચાહું છું તેમ તો કદી નથી. તારા પ્રેમે હું દીવાનો છું તું મારા માટે જે પ્રેમ રાખે છે તે પ્રેમ અનન્ય છે એમતો હું તને વારે વારે કહું છું તે શું મારી કાન્તા હર્ષના આવેશમાં ભૂલી જાય છે કે"

"અને ચંદ્ર સમાન મારા રમાનાથ પોતાની પ્રાણાધિકા ચંદા સમાન માનેલી કાન્તા માટે કયાં એ પ્રેમ દેવની ઉપાસના નથી કરતા ? એતો વ્હાલા પરસ્પર મૈત્રી છે. પ્રેમ એ સ્વર્ગમાં જવાનો નિર્મળ રસ્તો છે. એ પ્રેમ હૃદયના ઉંડા ભાગનો હોવો જોઇએ."

"હા કાન્તા બરોબર બોલ જીંદગીમાં ત્હારી વ્હાલી વસ્તુ કઈ" કહી રમાનાથે કાન્તાના હસ્તપર ચુંબન કર્યું.

પ્રેમ ઘેલી વનિતા પોતાના પતિને પ્રેમઘેલો જાણી તેની કદર

કરવા સાથે તેને સહેજ ગભરાવવા માટે વિચાર કરી નીચેનો ગીતાનો શ્લોક બોલી.

"माता रामो मत्पिता रामचंद्रः
स्वामी रामोमत्सखा रामचंद्रः ।
सर्वस्वं मे रामचंद्रो दयालु,
र्नान्यं जाने नैव जाने न जाने." ॥

"માતા પીતા સ્વામી વા, સહચરી એકજ રામ,
દયાળુ રઘુપતિના વિના, બહું ન અન્યનું નામ".

રમાનાથે સ્વપ્ને પણ આવા ઉતરની આશા રાખી નહિ હોવાથી તે ખીજવવા જેવો થયો અને પત્નિને ઠપકા ભર્યા શબ્દોએ કહેવા લાગ્યો.

" કાન્તા ! જોયો તારો પ્રેમ ! જો ફરીથી આવો ઉત્તર આપીશ તો હું રીસાઈશ હાં."

"વાલા શું આ ઉત્તર આપને ન ગમ્યો ? તેમાં શું ખોટું છે મારા રામ સિવાય મને અન્ય વાલુ કોણ હોય !

રમાનાથ સહેજ પણ બોલ્યો નહિ અને શાંત રીતે પત્નિના ખોળામાંથી માથું લઇ તેણે ઉસીકા પર મુક્યું.

કાન્તાએ જાણ્યુ કે રમાનાથને આવા ઉતરથી રોષ થયો છે, જેથી "ભલે તમોને ખોટું લાગે. મારે રામ સિવાય કોણ છે," કહી ઉભી થઈ અગાસીની બારી તરફ ચાલી ગઇ રમાનાથ આ બધું [illegible] રહી [illegible]

બારી નજીક પહોચતાં કાન્તા બુમ મારી પગ પકડી નીચે બેસી ગઇ.

' ઓ મારા બાપ ? હાય હાય! અરરર ! મરીગઈ! હાય હાય! મને આ વિંછુ કરડયો-બાપ!"

"હે શું થયું મારી વહાલી કાન્તા! વિંછુ કરડયો ! કહેતો કહેતો રમાનાથ સફાળો ઉઠી કાન્તા તરફ દોડી ગયો. પોતાનો નાથ આમ નજીક આવતાં કાન્તા ખડખડાટ હસી પડી

"જુવો રમાનાથ ! કોનું રીસાવું ખરૂ પડયું ? વળી તમે જાણુતા નથી કે स रामो मे रमानाथ ( તે રામ મારા રમાનાથજ છે) આપની મુર્તિને દરરોજ સ્નાન કરી કોણ પુજા કરી પુષ્પોના હાર ચડાવે છે તે ભુલી ગયા ? મારા રામ મારા રમાનાથ અને રમાનાથની ગેરહાજરીમાં તેમના ફોટાની મુર્તિ કહી તે હસવા લાગી.

છેતરાયેલો નાથ રસઘેલી સુશીક્ષીત કાન્તાને વળગી પડયો તેને શયનમાં ખેંચી ગયો. તેને ભુજામાં સપડાવી દઈ મધુરો કહેવાતો આનંદ અનુભવવા લાગ્યો.

વાંચક આ પ્રણયી દીલોને આવી સ્થિતિમાં ભેટવા દઈ આપણે હવે તેમની સ્હેજ ઓળખાણ લઇએ તે વાસ્તવિક ગણાય

રમાનાથનાં માબાપ તેને ૧૦ વર્ષનો મુકી ગુજરી ગયાં હતાં તેના કાકા ગીરધરલાલે તેને પાળી પોષી મોટો કર્યો તથા સારી રીતે ભણાવવાની ઉમેદથી તેને એલ. એલ. બી સુધીનો અભ્યાસ કરવાની પણ ગોઠવણ કરી આપી રમાનાથ બી. એ માં પાસ

થયો તેજ વર્ષે ગીરધરલાલે તેને નડીઆદના એક આબરૂદાર પોતાની જ્ઞાતિના વણીકની કન્યા કાન્તા સાથે પરણાવ્યો. તે વખતે રમાનાથની ઉમ્મર ૨૦ વર્ષની હતી. અને કન્યાની વય ૧૩ થી ૧૪ વરસની હતી. પોતે પરણીને વધુ અભ્યાસ કરવા મુંબાઇ ગયો. જ્યારે કાન્તા નડીયાદની હાઇસ્કુલમાં અંગ્રેજી ભણવા લાગી. હોંશિયાર કન્યાએ આવી રીતે બે વરસ અંગ્રેજી અભ્યાસ કર્યો. પછીથી તો તેના પીતાને એક બે સગાંએ જરા ઠપકો આપ્યાથી, તેની મરજી વિરૂદ્ધ તેને નિશાળ છોડવી પડી. પોતે ઘેર રહીને પણ પિતા પાસેથી ગીતા વીગેરેનો અભ્યાસ કરતી હતી. આજ સમયમાં રમા-નાથ પ્રભુ કૃપાએ એલ. એલ. બી. માં પાસ થઈ ગયો. સર્વત્ર આનંદ થયો. ગીરધરલાલના તથા રમાનાથના શ્વસુરના હર્ષનો પાર રહ્યો નહિ.

કીન્તુ આ ભત્રિજા પાલક કાકાને લાંબા વખતથી પીડતા દમના રોગે કાળનો કોળીઓ આ પછી બે ત્રણ માસમાં બનાવ્યા. ગીરધરલાલને સંતતિમાં દયાળભાઇ કરી એક પુત્ર હતો. તેતો પહેલેથીજ લગ્ન ગાંઠથી બંધાયેલો હોઈ લાંબું ભણી શકયો નહતો. માંડમાંડ કોલેજનાં દ્વાર તેણે એક વરસ સેવ્યાં; પણ નાપાસ થવાથી પીતાના ધંધામાં જોડાઈ ગયો. ગીરધરલાલનો ધંધો કલકત્તા બાજુએ મારફતીઆનો હતો તથા એક બે સારી વિમા કંપનીના પણ પોતે એજંટ હતા. પિતાના અચાનક ગુજરી જવાથી દયાળભાઇને વિમાના રૂા. ૨૦૦૦૦ એકી રકમે મળ્યા. પોતે કલકત્તે વેપારની દેખરેખ રાખવા પત્નિ સહ ચાલ્યો ગયો.

અત્રે એલ. એલ. બી પાસ થઇને રમાનાથ વાસદમાં આવ્યો હતો.

તેના આવ્યા બાદ તુરતમાંજ તેનો પુજ્ય કાકા ગીરધરલાલ ગુજરી જવાથી પોતે ઘણો નિરાશ થયો, છતાં એક બે માસે ગીરધરલાલ વીસરાઈ ગયા. દયાળભાઇએ રમાનાથને મુંબાઈ જઈ કોઇ સોલીસીટર પાસે રહેવા જણાવ્યું. અગર તો પોતાને ફાવે તો વકીલાત કરવા પણ સૂચના કરી. છતાં રમાનાથને કંઈ સુઝયું નહિ. એટલામાંજ કલકત્તાની પેઢીના મુનીમનો તાર આવવાથી દયાળભાઈ પતિન સાથે કલકત્તે જવા તૈયાર થયા. રમાકાન્તને ભાઈથી જુદું પડવું ગમ્યું નહિ. દયાળભાઈની પતિન સરલાએ આ તકનો લાભ લઈ દયાળભાઇ ને સૂચના કરી કે નડીયાદથી હવે કાન્તાને અહિં તેડી લાવવી; જેથી રમાનાથ તેમના વિયોગનું દુઃખ ભૂલી જશે પતિનની સૂચના યોગ્ય ધારી દયાળભાઇએ નડીયાદ તાર કર્યો અને માણસ તેડવા મોકલ્યું.

બે દિવસમાં નવી વહુ કાન્તા સાસરામાં આવી. પોતાની જેઠાણી સરલાને પગે લાગી તેણે સબાષ્પ નયનો સાથે આશીર્વાદ મેળવ્યા. વાસદનાં તેમની નાતનાં માણસોને પણ કાન્તા કન્યા સારી રીતે ગમી અને વાતો થવા લાગી કે રમાનાથને સુપાત્ર કન્યા મળી. જ્યારે રમાનાથ મુંબાઇમાં હતો ત્યારે કાન્તા નડીયાદથી તેને પ્રેમ પત્રિકાઓ પાઠવતી હતી. અને તેના સ્નેહભર્યા જવાબો પણ પ્રાપ્ત કરતી હતી.

દયાળભાઈ તથા સરલા, આ નવાં વર વધુ એક બીજા સાથે હળી મળી ગયાં, ત્યારબાદજ કલકત્તાથી ઘણા તાર આવ્યા છતાં ગયાં. કાન્તાને માથે ઘરનો ભાર વહન કરવાનો થયો. ઘરમાં પોતે તથા રમાનાથ બન્નેજ હતાં. તે ઉપરાંત એક નોકર પણ

હતો. પતિ પત્નિનો સંસાર આવી રીતે શુરૂ થયો. વખતો વખત દયાળભાઇ કલકત્તાથી વાસદ કાગળો લખતા. અને બન્ને ત્યાં તેડતા હતા, છતાં તેઓ ત્યાં ગયાં નહિ. અને પત્ર દ્વારાજ ખબર આવતી રહી. નવ દંપતિએ બે વર્ષ વાસદમાં ગાળ્યાં. પોતાની મીલકતમાંથી ખર્ચ થતું હતું. વળી આવી રીતે ખર્ચ કર્યાથી અંતે ઘણું શોષવું પડશે, તે પણ કાન્તા રમાનાથને કહેતી. રમાનાથ સર્વ વાતો સમજતો હતો અને આખો દીવસ મન બાળ્યા કરતો.

ચતુર પત્નિ પતિના દુઃખે દુઃખી અને સુખે સુખી થતી. એકાદ બે વખત નડીયાદથી તેને તેડવા માણસો આવેલ પણ "મારા રમાનાથની શું દશા થાય" તે વિચારે તે આદર્શ પત્નિ નડીયાદનાં તેડાંને પણ પાછાં વાળતી હતી. પતિને રાજી કરતી હતી, અને પોતે રાજી થતી હતી. કોઈ કોઇ વખત પોતે સારંગી જાણતી હોવાથી શોકીન રમાનાથને સારંગીના સૂરથી આનંદમય બનાવતી હતી અને તેવા પ્રસંગે કદરદાન પતિ રમાનાથ પત્નિને આલિંગન દેતો હતો. આવી રીતે તેમની સંસારની યાત્રા પસાર થતી હતી.

બે વર્ષ આમ વીત્યાં તે દરમ્યાન કાન્તાના પિતા નડીયાદમાં ગુજરી ગયા. કાન્તાએ પિતાના મૃત્યુનાં સમાચાર સાંભળી ઘણું રૂદન કર્યું અને લગભગ ત્રણ દીન સુધી અનાજ સરખું પણ લીધું નહિ. પ્રેમઘેલો પતિ પોતાની વ્હાલી પત્નિ પાછળ ઉપવાસ કરવા લાગ્યો. કાન્તાએ પતિને નાહક દમવાનું ત્યજી દીધું. તેના પીયેરમાં તેના મોટાભાઇ ધીરજલાલ હતા. તેઓ વખતે વખતે વાસદ આવી બ્હેનની ખબર લઇ જતા. પિતા ગુજરી જવાનો શોક મુકાયો કે તરતજ માતા ગુજરી ગઈ. આ વખતે તો કાન્તા

તદ્દન દીવાના જેવી થઇ ગઇ. જેથી તેના ના કહેવા છતાં રમાનાથે તેને નડીયાદ વિદાય કરી પોતે કલકત્તા તરફ એકાદ માસ ચાલ્યો ગયો. કલકત્તામાં દયાળભાઇની તબીયત સારી રહેતી નહિ હોવાથી તેઓ પણ પોતાનાં પત્નિ સરલા સાથે વાસદ આવ્યાં. રમાનાથના વાસદ આવવાના સમાચાર શ્રવણ કરતાંજ કાન્તા નડીયાદ છોડી મોટાભાઇની રજા મેળવી વાસદ આવી.

અહિં સરલાને ટુંકમાં એક પુત્રનો પ્રસવ થયો. દેરાણીએ જેઠાણીની સુવાવડ તનમનથી કરી. સુવાવડ પસાર થઈ. બાળકનું નામ રમણલાલ પાડવામાં આવ્યું. ૫—૭ માસ પછી દયાળભાઇની તબિયત સુધર્યાથી પોતે પરિવાર સાથે કલકત્તે ચાલ્યા ગયા. હવે આ દંપતિને પોતાના માટે વિચાર કરવાનો રહયો. દયાળભાઇએ રમાનાથને કહ્યું હતું કે જો તેમનો ઈરાદો હોય તો કલકત્તાની પેઢીમાં મેનેજર તરીકે કામ કરવા આવે. પણ શાયે કારણોસર રમાનાથે આ વાત ગ્રહણ કરી નહિ. આવી રીતે ત્રણ સાડા ત્રણ વરસ વહી ગયાં. પતિ પત્નિ સંસારનાં સુખ વગર વીદને ભોગવવા લાગ્યાં ફક્ત રમાનાથ પોતા માટે કંઇ ચોક્કસ વિચાર કરી શકયા નહિ. કાન્તાને આ વાત મનમાં ઘણી ખુંચતી હતી, કિન્તુ પતિને આ વાત કહેવાથી તેઓ નાહક દીલગીર થાય છે, એ ભીતિથી તે કંઇ સંભાળતીજ નહિ.

આ અરસામાં રમાનાથના કહાને વાત આવી કે વડોદરામાં એક સબજડજની જગા પુરવા માટે એલ. એલ. બી. ની ખાસ જરૂર છે. પોતે કાન્તાને સર્વ બીના જણાવી અરજી તૈયાર કરી વડોદરા ગયો. પતિના પંથે ચાલનાર વનિતા ને તો વડોદરાનાં

સ્વપ્નાં આવવા લાગ્યાં. આપણું ભણુતર એવા પાયાપર રચાયું છે કે ગમે તે ડીગ્રી મેળવીને માણસ પોતાના માટે કંઇપણ વિચાર કરી શકતો નથી. એ ભણુતરે ભારતવાસીની દશા કેમ ફરી શકે ? તે ભણુતરજ આપણને હિમ્મત વિનાના કરી મુકે છે ? એક એલ. એલ. બી. થએલ પુરૂષને પણ કેટલો બધો વખત વગર ધંધે ગાળવો પડે છે, તેતો ઉપરના દાખલાથી, અને ચાલુ જમાનાના અનુભવોથી સમજવું મુશ્કેલ રહ્યું નથી. મશીન માફક ભણુતર ભણીને, મશીનની કળ સમાન થતા મનુષ્યને આખા યંત્રનો શો ખ્યાલ આવે ? તેને તો સહેજ ઇશારો મળતાં પોતાનું કામ કરવાનું રહ્યું.

અને વ્હાલા વાંચક આટલો ટુંકો ઇતિહાસ જાણવા તને રોકયા બાદ વડોદરાની શું બીના બની તેતો બધી આપણે પ્રકરણના મૂળમાં જાણી ચુકયા છીયે.

રજની વીતિ ગઇ પ્રાતઃકાળ થઇ ગયો. વ્હાલા ભર્થાર રમાનાથની હુંફમાં, તેને વળગીને તેની પ્રિયા કાન્તા, આમ્રવૃક્ષને વળગી રહેલી લતા માફક શય્યામાં મધુર સ્વપ્નોનો અનુભવ કરતી હતી. પ્રિયાની પાસમાં ગર્વઘેલો રમાનાથ પ્રિયાના મુખ સામું નિરખતો નિરખતો આંખો સાફ કરતો હતો. પથારીમાંથી પ્રાતઃકાળ થવાના કારણે પોતે ઉઠશે, તો વ્હાલી લતા કાન્તા હેરાન થશે, એ વિચારે તે કાન્તાના પગની સ્નેહઘેલી ચૂડ સાથે હસ્તબંધન ભોગવતો પડી રહ્યો. ગામમાં કલરવ થવા લાગ્યો. પ્રાચીદીશામાં રાતા રંગના અરૂણ સારથીનાં પગલાં સંભળાવા લાગ્યાં. છતાંએ સંતોષી નારી કાન્તા નિદ્રાને સેવતી રહી. નોકરે નીચે આવી દ્વાર ખખડાવ્યું. રમાનાથે તે જાણ્યું. પ્રિયાના ગાલપર ચુંબન કર્યું. ચુંબન થતામાંજ

વેલી જેવી પ્રિયાએ પોતાના નાથને આળસ મરડતાં હૃદયદાન દીધું. સફાળી ઉઠી બેઠી થઈ પતિ સામે નિહાળી હસી પડી.

"રમાનાથ વ્હાલા ! જય શ્રી કૃષ્ણ."

"જય શ્રી કૃષ્ણ મારી દેવી" રમાનાથે જવાબ વાળ્યો.

"કાન્તા ! નીચે નોકર આવી ગયો છે, જા, જલદી જા."

જતાં જતાંએ નાથને ન તરછોડવાની ઇચ્છાથી કાન્તાએ ફરીને તેને વળગી હૃદયદાન દીધું. અને હસતા ઓષ્ઠોએ કાન્તાના અધરોનું પાન પણ રમાનાથે કર્યું.

એ અઢાર વર્ષની નારી ચાલી ગઇ. સાથે પ્રિયતમનું દીલ લેતી ગઇ. આદર્શ આર્ય મહિલાઓ 'શયનેષુ રંભા'નો પાઠ આ ઉપરથી સારી રીતે સમજે. આ વહેવાર અતિ કામવૃત્તિ નથી બતાવતો, પણ તેમાંથી તો પ્રેમશીલા સ્નેહસરિતા ગંગા સરતી સરતી વહે છે; અને એ દીલોને પુણ્યમય બનાવે છે, તે સહેજ કળી શકાય. જે દેશમાં, જે પ્રાંતમાં, જે સ્થળમાં અને જે મકાનમાં, આવી આદર્શ મહિલાઓ પોતાનાં પુનિત પાદની કુમ કુમ છાપો પાડે છે; તે દેશ તે પ્રાંત, તે સ્થળ, અને તે મકાન ખરેખર ભાગ્યશાળી છે.

દિવસ થયો. અને દિવસના કાર્યક્રમોમાં પત્નિ પરોવાઇ. સોમવારની રાહતો કાકના ડોળાથી બંન્નેએ જોવા માંડી. જ્યાં કોઇ દીનની રાહ જોવાતી હોય ત્યારે એક પળ પણ એક વર્ષ સમાન ભાસે. આવી રીતે તેમને થયું.

સોમવાર આવ્યો. પતિ પત્નિની વિદાય લઇ શુકન સાથે વડોદરા જવા તૈયાર થયો. કાન્તાએ આશાવાળી કાન્તાએ પતિને વિદાય આપી. રમાકાન્ત વડોદરા જવા આતુર દીલે સ્ટેશને ચાલ્યો ગયો. અને તે આખો દિવસ કાન્તાએ આશામાં અને આનંદમાં વીતાડ્યો. શી મીઠી સ્નેહ વાડી ! અને શાં મીઠાં તેનાં પુષ્પો સાથે વિહાર કરતો મધુર મધુકર !

# પ્રકરણ ૪ થું

## મોહમયી તરફ

રમાનાથ વડોદરા નોકરીની આશાએ પોતાની પ્રિયતમા કાન્તાની વિદાય લઈ ગયો તે આપણે આગળ જાણી ગયા છીએ. પોતે સીધો સરકારી ઑફીસે ગયો. એક તરફ વેઈટીંગ રૂમ હતી; ત્યાં તેની સાથે અરજી કરેલ સુરતના સભ્ય પણ હાજર થયા હતા. બંન્ને એક બીજાને મળ્યા. અંતરમાં એક બીજા માટે શું યે હશે? પણ ઉપરથી અન્યોન્ય સારી રીતે વાતચીત કરવા લાગ્યા.

બરોબર ૧૨ વાગે યુરોપીયન ઑફીસર હાજર થયો. હમણાં આપણને બોલાવશે એ ઉમંગે બંન્નેનાં દીલ ઉંચાં થયાં. સાહેબને અન્ય કામ હોવાથી લગભગ બીજો એક કલાક ચાલ્યો ગયો. આશરે બે વાગ્યા પછી તેમને એક પછી એક અંદર બોલાવવામાં આવ્યા. રમાનાથ પોતે એલ. એલ. બી. થયેલ હતો, છતાં તે બીન અનુભવી હોવાથી આખરે તેના પ્રતિસ્પર્ધીને નીમવા બાબત સાહેબે સાંજના સાડાચાર વાગે નિર્ણય કર્યો. એલ. એલ. બી. રમાનાથ હતાશ થયો. પોતાની પત્ની વાસદમાં કેવી આશાઓ બાંધતી હશે

તેની આ નિમણુંક સાંભળી થી સ્થીતિ બનશે! વીગેરે વીચારોએ તે બીચારો નીરાશ થઇ ગયો.

સાહેબે સુરતી સજ્જની નિમણુંક કર્યા બાદ રમાનાથને હતાશ થતાં નિહાળ્યો હતો. પોતે કેવી આશાએ અહિં આવ્યો હશે અને કેવી નિરાશા પ્રાપ્ત કરવા કમનસીબ થયો છે તે વિચારે તે બીચારો આમ શોકાતુર દેખાય છે, તે પણ સાહેબની જાણમાં આવી ગયું. તેણે દયાળુ ભાવે રમાનાથને પોતાની ઑફીસમાં બોલાવી તેને આશ્વાસન આપવા માંડયું. પોતે ઘણો દયાળુ હતો તેતો તેની વાતચીત પરથીજ રમાનાથે જાણેલ હતું. જેથી કાન્તાને તેણે આશાજનક વાત કરેલ હતી; તે આપણે જાણી ગયા છીએ.

" Well Mr. Ramanath ! I am very sorry for you but we wanted an experinced man."

"મી. રમાનાથ હું તમારા માટે ઘણો દીલગીર છું. પણ અમારે અનુભવી માણુસ જોઇતો હતો."

"Oh no sir ! It is but Proper, and more over it is luck, '

"અરે ના સાહેબ ! તે ઠીકજ થયું છે. વધારામાં તેમાં નસીબ છે."

"I am Pleased with your knowledge and ideas, and so if you like, I may arrange for you in Bombay in a well known firm. Would you like Mr. Ramanath."

"હું આપના જ્ઞાન અને વિચારોથી રાજી થયો છું. અને તેથી

જો આપને પસંદ હોય તો, હું મુંબાઇમાં એક જાણીતી પેઢીમાં તમારી ગોઠવણ કરી આપું. મી૦ રમાનાથ તમને પસંદ છે ?"

"Yes sir! I will be Highly obliged"

"હા સાહેબ! હું આપનો ઘણો આભારી બનીશ."

"Well then. I am giving you one letter jnst now. you shall have to start to day."

"ઠીક તો હું તમને હમણાંજ એક કાગળ આપું છું. તમારે આજેજ ઉપડવું પડશે."

રમાનાથે સંમતિ દર્શાવી એટલે સાહેબે તેને એક કાગળ લખી આપ્યો. થોમસ કુક એન્ડ સન્સ ઉપરનો તે શીફારસ કાગળ હતો. સાહેબનો ઉપકાર માની રમાનાથ ચાલ્યો ગયો.

પોતે સીધો વડોદરાના મશહૂર બાગમાં ગયો. ત્યાં જઇ વિચાર કરવા લાગ્યો કે મુંબાઇ જવું તે તો ખરૂં, પણ આજે બારોબાર જો જઇશ તો વાસદમાં કાન્તાની શી દશા થશે? પણ જો છેવટ સુધી આમ કાન્તા કાન્તા કરીશ તો પછી નોકરી પણ નહિ મળે. એવા ઇરાદાથી તેજ દીને મુંબાઇ ઉપડવાનો વિચાર કરી પોતે સાંજે વડોદરા સ્ટેશનેથી મુંબાઇ જતી ફાસ્ટમાં ચઢી બેઠો ટ્રેનમાં પણ તેનું મન સ્થીર રહી શકયું નહિ. જરા પણ તેને ચેન પડયું નહિ.

વિચારોની ગડમથલમાં ભરૂચ પસાર થયું. નર્મદાનો ભવ્ય પૂલ વટાવી તેની ફાસ્ટ ચાલી ગઇ. ઉંઘનાં ઝોકાં આવવાથી પોતે પાટીયા પર આડો થઇ સુઇ ગયો. નિદ્રામાં પણ તેને કાન્તનાં મીઠાં સ્વપ્ન આવવા લાગ્યાં, વાસદમાં પ્રેમઘેલી વનીતા એ અગાસીમાં સ્વપ્નાવશ દશામાં નિદ્રા લેતી હતી. જ્યારે તેના હૃદયનો આરામ

રમાનાથ પણ ટ્રેનમાં એજ દશા ભોગવતો હતો. એક બે જગાએ ટ્રેન થોભ્યા બાદ સુરતનું સ્ટેશન આવ્યું. અહિં "મસાલેદાર બરફી પેંડા" તથા પૅસેન્જરોના અવાજેથી તે ઓચીંતો જાગી ઉઠયો. પોતાનું આખું ખાનું વડોદરાથીજ માણસ સિવાયનું હતું. પણ અહિં એક દંપતિ પોતાની ૪ કે ૫ માસની બાળકી સાથે અંદર દાખલ થયું. તેમના પોશાક તથા બોલીચાલી ઉપરથી તેઓ સુરત અથવા મુંબાઇનાં વાસી હશે તેમ રમાનાથે જાણ્યું.

ટ્રેન સુરત છોડી ગઇ. નવા આવનાર ગૃહસ્થે રમાકાન્તનો પરીચય પૂછ્યો. રમાનાથે પોતાની હકીકત તેને ટુંકમાં જણાવી. બન્ને ત્યારબાદ મુંબાઈ બાબતમાં અન્ય વાતોમાં ગુંથાયા. આ ગૃહસ્થ પોતે મુળ સુરતના વતની હતા. પણ હાલમાં મુંબાઇમાં તેઓ શેર દલાલનો ધંધો કરી [illegible] કમાણી મળવાથી ત્યાંજ રહી પોતાનો ધંધો ચલાવતા હતા. મુંબાઈના શેર દલાલોમાં આ ઘેલાભાઇ દલાલ બહુ કાબેલ ગણાતા હતા. તેમનાં પત્ની સરસ્વતી પણ પતિના ધંધાને આટલી પાયરી પર ગયેલો જોઇ પોતે મહાલક્ષ્મીની ટેકરી સુધી ગર્વ અને શોખ મીજાસમાં ગયાં હતાં. સરસ્વતી અત્યારે ૨૫ વર્ષની હતી જ્યારે ઘેલાભાઇ લગભગ ૪૦ વર્ષની આજુબાજુના મનુષ્ય જણાતા હતા. જ્યારે રમાનાથ તથા ઘેલાભાઇ અન્ય વાર્તાલાપમાં ગુંથાયા હતા, ત્યારે સરસ્વતી નવા મનુષ્ય રમાનાથની શુદ્ધ અને સરલ વાણી પર હસતી હસતી પોતાની બાળકી કુમુદને ખોળામાં લઈ બેઠી હતી.

"વારૂ રમાનાથ તમરૂં મુંબાઇમાં કોઇ ઓળખીતુ છે કે નહિ? આપ ક્યાં ઉતરશો?"

ભાઈ! અરે! હવે આવા રમાનાથ જેવા એક વકીલને આપણે ત્યાં ઉતરવાનું, તેમાં વળી પુછવાનું શું!" સરસ્વતીએ ઘેલાભાઈના પ્રશ્નનો ઉત્તર રમાનાથના વતી આપી દીધો.

"મી. ઘેલાભાઇ! ક્યાં ઉતરવું તેતો નક્કી નથી. પણ હું ધારૂં છું કે જો હૉસ્ટેલમાં જઇશ તો કોઈ પણ ઓળખીતું મને મળશે, એટલે ત્યાંજ જવા વિચાર છે."

"વાહ! આજકાલ મુંબાઈ છોડયે આપને લગભગ ૩ થી ૪ વર્ષ વીત્યાં, તો પછી ત્યાં હૉસ્ટેલમાં જુના ચાકર નોકર સિવાય તમોને ઓળખનાર કોઇ જડશે નહિ એમ મારૂં ધારવું છે." ઘેલાભાઇએ કહ્યું.

"ના ના રમાનાથભાઇ! આપ અમારે ત્યાંજ આવજો. જુઓ તો ખરા મારા હાથનો કંસાર ખાઇ જશો કે તુરતજ સરસ જગા મળશે. માટે વકીલ સાહેબ બીજે કંઇ જશો નહિ. કેમ શું કહો છો?" યુવતીએ છેલ્લું વાકય ઘેલાભાઇને ઉદ્દેશીને ઉચ્ચાર્યું.

ઘેલાભાઇએ ડોકું ધુણાવી સંમતિ દર્શાવી. રમનાથ તો મનમાં એજ વિચાર કરવા લાગ્યો કે આ દંપતી કેવાં ભલાં છે! પોતાને એક કલાકની પીછાનમાંજ કોઇ જુના ઓળખીતા માફક વાત કરી આનંદ આપવાનો તેમનો કેવો સરસ આશય છે! મુંબાઇના બધા ગૃહસ્થો આવા હોય તો કેવું સારૂં! મારી કાન્તાને આવી સહીયરનો સંગ થાય તો પણ આનંદ. આવા વિચારોમાં તેણે પણ હા પાડી.

સરસ્વતી રાજી થઇ. તેણે પોતાના ખોળામાં નિદ્રાવશ થયેલ બાળકીને રમાનાથના પાટીયા પર સુવાડી. રમાનાથ પણ તેને સગવડ

કરી આપવા માટે ઘેલાભાઇ સાથે બેઠો. આથી સરસ્વતી પોતાની બાળકીને લઇ સામા પાટીયા પર સુઇ ગઈ. ગાડીના ખડખડાટ અવાજો સાથે તેની આંખ નિદ્રાવશ થઇ ગઇ. રમાનાથ તથા ઘેલાભાઇ સામાસામી વાર્તાલાપ કરવા લાગ્યા.

વ્હાલા વાંચક આવી રીતે રમાનાથ મુંબાઇ તરફ જતો હતો, જ્યારે તેજ વખતે તેની પ્રેમદા કાન્તા વાસદમાં તેનાં સ્વપ્નમાં દર્શન કરી આનંદ માનતી માનતી કંઇ કંઇ લવી જતી હતી. તેની સ્થીતિ આપણે જાણી ગયા છીયે. હવે આપણે અહિં કાન્તિલાલની યશસ્વી કાર્કીદી જોઇએ.

સ્વપ્નમાંજ સુતેલી અસ્વસ્થ વેલી સમાન યુવતિ કાન્તાની નજીક આવી કાન્તીલાલ તેના મુખચંદ્ર ઉપર દીવાનો થતો ઉભો હતો, તેજ વખતે પ્રભુ પ્રેરણાથી રમાનાથના મકાનની પાછળના ભાગની દીવાલમાં બાકું પાડી ત્રણ ચોરો તેના મકાનમાં દાખલ થયા. દરેક ચોર આજુ બાજુ ચોર ફાનસ લઇ મુદ્દામાલ માટે તપાસ કરવા જે ભાગમાં જવાય ત્યાં વીના સંકોચે ગયા. એક ચોર મેડાપર ગયો. તેણે ધીરજલાલને શાંત રીતે ઉંઘતો જોયો. પોતે લપાતો પથારી નજીક આવ્યો. શરૂઆતમાં કોઇ માણસ સારી રીતે તપાસ કર્યા બાદ ચોરી કરે તે ન્યાયે તેણે ધીરજલાલનો ચહેરો ફાનસના લાઈટથી તપસ્યો. તે ઉંઘતો હતો તેમ તો તેણે જાણ્યું. છતાં પોતાના ખીસ્સામાંથી તેણે એક શીશી કાઢી તે ધીરજલાલને સુંઘાડી દીધી પછી પોતે નીચે ચાલ્યો ગયો. પોતાના એક સોબતીને લઇ ફરીથી તે ઉપર આવ્યો. અત્રે કોઇ નહિ હોવાથી હવે બંન્ને ચોરો નજીકમાંજ લટકતા કોટ તપાસવા લાગ્યા. ખીસ્સામાંથી જે કંઇ હતું તે

સર્વ તેમણે ખાલી કર્યું. આમાંનો એક ચોર ત્યાર બાદ ધીમે ધીમે અગાસીના દાદરનાં પગથીયાં ચઢવા લાગ્યો. અગાસી ઉપરની બારીએ જતાંજ તેણે એક મનુષ્યને આચીંતો એક સ્ત્રી પર પડતો જોયો. પોતે ગભરાયો કે ઘરમાંનું એક મનુષ્ય પોતાની સ્ત્રી સાથે અત્યારે વિષયભોગમાં મસ્ત બની આમ ચેષ્ટાઓ કરે છે પણ હવે અહિં રહેવું ઠીક નથી.

શંકીત દીલવાળો કાન્તિલાલ કાન્તાપર પોતાના ભૂતકાળના હક માની તુટી પડયો. સ્વપ્નમાં રમાનાથનાં દર્શન કરતી અબળાને લાગ્યું કે રમાનાથ પોતાને ભેટવા તલસી રહ્યો છે. આ આવ્યા. આ આવ્યા. તેટલામાં તો શયતાન કાન્તિલાલ તેની પર દીવાનો બની પોતાની જાળ પાથરી રહ્યો હતો. સ્વપ્નમાંજ રમાનાથ માની કાન્તાએ પોતાના બે હસ્તો વડે ખૂબ જોસથી તેને દબાવ્યો. કાન્તિલાલ સમજ્યો કે કાન્તા જાગે છે. હજી તે મારાથી શરમાય છે. આજ કેટલાં વર્ષે પોતાનાં વચન તે પાળવા તૈયાર થઇ છે. આજ વિચારોમાં તેણે શંકિત દીલે એ મુખચંદ્ર ઉપર પરવાળાં જેવા અધરનું પાન કરવા પોતાનું મુખ નીચે નમાવ્યું. એ મુખ નીચે નમાવતાં નમાવતાં તેના હર્ષનો પાર નહતો.

થયું: એક પળમાં આ શીલવાળી યુવતિ હવે કલંકિત થઇ જવાની. નિર્દોષ રીતે નિદ્રાધીન બનેલ એ રમાનાથની પ્રેમદા આજે કલંકિત અજાણપણે બનવાની પળ આવી. ચંદ્ર ઉપરથી વાદળી ખસી ગઇ. તેને તે વાદળી બતાવવા લાગી કે જુવો તમે એ પ્રેમદા ઉપર શું મોહ પામો છો! તે તો બીજાને પોતાના હૈયા પર તમારા દેખતાંજ દાબી રહી છે. કળાબાજ ચંદ્રનાથી આ [illegible]

નહિ. કાન્તાના મુખ ઉપર મોહીત બનેલ કાન્તિલાલે તેના કોઇ અવયવ ઉપર હજી સુધી તેને કલંકિત બનાવે તેવું કર્મ કર્યું ન હતું મુખનું પાન કરવા જતાં પણ શંકીત ભાવે તેણે અગાસીની બારી તરફ જોયું.

એક બુકાની બાંધેલ મનુષ્ય તેણે દીઠું. ગભરાયો. નક્કીજ ધીરજલાલ છે. હવે શું કરવું? એમ ધારી તેણે કાન્તાની ભરેલ બાથ એકદમ છુટી કરી ઠુઠકો માર્યો. નિદ્રાધીન બનેલ કાન્તા એકદમ જાગી ઉઠી. હજી તેને ભાન હતું નહિ. પોતાની નજીક એક મનુષ્યને રમાનાથની ગેરહાજરીમાં જોઇ તે એકદમ ભયભીત થઇ ગઇ. હાય હાય મારા અસ્વસ્થ દેહને તો તે અડયો નહિ હોય! આ ભય તેને થયો. એજ પ્રશ્નોમાં અને એજ વિચારોમાં તેણે "ચોર ચોર ધીરજલાલ મોટાભાઇ ચોર ચોર" બૂમ પાડી. કાન્તિલાલ સડાક લઇને નીચે ઉતરી ગયો તે પણ બધો મામલો સમજી ગયો. ધીરજલાલ પથારીમાં હજી પડેલાજ હતા જેથી બારીમાં ડોકીયું કરનાર અન્ય મનુષ્યધારી તે દોડતો દોડતો પાછો ઉપર ગયો. ધીરજલાલને તેણે દોડતાં દોડતાં બૂમ મારી પણ તે ઉઠયોજ નહિ.

"શું થયું? શું થયું? કાન્તા માસી! ચોર! ચોર! કયાં છે! કયાં છે! અરે કોઇ આવો! ચોર! ચોર! પકડો પકડો! દોડો! દોડો!"

કાન્તિલાલે બૂમરાણ કરી દીધું. કાન્તાને પણ હવે સંપૂર્ણ ભાન આવ્યું. પોતાને બચાવવા કાન્તિલાલ આવ્યો છે તેમ પણ તેણે જોયું. [illegible]આબરી ને ઉભી થઇ બૂમ પાડવા લાગી કે

"ચોર, નીચે ભાગ્યો છે. ચાલો ઉતાવળા જલદી તે કંઈ લઇ જશે. હાય હાય હવે શું થશે?"

કાન્તિલાલ નીચે ઉતર્યો. તેની પાછળ કાન્તા પણ ગભરાતી ગભરાતી દોડી આવી. તેણે ધીરજલાલને જગાડવા પ્રયત્ન કર્યો પણ તે જાગ્યોજ નહિ.

આ અરસામાં કાન્તિલાલે હાનસ ચેતાવી દીધું. શેરીમાં પણ અન્ય મનુષ્યો ટોળે મળ્યાં. તેમણે બૂમરાણ કરવા માંડયું. આખા ગામમાં 'ચોર ચોર' થઇ રહ્યું. ચોરો તો કાન્તાની બૂમ સાંભળી પાછલી ભીંતે પાડેલ બાકા દ્વારા પલાયન કરી ગયા હતા.

ધીરજલાલ જાગ્યો નહિ તેટલે કાન્તાએ એકદમ રડવા માંડયું. "હાય! હાય! હાય! મારા મોટા ભાઇને મારી નાખ્યારે! બાપ આ શું થયું? ભાઇ ઓ ભાઇ!" કાન્તિલાલ પણ ગભરાઇ ગયો. ધીરજલાલ બોલતા નથી તેમ જાણી તેનું હૈયું ફટકી ગયું. શું ધીરજલાલ ઘડી ઉપરનો બનાવ જોઇ પોતાની બ્હેનને ભ્રષ્ટ માની મૂર્છાવશ તો નહિ બન્યા હોય? એવો પણ તર્ક તેના મનમાં થઇ ગયો.

મકાન નીચે બૂમરાણ વધ્યું. કાન્તિલાલે નીચે જઇ દ્વાર ખોલ્યું. ૨૫-૩૦ માણસો તથા બૈરીઓ ઘરમાં દાખલ થયાં. ખોળાખોળ થવા માંડી. આખરે ચોરોને નાસી જવાનો રસ્તો મળ્યો. કાન્તિલાલને આ બાબત જાણી જીવ ઠેકાણે આવ્યો. પોતાનું કાર્ય ધીરજલાલે જાણ્યું નથી તે ચોક્કસ છે. વળી કાન્તાએ પોતાની મરજીથીજ મને બોલાવેલ તે પણ ચોક્કસ છે, કારણકે તેણે પોતાના હાથેજ મને છાતી સરસો દબાવ્યો હતો. પણ જ્યારે મેં કોઇ

બુકાની બાંધેલ માણસ જોયો ત્યારે તેણે પણ તેને જોયો હશે જેથી તે બુમ પાડી ઉઠી. વીગેરે કલ્પના તેના મનમાં રમવા લાગી.

ત્યારબાદ અન્ય મનુષ્યો ચોર પગલાં શોધતા શોધતા ગયા. કેટલાક ધીરજલાલની સારવારમાં પડયા. એક દેશી વૈદ્યને પણ રાત્રે ગામમાંથી તેડી આણ્યો. તેણે જણાવ્યું કે તેને બેભાન બનાવવાની દવા સુંઘાડવામાં ફક્ત આવી છે. માટે ફીકર જોગ નથી. પછી તેણે એક જાતનું ઔષધ ધીરજલાલના મુખમાં નાખ્યું. ધીરજલાલ ધીમે ધીમે ૧૦-૧૫ માનીટમાં જાગી ઉઠયો. તે બેઠો થઇ ગયો. બ્હેન કાન્તા રાજી થઇ. પોતાની પાછળ આટલાં બધાં મનુષ્યો ભેગાં થયેલ જોઇ તે ગભરાઇ ગયો. "શું છે! શું થયું! કાન્તા! કાન્તિલાલ"?

સર્વ હકીકતથી તેને વાકેફ બનાવવામાં આવ્યો. "કંઇ ફીકર નહિ! બ્હેન કાન્તા! ગભરાઇશ નહિ." તેણે બ્હેનને આશ્વાસન આપવા માંડયું.

ધીમે ધીમે ટોળે મળેલ લોક વીખરાઇ ગયા કાન્તા તથા ધીરજલાલ પણ નીચે ગયાં. કાન્તિલાલે ગૃહનું દ્વાર વાસી દીધું. ભીંતમાં મોટું બાકું પડેલું જોઇ કાન્તાના મનમાં તો હજી પણ શંકા હતી કે કદાચ ચોર ઘરમાં સંતાઇ ગયો હશે!

"શું શું ગયું છે બ્હેન? તપાસ કર તો." 'ધીરજમામા! મારૂં પાકીટ પણ ગયું છે."

"હેં શું કહો છો? કાન્તિલાલ! પાકીટમાં કંઇ જોખમ હતું?"

"હા. રૂપિઆ ૧૦૦ ની એક નોટ તથા ૧૦ રૂપિઆની [illegible] પાંચ નોટ હતી. તે ઉપરાંત બીજું ઘણુંયે હતું."

કાન્તા સમજી ગઇ કે બીજું ઘણુંયે હતું તે અન્ય નહિ પણ પેલા પત્રોજ હશે. ચાલો ઠીક થયું. ચોરો તેને કામના નહિ ધારી ફાડી નાખશે, લપ ઓછી થઇ.

કાન્તાએ પછી એમતેમ ફરી ધીરજલાલને ખબર આપી કે પોતાની કોઇ વસ્તુ ગઈ નથી. એટલામાંજ ઘરનો ચાકર ત્યાં આવી પહોંચ્યો. વાત સાંભળી તે બીચારો દોડતો દોડતો ત્યાં આવ્યો હતો. તેને પાડી નાખેલ ભીંત આગળ બેસાડી ધીરજલાલ મેડાપર ગયા. પોતાના ખીસ્સામાં હાથ નાખ્યો.

"અરે! મારૂં ખીસ્સું પણ ખાલી છે ને?" તેઓ નિરાશ થઇ બોલ્યા.

"કેમ ભાઇ! અંદર કંઈ જોખમ હતું?" કાન્તાએ પ્રશ્ન કર્યો.

"હા બ્હેન! તેમાં રૂ. ૫૦૦૦ ની એક ચેક ધી નેશનલ બેંક ઓફ ઇન્ડીયા પરની હતી. તેના પઇસા ગમે તે લઇ જાય તેને મળે તેમ છે. વળી નંબર પણ મને યાદ નથી." કહી તેણે કપાળે હાથ મુક્યો.

"મી ધીરજલાલ! અરે ધીરજમામા! ગભરાસો નહિ. આપણે મુંબઈ તાર કરી દઇએ જેથી બેંક કોઇને તે ચેકના પઇસા આપશે નહિ. સમજ્યા?" કાન્તિલાલે જણાવ્યું.

"હા ભાઇ! બરાબર છે. તેમ કરો તો કંઈ વાંધો છે?" કાન્તિલાલનો ઉપકાર માનતી કાન્તાએ ભાઇને કહ્યું.

કાન્તિલાલ આ ઉપકારવશ આંખોનો ભાવાર્થ એમ સમજ્યો કે પોતાની વાત કોઇએ જાણી નથી માટે કાન્તા મારી સામું જોઈ

નયનના ઈશારાથી પ્રભુનો ઉપકાર માનવા મને સુચના કરે છે જોયો લુચ્ચાનો સરદાર ? આવા શયતાનો જગતના ખુણે ખુણે ભરાયેલા હોય છે. પ્રભુએ આજરોજ પ્રણયી કાન્તાને આવી વિલક્ષણ ઘટના પેદા કરી કલંકિત થતી બચાવી. અજાણપણે નિદ્રામાંજ આ યુવતિ આજે સદાને માટે કાળમુખી બની જાત. બાકી જો તે જાગતી હોત તો તો એનો ડંશ સર્પણી જેવો હતો; તેમાંથી આ શયતાન બચવા પામત નહિ. પ્રભુએ આવી ઘટનાથી પણ તેનું પતિવ્રત સાચવી દીધું. કાલે શુ થશે તેની કોને ખબર ?

સવાર થયું. રમાનાથ વકીલ પોતાના નવા ઓળખીતા સ્નેહી સાથે મુંબાઈ પહોંચ્યો. સરસ્વતીના આગ્રહથી પોતે તેમને ત્યાં ગયો. તેને બીચારાને ક્યાં ખબર હતી કે પ્રભુએ કેવી કેવી રચનાઓ તેના મકાનમાં રચી દીધી હતી ! સવારની આણંદ તરફથી વડોદરા જતી ટ્રેનમાં કાન્તિલાલ તથા ધીરજલાલ બંન્ને વડોદરા ઉપડી ગયા. કાન્તાને પ્રાણલાલને ત્યાં રહેવા ધીરજલાલે બંદોબસ્ત કરી દીધો હતો. સવારમાં ભીંત તોડેલ જગા પૂરી દેવામાં પણ આવી. કાન્તિલાલે વડોદરા પોષ્ટ ઑાફીસમાં જઇ એકને તાર કર્યો. જ્યારે વડોદરાથી ઉપડતા બપોરના ફાસ્ટમાં ધીરજલાલ મુંબાઈ ચાલ્યા ગયા.



# પ્રકરણ ૫ મું

---

## "આછી છાયા"

---

સરસ્વતીના હસ્તે કરાયેલ કુકુંમસહ રમાનાથ ફોર્ટમાં મેસર્સ થોમસ કુક ઍન્ડ સન્સની પેઢીએ નોકરીના માટે શીફારસ પત્ર લઇ મુંબાઇ ગયો તેજ દીને હાજર થયો. મેનેજરને પત્ર આપ્યો. પત્રની અંદર વડોદરાના યુરોપીયન ગૃહસ્થે જે બીના લખી હતી તે ઉપરાંત વાતચીત ઉપરથી પણ પોતાને અત્યંત સંતોષ થવાથી રમાનાથને તેજ દીને માસીક રૂપિયા ૧૦૦ ના પગારથી રોકવામાં આવ્યો. પોતાની પત્નીને મુંબાઇ લાવવા માટે ૪ દીનની રજા લઇ પોતે સાંજે પાંચ વાગે ઘેલાભાઇને ત્યાં હર્ષભેર ગયો. સરસ્વતીનાં જેટલાં થાય તેટલાં વખાણ હર્ષમાંજ મુક્ત કંઠે તેણે કર્યાં. આ દંપતિને પણ રમાનાથની નીમણુંકથી ઘણો સંતોષ થયો.

સાંજની ઉપડતી ફાસ્ટમાં પોતે વાસદ આવવા કોલાબા સ્ટેશનથી બેસી બીજે દીને સવારે વડોદરા સ્ટેશને ઉતર્યો. અહિંથી લોકલમાં બેસી તેને વાસદ જવાનું હતું. અને લોકલ ઉપડવાની સ્હેજ વાર હોવાથી કાન્તા માટે ફળફળાદિ લઈ બીજા ભાઇ બે ગાડીમાં બેઠેલ

વખત થતાં વાસદનું સ્ટેશન આવ્યું. પોતે હર્ષભેર ઘેર જવા ચાલ્યો માર્ગમાંજ તેને ખબર મળી કે તેના મકાનમાં ચોરી થઇ છે પોતે અધીરો બની ઉતાવળાં પગલાંએ ઘેર આવ્યો. ઘરને મોટું અલીગઢનું તાળું વાસેલ હતું જેથી પાડોશીને પૂછી ખબર મેળવ્યા કે કાન્તા પ્રાણલાલને ત્યાં છે. આ પ્રમાણે ખબર મેળવી પોતે પ્રાણલાલને ત્યાં જવા ફરે છે તેટલામાંજ ખબર થવાથી આનંદ પામતી કાન્તા ત્યાં આવી પહોંચી. તાળું ખોલી તેણે મકાન ખુલ્લું કર્યું આનંદભેર રમાનાથ ઘરમાં દાખલ થયો. પત્નિને સર્વ હકીકત જણાવી. ત્યાર બાદ ચોરી વિષે વાત કરતાં કાન્તાએ પોતાના મોટાભાઇના રૂપિયા ૫૦૦૦ નો ચેક ચોરાયો હતો તથા સાથે સારે મંગળાના ઓરમાન દીકરા કાન્તિલાલ આવ્યા હતા તેમનો પણ કંઇક માલ ગયો છે તેમ જણાવ્યું. આ બધી વાતો કર્યા બાદ ઓંચીંતાં કાન્તાના નયનોમાંથી અશ્રુ સરવા લાગ્યાં. રમાનાથે ઘણું પુછયું પણ પોતાની સ્નેહ પ્રતિમા પાસેથી કંઇ સંતોષકારક કારણ તે જાણી શકયો નહિ.

બીજેજ દીવસે પોતાનાં મકાનની દેખરેખ રાખવા પ્રાણલાલને ભલામણ કરી પોતે પત્નીસહ મુંબાઇ ચાલ્યો ગયો. ભાડુતી વીકટોરીઆ લઇ પોતે તુરત તો ઘેલાભાઇને ત્યાંજ રહેવાને ઇરાદે તેમના મકાને ગયો. સરસ્વતીએ હોંશ સાથે કાન્તાને આદરમાન આપ્યું. ટુંકમાંજ તેઓ એકબીજા સાથે હળીમળી ગયાં.

રમાનાથ પોતાના કામે ચાલ્યો ગયો. અહિં આશરે તેણે ૧૫ દીન કામ કર્યા બાદ મેનેજરને ઘણો સંતોષ આપ્યાથી તેણે તેનો પગાર રૂ. ૧૨૫ કરી આપ્યો. કાન્તાના કહેવાથી તેણે અન્ય સ્થળે

સારા લત્તામાં એક મકાન પણ ભાડે રાખ્યું, આવી રીતે પતિ-પત્નીનો વહેવાર આનંદમય બની ગયો.

રમાનાથને મુંબાઇમાં નોકરી કર્યે એક વર્ષ પૂરું થયું તે દરમ્યાન કંઇ અવનવું જાણવા જોગ બન્યું નહિ. વર્ષ આખરે મેનેજરે તેના પર બહુ પ્રસન્ન થઇ તેનો પગાર એકદમ રૂપિઆ ૨૦૦ કરી આપ્યો, અને તેને આફીસમાં ઉંચી પાયરી પર રાખ્યો.

હર્ષઘેલી કાન્તા પતિની ચઢતી જોઇ પોતે બહુ આનંદ પામતી હતી. રમાનાથ પણ પત્નીને જોઈ પોતાનાં સર્વ કઠણ કામથી થયેલ પરીતાપને વીસરી જતો, પોતે હવે સમાજમાં ભળવા લાગ્યો. મોટી મોટી કલબોમાં પોતે જોડાયો. રવિવારની રજા મળતાં પોતે કાન્તાને લઇ મુંબાઇમાં ફરવા નીકળતો જે સ્થળે મધ્યાનના વખતે કોઈ મનુષ્ય સરખું મળે નહિ તેજ સ્થળે સાંજ પડતાં હજારો દંપતિ આવતાં હતાં. આ સ્થળ ચોપાટી મુંબાઇનું હવા ખાવાનું મુખ્ય સ્થળ છે. ચોપાટી પર સાધારણ રીતે ગુજરાતી દંપતી બહુ જુજ જોવામાં આવે છે. ઘણો ભાગ તો પારસી તથા યુરોપીયન જોડાંનો હોય છે. અહિં પણ કાન્તાને ફરવા માટે રવિવારે રમાનાથ લાવતો. કાન્તા પણ મુંબાઇના વાતાવરણમાં સહેજ સહેજ સરી પડી હતી, જ્યારે રમાનાથ સાવ અંગ્રેજ જેવો લાગતો હતો.

તેમની આવી સ્થીતિમાં કાન્તાને ગર્ભનાં ચીન્હ જણાયાં. પતિ પત્નીએ પોતાની ફરજો પાળવા માંડી. ઘરમાં કામ કરવા એક દક્ષીણી બાઇ પણ કાન્તાના ના કહેવા છતાં રમાનાથે રાખી. દીવસે દીવસે કાન્તાનું શરીર ફીકું પડવા લાગ્યું તે રમાનાથથી સહી શકાતું નહિ. પણ તેતો કુદરતની શક્તિથી થયા કરતું હતું.

મુંબાઈનાં વાતાવરણમાં ભળેલ રમાનાથ થોડે થોડે કાન્તાને વીસરવા લાગ્યો. પોતાની સમાજોના બીજા સાહેબીઓ સાથે પોતે પહેલાં તો સહેજ સહેજ બ્રાન્ડી દારૂ વીગેરે લેવા લાગ્યો આ ઘટનાને બન્યે લગભગ બે માસ થઇ ગયા હતા, છતાં કાન્તાએ કંઇ પણ જાણ્યું નહિ. પોતે મનમાં એમ સમજતી હતી કે પ્રેમાધીન પતિ પોતે ગર્ભવંતી થવાથી તેનો વિયોગ સહી શકતો નથી. અને તેથી તે તેનાથી વીરક્ત રહેવા પ્રયત્ન કરેછે. પછીતો એવો વખત આવ્યો કે ફક્ત જમવા સિવાય રમાનાથ મકાનમાં આવતોજ નહિ. રાત્રે પણ મોડો આવવા લાગ્યો. કાન્તા તેને પૂછતી તો તે ઉડાઉ જવાબ દેતો કે ઑફીસમાં ઘણું કામ હોવાના સબબે મોડું થાયછે. હવે કાન્તા પણ પતિની આવી વર્તણુંક પર વહેમાવા લાગી. છતાં પોતે ભૂલતી હશે એમ ધારી મન વાળી લેતી.

એક દીન રાત્રીના ૧૦ વાગ્યા છતાં રમાનાથ ઘેર આવ્યો નહતો. કાન્તાને મનમાં ચિંતા થવા લાગી. પોતાના મકાનમાંજ ટેલીફોન હતો ત્યાં જઇ કોઇ અન્ય મનુષ્ય સામે ટેલીફોન કરાવ્યો. થોમસ કુક એન્ડ સન્સની પેઢીમાં રાત્રિ માટે ટેલીફોન રીસીવર રહેતો હતો જવાબ આપ્યો કે રમાનાથતો પાંચ વાગે છુટા થઈ ગયા છે. કાન્તાને ઘણી ચિંતા થઇ. પોતાની આવી દશામાં રમાનાથ તેને વીસરેછે તેથી તે ઘણી દીલગીર બની. તેને મુંબાઇ અકારૂં લાગ્યું. વાસદ સારૂં હતું તેમ તેને આજે સમજાયું "હવે તેમની શી દશા થશે! રમાનાથ એવા ન બને." આમ વિચાર કરતાં કરતાં તેણે સારંગી લઇ રાત્રિ વિતાવવા માંડી મકાનની બારીમાં રહીને ચંદ્ર જણાતો હતો. તે ચંદ્રતરફ નિહાળી રહી હતી. તેની નજીકજ થોડે દૂર નોકર રાખેલી

બાઇ નિદ્રાધીન થઇ સુતેલ હતી. મૂળથીજ ચંદ્રમુખી કાન્તાનો સૂર ઘણો મીઠો અને આલ્હાદ કર હતો. નાનપણમાં પોતે જ્યારે ૧૨ વર્ષની હતી ત્યારે તેના કાકાની દીકરી મંગળા સાથે પોતે ઘણી વખત સારંગી લઇ વગાડતી હતી. તેના પિતાએ પણ તે બંન્ને પીતરાઇ બ્હેનોને શીખવવા માટે એક માસ્તર પણ રાખ્યો હતો. તેની બેન મંગળા ૧૦ વર્ષની હતી જ્યારે તે ૧૨ વર્ષની હતી. મંગળા કાન્તાના કરતાં ઘણું સરસ ગાતી હતી. રાત્રે રમાનાથની રાહ જોતી ચંદ્ર સામું નિહાળી સારંગી સાથે પોતાનો સૂર મેળવી કાન્તા ગાવા લાગી. તેના સ્વરે ચંદ્રપણ થંભી ગયો. ચંદ્રા પણ સ્હેજ સ્હેજ ભાન વીસરી જઇ ચંદ્રથી વીખુટી બની ત્યાં દોડી આવી.

"ત્હારો શ્યામ ઝુરે ચંદા વ્યોમે પેલો શ્યામ ઝુરે.
ભ્રમણ તજી તું શાને—શ્યામને ના મળેરે—ત્હારો
નાજુક ધવલ ઉજવળી બાળાનો કંથ એ તો,
એકલપંથે જાતાં જાતાં ઝુરતો દીઠો મેં તો રે—ત્હારો
કાન્ત ઝુરશે રૂદન કરશે મુંઝાઇ મરશે,
વહો પછી એ ચંદા બાળા, જીવ પેલો ક્યાં ઠરશેરે—ત્હારો
લગની લગાડી ત્હારી ચાંદલીયા સાથે રે.

આગળની કડી ગવાયા તે પહેલાં જ પોતાની પાછળ દ્વારમાં કાન્તાએ સ્વર સાંભળ્યો. લથડતો અવાજ સાંભળતાંજ તેનો જીવ કપાઇ ગયો.

"મેં કૈસે ખેલુંગી હોળી"
સાવરીયા કૈસે ખેલુંગી હોળી"

આ કડી બ્રાન્ડીની ધુનમાં લવતો લવતો રમાનાથ ગૃહમાં દાખલ થયો. કાન્તાની સારંગી નીચે પડી ગઇ. તેનું મધુર મન એકદમ બંધ થયું. પોતે આંખમાં આંસુ સાથે એકદમ લથડાતા પતિ તરફ દોડી તેને સાચવી ધીમે ધીમે પલંગ પર બેસાડવાના ઇરાદાથી તેનો હાથ પકડી દોરવા લાગી.

"કોણ મારા રમાનાથ હાય હાય! પ્રભુ! તમે આ શું કરો છો;" તે લવી ગઇ.

"ચલાવ ચલાવ એ ગાન એક વખત ફરી ચલાવ રંગીલી લીલા ચલાવ ઓ કંચન દેવી મેં ખેલુંગી હોળી" કહેતો રમાનાથ દારૂની ધુનમાં નીચે અફળાઇ પડયો. પતિને પકડી કાંતા ચાલતી હતી તે પણ નીચે પડી ગઈ. પોતાના ભારે શરીરને સખત દુઃખ થયું છતાં અત્યારે તેની ગણત્રી કયાં કરવાની હતી.?

વળી રમાનાથ ઉભો થયો. તેણે સારંગી પકડી પોતાની આંગળીયો તેના પર ફેરવવા માંડી સારંગી બેસુરા અવાજે સુર કહાડવા લાગી અને તે શૂરમાં રમાનાથ લથડતો લથડતો એજ કડી ગાવા લાગ્યો.

કાન્તાએ કોઈ દીન રમાનાથને આવી સ્થીતિમાં જોયેલ ન હોવાથી તે ગભરાઇ ગઈ. ઉંઘતી ચાકરડી પણ જાગી ઉઠી.

"હાય ઓ વ્હાલા! આપને આ શું સુઝયું! પ્રભુ આપને આવી પ્રેરણા કોણે કરી?" કાન્તાએ રૂદન સહ પતિને જવાબની આશાએ પ્રશ્ન કર્યો.

"ચલાવ! ચલાવ! દીલોજાન કંચન! ચલાવ આવ આવ લે જો આ રૂપિઆ સોની નોટ! સાવરીયાં તુંપે વારણાંરે."

કાન્તાનો જીવ ગભરાઇ ગયો. તેણે રમાનાથને ચાકરડીની મદદથી પલંગમાં સુવાડયો. પછી તેણે ચાકરડીને ઘેલાભાઇને તેડવા વિદાય કરી દીધી.

પ્રભુ! મારા રમાનાથની આ દશા! ઓ પિતા વિભુ! મારા દેવ જેવા સ્વામિનામાં આવી બુદ્ધિ શાથી ઉત્પન્ન થઇ! હાય! પ્રભુ! અમારા સુખ ઉપર શું તમોને અદેખાઇ આવી!" ગરીબ ગાભરી બનેલ કાન્તાએ ઉંચે જોઇ પ્રભુ તરફ પ્રાર્થના કરી. બીચારી લલનાને કયાં ખબર હતી કે લક્ષ્મીના મદે તેનો સ્વામિ આંધળો બન્યો છે!

વળી રમાનાથ પલંગમાં બેઠો થયો. પાછો તેનું તેજ ગાન લવવા લાગ્યો. બ્હીતી બ્હીતી કાન્તા તેની નજીક જઇ તેને સુવાડવા પ્રયાસ કરવા લાગી. આ પ્રસંગે રમાનાથ લાલચોળ થઈ ગયો.

પલંગ પરથી છલંગ મારી તેણે કાન્તાને એક લાત લગાવી દીધી. "ઓ બાપ મરી ગઇ" બોલતી કાન્તા જમીનપર ઢળી પડી.

ગુસ્સે બનેલ બેભાન રમાનાથે વળી "રાંડ ધુતારી! મને હેરાન કરે છે" બોલતાં બોલતાં રડતી કાન્તાને બે ચાર લાત વધારે લગાવી.

પતિનો માર મુક ચહેરે આંસુ સાથે કાન્તાએ સહન કર્યો પોતે બેઠી થઇ. ઉભી થઇ પતિ સામે દયાળુ ભાવે જોઇ રહી.

"વ્હાલા! આપ મને આવી શિક્ષા શા માટે કરો છો!"

"કોણ કાન્તા! આવ આવ વ્હાલી આવ જરા તો આવ!"

બોલતો રમાનાથ તેને વળગી પડ્યો અને દારૂની અસરથી પતિ સાથે વળી નીચે ઢળી પડ્યો. પાછો તેનો પીત્તો ખસ્યો.

"લુચ્ચી બદમાશ ! વ્હાલા વ્હાલા કરી મને ભૂલાવે છે ! ક્યાં છે ત્હારો વ્હાલો આતો કંચનનો પ્રાણ વલ્લભ છે."

કહી પોતે કાન્તાને હાથવડે માર દેતો તેની છાતીપર ચઢી બેઠો. અર્ધમાંતી કાન્તા આ માર સહીશકી નહિ." ઓ નાથ મને શું કામ મારી નાંખો છો ? મારા પ્રભુ જરા તો દયા કરો." પણ કોણ સાંભળે ?

બીચારી નિર્દોષ લતા સમાન લલનાને કંઇપણ ન સાંભળતાં તેણે પગ નીચે દબાવી સખત માર દેવા માંડ્યો. માર સહી ન શકવાથી કાન્તા બેભાન બની ગઈ છતાં પણ તેના શરીરપર મુક્કી નો માર ચાલુજ રહ્યો.

દાદર ખખડ્યો. દ્વારમાં ઓચીંતું એક મનુષ્ય દોડી આવ્યું.

"ખબરદાર મી. રમાનાથ હવે કાન્તા ઉપર હાથ ઉપાડ્યો તો ! " કહેતાં ઘેલાભાઈ અંદર દોડી આવ્યા. તેમણે રમાનાથને દૂર કર્યો અને કાન્તાના બેભાન દેહ ઉપરથી દૂર કર્યો.

"કોણ બદમાશ ઘેલાભાઇ ! હવે હાં સમજ્યો પાપી મારી ગેરહાજરીમાં મારા ઘરમાં તું ભરાયો છે કે ! જો સ્વાદ ચખાડું."
કહી રમાનાથ ઘેલાભાઇ તરફ ધસ્યો. પણ ઘેલાભાઈના હાથમાંથી તે છટકે તેમ નહતું. તેમણે તેને સખત પકડી પલંગમાં સુવાડી દીધો.

"અરે દલાલ સાહેબ ! મારાં બાઇ બેભાન બની ગયાં છે." ચાકરડીએ ગભરાતા સ્વરે બૂમ મારી.

"તું શું કહે છે! અહિં ટેલીફોન છે કે નહિં! ચાલ જલદી મને ત્યાં લઇ જા."

ચાકરડી માળાના નીચલા મજલાએ ઘેલાભાઈ સાથે દોડી ગઈ. ઘેલાભાઈએ ટેલીફોન કરી ડૉક્ટરને તુરત જરીના કોટેજમાં આવવા આગ્રહ કર્યો.

અર્ધા કલાકમાં ઘેલાભાઇનો ઓળખીતો પારસી ડૉક્ટર આવી પહોંચ્યો. તેણે કાન્તાને તપાસી ઘેલાભાઇને નિરાશા સાથે જણાવ્યું કે "મી૦ ઘેલાભાઈ! આ સ્ત્રીને આવી સ્થીતિમાં સખત માર પડવાથી તે બેભાન બની છે. [redacted] તેનું હૃદય પણ અનિયમીત રીતે ચાલે છે માટે મને [redacted] લાગતી નથી. છતાં આપણે ઉપચાર કરીયે."

યોગ્ય દવા તથા સલાહ આપી ડૉક્ટર ચાલ્યો ગયો. સરસ્વતી પણ પોતાની છોકરી સાથે ત્યાં આવી પહોંચી. માળામાં નીચે રહેનાર એક બે ગુજરાતી કુટુંબો પણ ભેળાં થઇ ગયાં. આ કોમળ કળી જેવી કાન્તાની દશા જોઇ અન્ય સ્ત્રીઓની આંખમાં આંસુ આવ્યાં. આખી રાત્રિ સારવાર કરી પણ કાન્તા બોલીજ નહિ. સરસ્વતીએ ફરીથી ડૉકટરને બોલાવવા ઘેલાભાઇને સૂચના કરી અને તે પ્રમાણે ડૉક્ટર પણ આવ્યો. આ વખતે પણ તેણે બીજું આશા આપી. બધાં ગભરાઈ ગયાં. સવાર થઈ ગયું.

બ્રાન્ડીની ધૂન ઉતરી ગઇ હતી છતાં રાત્રિના ઉજાગરાથી રમાનાથ પલંગમાં ઘોળીતોજ પડયો હતો, તે એકાએક રૂદનના સ્વરથી જાગી ઉઠયો.

"કોણ કાન્તા ! અરે તેને શું થયું ?" બોલતો આગી'તો રમાનાથ પલંગપરથી કાન્તાના દેહ તરફ દોડી ગયો. ઘેલાભાઇએ બધી બીના તેને સમજાવી અને તેને સખત ઠપકો આપ્યો. રમાનાથ પોતાની ભૂલ સમજ્યો. બ્રાંડીની ધૂનમાં પોતાની પ્રિયતમા પત્નિ અરે જેને અતિસ્નેહથી લાડ લડાવ્યાં હતાં તે પત્નિ કાન્તાની આ દશા પોતાનાજ હસ્તે થઇ, તે સખત કારી ઘા તેના અણું અણુંમાં વ્યાપી ગયો. છુટે મુખે "પ્રિયા કાન્તા ! ! બોલ બોલ મને માફ કરવા તો બોલ !" કહેતો તે ભીંતમાં માથું અફાળવા લાગ્યો. ઘેલાભાઇ એ તેને ખાળ્યો. વળી ફરીથી ડૉક્ટર આવ્યો. તે વખતે પણ તેજ દશા.

આવી રીતે કાન્તાને બીજે દીવસે સાંજે બહુ બહુ નિરાશા સહ થયલ ઉપચારોના અંતે કંઈક ભાન આવ્યું. તેનો પહેલોજ એ શબ્દ "વ્હાલા રમાનાથ"

"ગભરાઈશ નહિ ! વ્હાલી ! આજે તને આટલી દમી હું પાપ સરિતામાં સરતો સરતો ઈશ્વર સાક્ષીએ પાછો વળું છું. ત્હારો વાસ-દનોજ રમાનાથ છું સુઈ જા. આરામ લે." કહેતાં કહેતાં રમાનાથ ગળગળો થઇ ગયો. ભાનમાં આવતી કાન્તાને આશ્વાસન મળ્યું

વાંચક ઉપરોકત ઘટના બન્યા બાદ બહુ બહુ પ્રલોભનો અને મિત્રોના આગ્રહ થતાં પણ રમાનાથ કદી દારૂને અડ્યો પણ નહિ. પોતાની પત્નિને ફેશનના ફાળકામાં ભળી જઈ કેટલું દુઃખ આપ્યું એ વિચારે તેનું દીલ બળતુંજ રહ્યું. અને તે હાય વળાવના પ્રભાવે તેણે દારૂ છોડી દીધો. આવી રીતે તેણે દારૂ તજ્યો પણ તે મુંબાઈની ચાલાક મોહક નારી કંચન નાચનારીને

ભૂલ્યો નહિ. તેને ત્યાં ૧૫ દીનમાં એક વખત તો તે જતોજ રહ્યો. કાન્તાપણ ગઇ ગુજરી વીસરી ગઈ અનેપતિને સુધરી ગયા માનવા લાગી.

વખત થતાં કાન્તાએ એક પુત્રને જન્મ આપ્યો. રમાનાથની આકૃતિની બરાબર નકલ તે પુત્ર હતો. રમાનાથે પોતે પુત્રનું નામ શશી પાડયું. કાન્તાનાં દુઃખને ધીરજ સાથે સાંભળી તે તેને આશ્વાસન આપતો પુત્ર મોટો થતો ગયો.

શશીના જન્મ બાદ બે વર્ષ સુધી રામાનાથ અને કાન્તા અત્યંત આનંદસહ મુંબઇમાં રહ્યાં. રમાનાથને કોઈ કોઇ વખત પોતાની કરેલી ગેર વર્તણુંક યાદ આવતી ત્યારે તે કાન્તાની ક્ષમા માગી આંસુ પાડતો. પ્રેમદા કાન્તા પતિને અન્ય વાતોમાં ગરકાવ કરી એ વાત વીસરાવી દેતી.

એક દીવસ કલકત્તાથી ઓચીંતો તાર આવ્યો કે " દયાળભાઈ ક્ષયની બીમારીમાં સપડાઇ મરણ પથારી પર છે માટે જલદી આ " કાન્તાએ પણ કલકત્તા જવા પોતાની ઈચ્છા જણાવી, કીન્તુ શશી હેરાન થશે એ આશયથી તેણે પોતાનો એ ઇરાદો માંડી વાળ્યો. ઓફીસમાંથી ૧૫ દિનની રજા લઇ રમાનાથ પોતાની પ્રિયાને ઘેલાભાઈના મકાને મૂકી કલકતા ચાલ્યો ગયો. વ્હાલા વાંચક હવે પછી જે કંઈ થાય તે ધીરજ સહ જોઇશ તો ચાલુ જમાનાના અવનવા ઢંગ તારી દ્દષ્ટિ મર્યાદામાં આવી જશે. જરા રાહ જો.



## પ્રકરણ ૬ ઠ્ઠું

### " નવી વહુનો તમાસો "

કાન્તિલાલના પિતા કપડવંજના રહીશ હોઇ મુંબાઇમાં વેપાર કરતા હતા. મુંબાઈના રોગે અચાનક તેમનાં ધર્મ પત્ની ગુજરી જવાથી ૬૫ વર્ષની વયે પણ તેમણે નડીયાદમાં પોતાનાં લગ્ન ફરીથી કર્યાં. પોતાની મીલ્કતનો વારસ કાન્તિલાલ હયાત હતો છતાં તેમણે શું પ્રયોજન યોજી આવા ઘડપણમાં ફરીથી લગ્ન કર્યાં તે કોઇ સમજી શકયું નહિ. ચાલુ જમાનામાં આવા દાખલા ઘણા થઈ રહ્યા છે. અને તેનાં પરિણામે નાની નાની યુવતિઓ જીવન ભર રોદણાં રડે છે. અગરતો સ્વેચ્છાચારીથી સમાજને ભાર રૂપ થઈ પડે છે, છતાં સમાજને તેની કયાં દરકાર છે ?

પ્રિય વાચક ! જે બાળાનો હસ્ત કાન્તિલાલના વૃદ્ધ પિતા ગ્રહણ કરવા ભાગ્યશાળી થયા હતા તે બીજી કોઇ નહી કાન્તાની પાતરાઈ બ્હેન મંગળાજ હતી તેમનો આપણે આગળ જાણી ગયા છીયે. મંગળા નાનપણથી બહુ સ્વેચ્છાચારી બની હતી અને તેમાંય વૃદ્ધ પતિ મળ્યો જેથી તેને મનમાં જો કે દુઃખતો થયું પણ

પોતાપર અન્ય દાબ રાખનાર ના રહ્યું તેથી એક રીતે સંજોગી બની તે વૃદ્ધ પતિ તરફ તિરસ્કાર ભરી રીતે વર્તવું કે શું માગી તેના પતિ મોહનલાલ પોતાની નવી જુવાન પત્નિ કાન્તાપર બહુજ હેત રાખતા. તેને કંઇ પણ ખોટું લાગવાનો પ્રસંગ તેઓ લાવતા જ નહિ. દુધ તો પાણી માગ્યે હાજર કરતા આ બધી વ્યવસ્થા થતી પરંતુ આ બાળકી યુવતિને તેની લાલસા ઓછી હતી એવી આશાઓ તો ધુળમાં ભળી જતી હતી પોતાના અંગે પ્રસરેલ મદનની દેવમી પરિતાપ આ વૃદ્ધ પતિથી પૂરો થાય તેમ ન હતું, તેટલું તો નહિ પરંતુ તેનામાં બીજું રસ અને પ્રેમ સંયોગ ન હતો. પતિની સેવા કરી સંતોષ માનવાનું તેને ભાન ન હતું, હંમેશ પોતાનાં વાલીઓને શ્રાપ વરસાવતાં વરસાવતાં તેણે આમ લગ્ન વીત્યા પછી લગભગ ૭ માસ વીતાવ્યા. ૧૬ વર્ષની મંગળાને ૬૫ વર્ષનો પતિ એ વાક્યતો તેનું હંમેશ માટે ગાન બન્યું.

લગ્ન થયા પછી આખું વર્ષ મોહનલાલનો ઈરાદો કપડવંજ માંજ નવ વધુ સાથે રહેવાનો હતો;

છતાં મંગળાની બહુ હઠથી તેઓ સાતમે માસે મુંબાઇ જવા સંમત થયા. મુંબાઈની બધી તૈયારીઓ તેઓ ૫ દીન રહ્યા. એટલે કરવા લાગ્યાં કાન્તિલાલ પોતાના મિત્રોને બાકી વિદાય પાર્ટીઓ પિતાના પઇસે આપવા લાગ્યો. મોહનલાલથી આ સહી શકાતું નહિ પરંતુ નવી વહુ લાવી મારા પિતા હવે મને કનડે છે. એમ બોલી થાય તે ભયે તેઓ મૌનજ રહ્યા.

મંગળાને તો મુંબાઇનાં સ્વપ્નાં આવતાં ત્યાં જઇ આમ કરીશ,

આમ ફરીશ તથા ત્યાંના વાતાવરણમાં ભળી જઇશ' વીગેરે વિચારોથી તે તો દીન પર દીનની ગણત્રી કરતી હતી.

વ્હાલા વાંચક ! આપણે કાન્તિલાલની કાર્કીદી જાણી ગયા છીયે અને તેનો સ્વભાવ તો આખા કપડવંજમાં જાહેર હતો. પઇસાની લાલચે તેણે કેટલીયે બાળાઓને ફસાવી હતી.

એક વણિકનો છોકરો કાન્તિલાલ હડહડતો શયતાન હતો આ બધી વાતો મંગળાએ પણ ધીમે ધીમે જાણી હતી. પ્રસંગ મળતાં તે કાંતિલાલની મીઠી મશ્કરી પણ કરી નાખતી, છતાં કાન્તિલાલ તેનો જવાબ હાસ્ય વગર બીજો આપતો નહિ લુચ્ચો સફેદ ઠગ હતો. જોઇ વિચારી હરકોઇ કાર્યમાં પગ ભરનાર તે હતો. મંગળાની વિષયી મદ ભરેલ અણીયારી આંખોના પ્રભાવને તેણે કયારનોયે પારખ્યો હતો, છતાં શાંતપણે સર્વ બીનાનેજોયા કરવામાં તેણે બહુ ડહાપણ માન્યું.

એક દીવસ પ્રસંગ મળતાં મંગળાએ કાન્તિલાલને છંછેડયો.

"અને કાન્તિલાલ! તું મુંબાઈ ગયો હતો ત્યારે ત્હેં શું જોયું હતું બોલજો !"

"મ્હે ! અરે મ્હે તો ઘણુંયે જોયું છે ?" કહી તે હસ્યો.

"પણ શું જોયું છે ? તેતો કહે." કહેતી કહેતી જાદુ કરતી મંગળા કાન્તિલાલના ખાટલાપર બેઠી. કાન્તિલાલ સર્વ બીના જાણી ગયો, તેણે ઢોંગ કરવામાં શ્રેય માન્યું.

"સારાં સારા મકાનો બંદર, કોલાબા તથા બોરીબંદર સ્ટેશન, ચોપાટી, હેંગીગ ગાર્ડન, નાટકસીનેમા, ભવ્ય બેંકો. સ્ટીમરો, જુદા જુદા લોકો અને બીજું પણ વધારે."

" અલ્યા ! બીજું શું ! "

" હવે તમે મુંબાઇ જાવ ત્યારે જોજોને !. તમોને આપો આપ સમજાવશે."

"મને તો અલ્યા અહિં પણ સમજાયું છે" કહેતી મંગળા સ્હેજ કાન્તિલાલ નજીક ખસી.

" શું મંગળા બા ! તમોને શું સમજાયું છે ! "

" બળ્યું કાન્તિ . મને તું બા કહે છે તે મને જરાયે ગમતું નથી ? મને મંગળાજ કહેજે " કહી તેણે મ્હોં જરા કટાણું કર્યું

'વારૂ શું તમે મ્હારાં ઓરમાન માતા નહિ ! "

" સમાજના બંધને તો ખરીજ, કોણ ના પાડે છે ! "

વળી પોતે આગળ ખસી.

મનનો મેલો અને ઉપરથી સફેત કાન્તિલાલ અજાણ્યો બની સર્વ બીના હૃદયમાં સમજી ત્યાંજ બેસી રહ્યો.

" અલ્યા ! કાન્તિ ! એક વાત પુછું ! "

" હા બોલો શી વાત " ?

" કાલે રાત્રે પોસ્ટ ઑફીસ નજીક ત્હારે શું હતું ! મોઇ રાંડો વાત કરતી હતી. મને ત્હેં કેમ તરત ના જણાવ્યું. એ રાંડને ત્યાંને ત્યાંજ સીધી કરાવત. ત્હારા બાપ જાણે તો કેવું ખોટું ! "

ઓચીંતો કાન્તિલાલ ગભરાવા જેવો થયો, પણ પાછો હસી વાત ઉડાવવા લાગ્યો.

" જુવોને ! મારીપર નકામું તહોમત મુકી પઇસાની લાલચે મને હેરાન કર્યો."

"આ વાત ત્હારાં સાસુએ પણ જાણી છે. અને તેઓ આજે આવ્યાં ત્યારે વિવાહ ફોક કરવા બાબત પણ કંઈક વાત આડકતરી રીતે કરતાં ગયાં છે. એ છોકરી ઘણી સારી છે ! ત્હેં ખરાબ સોબતે તેને ગુમાવવાનો વખત આણ્યો."

"આ બાબતમાં મ્હારો બીલકુલ દોષ નથી. મારા સોબતીઓને પણ હું હવે બરાબર ઓળખી ગયેલ છું. મારા પઇસે તેમણે જુગારીઓએ અપયશનાં કાર્ય કરી મને નાહક વગોવ્યો છે તેજ ખરી બીના તો છે."

"હા. હા લુચ્ચો ? પાછો મારા આગળ શેઠ બને છે " કહી મંગળા તેની લગો લગ ગઇ.

કાન્તિલાલ સહેજ આગળ જાણી જોઈ ખસી ગયો. છાટકી મંગળા આજ સુધી લાજ અને શરમ પાળી પણ આખરે કાન્તિલાલને પોતાની ઇચ્છા જણાવી તેનો હાથ પકડી ખેંચવા લાગી

"તમે મ્હારાં મા છો. હમણાં મને શું શીખામણ આપતાં હતાં !" કહી કાન્તિલાલ દુર ખસ્યો.

"બસ મ્હારી આગળ હવે એ બધી ચાનક બાજી જવાદે. હું ખરૂં કહું છું કાન્તિલાલ મા કોણ અને દીકરો કોણ ? પારકા ઘરમાં આથડી તું ગવાય છે તે કરતાં શું તને મારી માગણી ખોટી લાગે છે." કહી બળાત્કારે લાજવગરની મા કાન્તિલાલને વળગી પડી. કાન્તિલાલે વળગી પડી. કાન્તિલાલે પણ બહુ આગ્રહ કર્યો નહિ. આજે તેઓ માતા પુત્ર મટી કલંકિત પ્રભુના પાને અંકાઈ ગયાં. સમાજની આ દશા થાય ત્યાં

તે શા રીતે સારી સ્થિતિએ આવે ? નાની જુવાન બાળાને માથે મરણના મુખમાં પહોંચેલ પતિ વળગે ત્યાં આ સિવાય શું પરિણામ હોય ?

બખત આવતાં તેઓ બંને મુંબાઈ જઈ મંગળાને સર્વ સ્થળ બતાવ્યાં પોતાનાં એક બે ગુપ્ત સ્થળ પણ બતાવ્યાં. મોહમયી મુમ્બાપુરિમાં ઘણાં ગુપ્ત સ્થળ હોય છે. ત્યાં આગળ બપોરના અગર તો બીજા મુકરર કરેલ ટાઇમે અસંતોષી અગર તો વ્યભિચારી સ્ત્રી પુરુષ ભાગ્યે મહિલા મંડળ ભેગું મળે છે. આ બધી બીના જેના મકાનમાં થતી હોય તે સ્ત્રી દલાલ જાહેર રીતેજ હોય છે. તેના મકાનમાં સ્નેહીજનો ભેગાં થઈ પોતાનો વહેવાર પૂરો કરે તે બદલ વર અથવા તો કન્યા પક્ષ તરફથી તેને અમુક સંતોષકારક પારિતોષક પ્રાપ્ત થાય. આવી રીતે ઘણાંએ ગુપ્તસ્થળ મુંબાઈમાં છે. કાન્તિલાલે ટુંકમાં મંગળાને સર્વ જોવા લાયક સ્થળો બતાવ્યાં. સાંજના વખતે પણ મા દીકરો ચોપાટી પર જઈ સ્નેહી જોડી તરીકેનો હક ભોગવતાં. કોઈને તેમાં શક પણ આવતો નહિ. વૃદ્ધ મોહનલાલ કંઈપણ જાણતા નહિ. અને આવી રીતે આ બંન્ને આશક માશુક બન્યાં.

મુંબઈમાં કોણ કયે સ્થળે રહે છે તે પણ જાણવું મુશ્કેલ છે.

સગાં સગાંઓ જુદા જુદા સ્થળે મુંબાઈમાં રહેતાં હોય તો તેમનો ભેટો થયેજ ખબર પડે. રમાનાથ તથા કાન્તા પોતાના પુત્ર સાથે મુંબાઇમાંજ રહેતાં હતાં છતાં કોઈ કોઇને આજ સુધી મળ્યું નહિ. કાન્તિલાલ ફક્ત જાણતો હતો કે તેઓ મુંબાઈમાં છે અને કોઇને જણાવ્યા સિવાય તે છાની તપાસ કરતો હતો. કાગડાને

સોનાનું પીન્જર ના ગમે. તેને ઘેર ઘેર ભટકવાનું ગમે. બે વર્ષ સુધી કોઇ કોઇનો પત્તો મળ્યો નહિ એટલે તેણે એમ ધાર્યું કે તેઓ અન્ય સ્થળે નોકરી માટે ચાલ્યાં ગયાં હશે.

બે વર્ષ વીત્યાં ત્યાંતો મંગળાને ગર્ભ રહ્યો. મોહનલાલના હર્ષનો પાર રહ્યો નહિ. પોતે હવે દુનીયાના છેલ્લા કાંઠે પહોંચ્યા હતા તે વખતે પોતાની પ્રાણપ્રિય મંગળા કે જેના ઉપર પોતે સંપુર્ણ રીતે વિશ્વાસ મુકયો હતો તે મંગળાને આવી સ્થીતિએ જોઇ ડોસાના મનમાં હર્ષ થયો કે આ બીજી પત્નિને પણ જતાં જતાં તેઓ આરામનું રમકડું આપી જવા ભાગ્યશાળી થયા છે. ડોસાને કયાં ખબર હતી કે આ બધું શાનું પરિણામ છે તેમણે પોતે ખાનગી રીતે વીલ બનાવી પોતાની મીલકત અર્ધી મંગળાને તથા અર્ધીની અર્ધી એટલે ચોથા ભાગની મંગળાના ગર્ભના બાળકને અને બાકીની ચોથા ભાગની મીલકત કાન્તિલાલને આપી.

મંગળાએ એક પુત્રને જન્મ આપ્યાથી મોહનલાલ બહુજ હર્ષઘેલા બન્યા. કાન્તિલાલ પણ પોતાની બહાદુરી પર ઓવારી ગયો હતો. પુત્ર માટે દરેક જાતની સોઈ મોહનલાલે કરી દીધી. મંગળા પણ માંડ માંડ મરતી મરતી સુવાવડમાંથી બચી.

એક દિવસ જરા અવનવો પ્રસંગ બન્યો તેથી ડોસાનું દીલ પણ અવિશ્વાસુ બન્યું. પોતાની પત્નિ તથા પુત્ર ઉપર તેને તિરસ્કાર આવ્યો, પરંતુ તે લાંબો વખત ચાલવા ન પામ્યો, કારણ કે ચપળ મંગળાએ ડોસાને નચાવવા માંડયો. ડોસો પણ સૌ ભૂલી ગયો.

બાબત એમ બની કે એક દીન ઓચીંતો તાવ આવવાથી

મોહનલાલ ડોસા દુકાનેથી ઘેર આવી પહોંચ્યા. ઘરમાં વૃદ્ધાવસ્થાને લીધે ધીમે દાદર ચઢતાં તેમણે નીચે પ્રમાણે વાર્તાલાપ સાંભળ્યો.

" આ તમારો છોકરો. મુઓ બહુ તોફાની છે. તમારા જેવોજ છે. "

" અને તું ક્યારે ઓછી તોફાની છે! હજી જરાયે મદતો ઓછો થયો નથી, સુવાવડમાં તો મરવા પડી હતી. "

બળ્યું તમે તો નઠારા છો. એવું શું બોલો છો. ! ચાલો. પછી ડોકરો આવશે. "

" ના આજે નહિ હવે બસ આપણે માતા પુત્ર "

" બહુ સારૂ ! જવાદો તમારી જીક. મોટા મુનિ છે તે. " દાદરમાં ઉભેલા મોહનલાલ વ્હેમાયા. પોતાના ગૃહમાં કોઇ અન્ય પુરૂષ કાન્તિલાલના સ્વરને મળતું છે તેમ તેમણે કળ કરી. ધીમે ધીમે પગલે તેઓ દાદર ચઢી ડોકીયુ કરવા લાગ્યા. ડોકીયું સહેજ ઉચું કરતાંજ તેમણે પોતાના વિશ્વાસુ માનેલા કાન્તિલાલ દીકરાને મંગળાના અધરોપર ચુંબન કરતો જોયો. આ પ્રસંગે પણ અચાનક મંગળાની કાએલ આંખોએ મોહનલાલનું શીર જોયું. વહેલી વહેલી બાળકને લઇ બીજા ઓરડામાં ચાલી ગઈ. કાન્તિલાલ પણ પેપર લઈ વાંચવા બેસી ગયો. આંખો કહાડતા ડોસા ઉપર આવી કંઈપણ બોલ્યા વગર પલંગમાં સુઇ ગયા. કાન્તિલાલ પણ કાંઇ બોલ્યા વગર ત્યાંથી નીચે ઉતરી ચાલ્યો ગયો. તેના ગયા પછી મંગળા છોકરાને લઇ ત્યાં આવી ડોસાની ખબર પૂછવા લાગી,

" રાંડ ! ત્હેં આ માંડયું છે શું. મ્હને સમજણ પડતી નથી

આ ફરજંદ તમારાં પાપનું પરિણામ છે તેનું આ [illegible] [illegible]. કમબખ્ત મારા ઘર બહાર નીકળ " ડોસો ત્રાડ પાડી બોલ્યો.

" આ મોટો શો વાંક મારો થયો છે પ્રાણપ્રભુ ! " કહી ઢોંગી મંગળા રડવા લાગી.

" મેં મારા કાને સાંભળી તમારી વાતો, અને તપાસી મારી આંખોએ એજ ચેષ્ટાઓ. હવે શા માટે પુછનાર તું લુચ્ચી કોણ છે ?"

" નાથ ! આપ નકામા વહેમાવ છો. હું મારી મેળે તમારા પ્રેમને સંભાળી એકલીજ મારી જાતે બોલી મારી જાતે તમારા વતીના જવાબો આપતી હતી. તે અરસામાં કાન્તિ અહિં આવ્યો તેને હું આ પુત્ર કેશવ આપતી હતી તેજ ખરી બાબત છે. " કહી રડવા લાગી.

" ના ના જરાય નહિં ! આજે હું ત્હારૂં જરાય સાચું નહિ માનું. તું હડહડતી જુઠી છે. " કહી ડોસાએ તેને એક લાત મારી લાત વાગે તે પહેલાંજ તે દૂર ખસી ગઇ.

વધારે રૂદન કરી તેણે ઢોંગ સાથે બોલવા માંડયું. ' લો મારી નાંખો. જઈશ તો તમારીજઈશ આ કેશવની જઈશ એમાં કાન્તિલાલ ને શું લાગે વળગે ! મારી પર નકામા તમે શા માટે વહેમાવ છો. ! છોકરો સારો નહિ એટલે હું તેની સાથે વાત કરૂં તો પણ માતા ઉપર પુત્રના માટે આરોપ મુકી મને તમે શા માટે મારો છો. ! તમે એને હવે પરણાવો એટલે પછી પંચાત ટળી. મને માબાપ કહુ આમ પજવશો નહિ. તમારે પગે પડું. મારાં પીએરીઆં જાણશે તો મને મારી નાંખશે. "

ત્હારા પીએરીયાંમાં કોણ તારો બાપ જીવતો છે તે હવે તને

દાબવાનો હતો. ? અને રાંડ તને છાટકીને કોઈની ક્યાં પડી છે, મને પહેલાં જરા વહેમ આવેલ. પણ હશે કંઈ નહિ સમજી હું ચૂપ રહ્યો તો આ પરિણામ આવ્યું. રાંડ ઢોંગ છોડી સાચી વાત કર કે આ બાળક કોનો ?"

વ્હાલા ! તમારા અને મ્હારા. પછી પ્રભુનો બાળ કોઈ એ પુત્ર હોય" કહી તે માથું કુટવા લાગી. આજે પોતે આબાદ સપડાઈ સખત ન્યાયાધીશ આગળ ઉભી છે તેમપણ તે સમજી ગઈ

"હા જા. ત્હારો અને પ્રભુનો તો ખરો; પણ મારો તો નહિજ કુલટા ! નરાધમ નારી ! તું આટલું કરે છે તો પછી કાલે લાલચથી મને શું ના કરે !"

અબળા માથું કુટતી કુટતી રડતી રડતી પતિપર ગુસ્સે થઈ ગઈ; છતાં પોતાનો ઢોંગ તેણે ચાલુ રાખ્યો.

માથામાંથી અચાનક જરા લોહી પણ પડ્યું અબળા તો મનમાંને મનમાં ડોસાને ગાળો ચમટાવવા લાગી. ડોસે લોહી દીઠું ગભરાયો. પોતાને કદાચ વૃદ્ધપણાને લીધે ભ્રમ થયેલ હશે એમ ધારી તાવથી પીડાતો મોહનલાલ ડોસો પલંગપરથી નીચે ઉતર્યો. તેણે પત્નિને પોતાના હાથે ઉભી કરી તેનાં આંસુ લુછ્યાં. રડતા બાળકને લીધો.

"મને શું કામ મારી નાખો છો !" કહેતી કહેતી રડતી ઢોંગી વ્યભીચારી લલના ડોસાને વળગી પડી. ડોસો પણ ઘડપણમાં ભાન ભુલ્યો. દાના પણ દીવાના થાય એ વિષય વિશયે. તો પછી આ તો મોહનલાલ હતા.

* * + ×

સાંજે કાન્તિલાલે ઘેર આવી મનમાં બીક સાથે પોતાના પિતાને

જણાવ્યું કે આજે તેને એક સોદામાં રૂા. ૫૦૦ મળ્યા છે. પાંચ નોટો ડોસાના હાથમાં પડી.

"બહુ સારૂં પણ હવે ફરીથી સોદો કરીશ નહિ." ડોસાએ ટુંકમાં પતાવ્યું. ડોસાના ભયને લીધે કાંતિલાલ ગૂપચૂપ પોતાના શયનગૃહ તરફ રવાના થઇ ગયો. પતિની પાસેજ પલંગ પર વચ્ચે પુત્ર કેશવને સુવાડી પત્નિદેવી ગૃહલક્ષ્મી સુતાં, ડોસો દિવસનો થાકેલ હતો. વળી મનની ચિંતાને લીધે મંગળાની ગોદના વિશ્વાસે નિદ્રાધીન થઈ ગયો. મંગળાની પણ આંખ જરા ઘેરાતી હતી. છતાં આજના બનાવે તે ડોસા તરફ જોઈ ડોળા કહાડી ગુસ્સો બતાવતી બતાવતી દુઃખ થતા કપાળે હાથ દેતી હતી. એટલામાંજ પાછળથી કોઇકે તેનો હસ્ત દાબ્યો. તેણે ડોસાના ભયે અને અણુવિશ્વાસે પાછળ જોયું. કાંતિલાલને જોયો.

હાથના ઈસારાથીજ ડોસાનું કારણ સમજાવી મંગળાએ ના પાડી દીધી. પરંતુ તેમ કંઇ આ શઠ છોડે તેમ ન હતો. આખરે ડોસો જાગી ઉઠશે તો વળી પાછી પંચાત થશે. એમ ધારી તે હળવે રહી ડોસાની સોડમાંથી સરી પડી ત્યાંથી કાંતિલાલની પાછળ તેના શયન ગૃહમાં ચાલી ગઇ. બળતું ફાનસ હોલવી નાખવામાં આવ્યું, ચુંબન અને મદનની મારા મારીની રમતગમતના મેળાવડા વચ્ચે નીચેની વાત સંભળાઇ.

"પ્રિયા ! ત્હેં માથું શા માટે કુટયું. તને દુઃખ થાય છે"

"ના ત્યારે આનંદ થાય છે શુ ! અને તેમાંય વળી પડતીમાં પડતી કરી તમો દુઃખ આપવા અત્યારે તૈયાર થયા છો. તમોને પગે લાગું મને હવે જવાદો. એ ડોસો જાગશે તો બંને નો જીવ લેશે."

" હવે તું જરાયે ગભરાઈશ નહિ ડોસા જીવ લે તે પહેલાંજ ત્હારી ઉપર સીતમ ગુજારનાર એ ડોસાનો જીવ બસ આ કાંતિ-લાલ લેશે ત્યારેજ તેના વેરનો બદલો વળશે."

"ના ! ના ! એવું ન થાય. ગુસ્સો ના કરશો. જગતને મુખે ઢાંકણું નથી. હવે મને જવા દો તો સારૂં."

મદનો કસાઇ પોતાની પુષ્પની છરી લઇ વરસાદ વરસાવતો હતો, તેવા વખતે કાંતિલાલ શું લલનાને રજા આપે ? તેને તો નરો કે કવરો ત્યાંજ રહેવું પડયું.



# પ્રકરણ ૭ મું.

## " અદભૂત ભેદ "

જડ ટેવોનો વિનાશ કદી થાય નહિ, અને થાય તો તે થયો ન થયો સમજવો. પ્રકૃતિનાં બંધારણ જે પાયા ઉપર ચણાયાં તે પાયો સજ્જડ બન્યા પછી તેને ઉખેડી નાખવા હજારો પ્રયત્ન આદરીયે તે અકાશ કુસુમવત્ છે. લોક લાજે અથવા તો એકાદ સપાટે પણ પાકટ પ્રકૃતિ પડી ભાગે તોયે તેના સહેજ અણુંમાંથી બીજાં એનાં એજ તરૂવરો ફાલી નીકળે પોપટ જેવું પંખી પ્ર તિના કારણે પીંજર ખુલ્લું રહેતોયે તે છોડી દોડી જાય નહિ, કીન્તું એકાદ કાગડાને પકડી એકી સાથે પાળી પોસીને દશવર્ષ સુધી પીંજરમાં રાખીયે તોયે તે પ્રસંગ મળતાં આવી. મોજમઝા ત્યજી ઉડી જશે, એક રતલ હુંગરી ભેગી દશ મણ કસ્તુરી નાખીશું તોયે તે પોતાની દુર્ગંધ ત્યજશે નહિ. એતો કોલસાને સાબુથી સફેત કરાય તોજ પ્રકૃતિનો રંગ પણ બદલી શકાય. મનુષ્યોમાં જે ઘડાઇ ગઇ તે પ્રકૃતિ પાકટ થતાં સુખ કે દુઃખ ઉભય પ્રસંગે કદી ખસી શકેજ નહિ.

ઉપરની બીના મુજબ મંગળાનો સ્વભાવ બદલાયો નહિ. અને બદલાયે શાનો ! એ તો યુવાનિનાં ચઢતાં પાણી હતાં. એ

પાણીનો વેગ મોહનલાલ જેવા ડોસાથી ક્યાં ખાળી શકાય ! તેને તો તણાયેજ છૂટકો.

મંગળા તથા કાન્તિલાલનો સંબંધ આજ સુધી કોઈ જાણતું નહિ. પરંતુ જયારથી ડોસાને ભુત ભરાયું ત્યારથી તેની વર્તણુંક ઉપરથી એકાદ બે કાન્તિલાલના સમઆચરણ વાળા દોસ્તો જાણી ગયા. કાન્તિલાલ સાથે તેના મકાને જઈ તેઓ મંગળા સાથે છુટ લેવા લાગ્યા. છતાં મંગળા તેમનો ભાવ જાણી ગયાથી તેમને લટકાવ્યાજ કરતી હતી

મોહનલાલની ઉતાવળથી [illegible] કાન્તિલાલના સસરાએ પોતાની કન્યાને પરણાવવાની તેયારી [illegible]માં કરવા માંડી. અહિં મુંબાઇથી તેઓ પોતાના મિત્રો [illegible] દીનમાં જવા માટે તૈયારીઓ કરવા લાગ્યા. પોતાની પત્નિ માટે મંગળાના કહેવાથી તે લુચ્ચા કાન્તિલાલે સહુ ઘાટ ઘડી રાખ્યા હતા. મંગળા પોતાના ગૃહમાં પોતાનો કરેલ કાન્તિલાલ અન્યનો થાય તે કેમ સહી શકે ! તેણે બાજી બરાબર રચી દીધી. વખત વીતી ગયો. લગ્ન થઇ ગયાં અને ડોસાના મનમાં છોકરો સુધરશે એવી આશા બંધાઇ. નવવધુ મુંબાઇ રહેવા આવી તેણે ચાર પાંચ દિવસમાં સર્વ બીના જાણી લીધી. પોતાના દેખતાં તેનો પતિ મંગળા કે જે તેની માતા સમાન હતી તેની સાથે ઇશ્ક દરીયામાં કુદી પડતો હતો તે પણ તેણે મુંગા સ્વભાવે જોયું. એકલી પડતાં તે રડી રડી દીનો વીતાવવા લાગી. પોતે અંગ્રેજી ચાર ચોપડીઓ ભણી હતી જેથી ઘણો વખત વાંચવામાં વિતવવા લાગી. રાત્રે પથારીમાંથી કાન્તિલાલ હળવે રહી નીચે ઉતરી પોતાની મંગળા સાસુના ઓરડામાં જતો પણ તે જોતી હતી.

કાન્તિલાલ પણ તેની પરવા કર્યો સિવાય સીધો વહેવાર ચલાવતો હતો. છાટકી મંગળાને તો શરમજ ન હતી.

એક દીન એકાંતમાં નવ વધુ કમળાએ કાન્તિલાલને આ બાબત માટે જરા શરમાવ્યો બીચારીની તેજ વખતે ભુંડી સારવાર થઇ ગઇ.

મંગળા પણ ગાળો ભાંડવા લાગી કે " રાંડ શીખાવવી મારા છોકરા સાથે શું હું વાતોયે ના કરૂં ?"

માર ખાધો હતો છતાં કમળાએ સાસુને ભાન આવે તો સારૂ એવા આશયથી જવાબ આપ્યો.

" સાસુજી ! આપનું શરીર કેટલાં વર્ષ માટે ટકશે ! વળી પાપને પુણ્ય સિવાય તમારી સાથે શું આવશે ? મારો ભવ બગાડવો તમે ધાર્યો હતો તો મને અહિં કસાઇ વાડે શું કામ તેડી !"

" હા ? હા ! રાંડ લુચ્ચી ! મને શીખામણ આપનારી ? તારી જીભજ ખેંચી નાખીશ" મંગળા ગુસ્સે થઇ ગઇ.

"તમારે પાલવે પડી છું. તો જીભ ખેંચશો અને જીવ પણ ખેંચશો. સાસુજી, તમારો હક છે તે કોઇ માથ્યા કરનાર છે. ! કહી મંગળાને છોડી કમળા વહુ અન્ય ઓરડામાં ચાલી ગઇ.

આવો પ્રસંગ બન્યાથી કાન્તિલાલને ઉશ્કેરી મંગળાએ કમળા પર અમાનુષી અત્યાચાર કરાવવા માંડયા વળી તે કોઇ સાથે તેમ કરે છે તેમ પણ તેને અવળું સંભળાવ્યું કાન્તિલાલના ગુસ્સાનો પાર રહ્યો નહિ, તેણે તેજ રાતરે તે બીચારી કમળાના હાથપગ બાંધી તેને સખત મારી ડોસાના જાણવામાં આ વાત આવી, પરંતુ મંગળાએ ડોસાના કાનમાં પણ ઝેર રેડી દીધું. ડોસો પહેલેથી

મંગળા તથા કાન્તિલાલને ઓળખતો હતો એટલે તે કંઇ બોલ્યો નહિ અને મૌન સાધી તાત્પર્ય શોધી કહાડવાના નિશ્ચય પર આવ્યો

મંગળાએ પાનનું બીડું ઝડપ્યું અને ડોસાને વચન આપ્યું કે વખત મળતાં તે બધો ભેદ બતાવશે. આ પ્રમાણે તેણે કામ માથે લીધું પરંતુ તે પાર કેવી રીતે પારવું તેના વિચારમાં હતી તેટલાજ વખતમાં એકદિન તેને અવસર મળ્યો. તેનો લાભ તે ન ચુકી.

કમળાની માસીની દીકરી મુંબાઇમાંજ રહેતી હતી તેને ત્યાં તે ઘણા વખત જતી આવતી. પતિની લાજ ઘટે તે કારણે પતિએ પોતાની સહીયર વયની બ્હેનને કંઇપણ વાત કરી નહી, એક દીવસ તેની બ્હેનને ત્યાંથી તેડવા માટે માણસ આવ્યુ તેની સાથે તે ચાલી ગઈ. તિરસ્કાર ભરી આંખોએ બારીમાં ડોકીયુ કરી સરીયામ રસ્તા પર મંગળા તાકી રહી હતી. આશરે એકાદ ફલીંગ છેટે કમળા ગઇ હશે તેટલામાં તેના પિતાનો કોઇ ઓળખીતો તેને રસ્તામાં મળ્યો કમળાએ તેને જોયો નહિ. પણ તે મનુષ્યે તેને જોઇ ઓળખી. તેને બોલાવી પુછવા લાગ્યો કે અહિં શા માટે આવવું થયું છે ! બ્હેનના સારા ભાવે ઉદ્દેશીને બોલાવેલ કમળા શરમાઇ ગઈ. તેણે ટુંકમાં તે મનુષ્યને સર્વ હકીકત કહી સમજાવી.

આ તકનો આબાદ લાભ લઈ મંગળાએ મોહનલાલ ડોસાને પરાણે બારીએ તેડી લાવી આ દૃશ્ય બતાવ્યુ. ડોસો તાકી તાકી ડોળા કહાડતો કહાડતો તાકી રહ્યો. વળી મંગળાએ મકાનના ઉપલા માળે જઇ કાન્તિલાલને પણ એક પળમાં આ તમાસો બતાવ્યો. કાન્તિલાલના આંખમાંથી અંગારા વરસવા લાગ્યા.

કમળા સાથે જે મનુષ્ય વાત કરતો હતો તે તેના પિતાનો જુનો ઓળખીતો હોવાથી તેના પિતાએ વીસરી જઇ કમળાના લગ્ન અવસરે તેને તેડેલ નહિ, જેથી તે દીલગીર બન્યો. અને કમળાના હાથમાં તેણે પરાણે પરાણે રૂા. ૧૦ ની એક નોટ મુકી. આ દ્રશ્ય જોઇ ઘરનાં ત્રણે જણ અજાયબ થયાં.

આજ વખતે ઓચીં[redacted]ાની નજર પોતાના ગૃહ તરફ ગઇ. અગાસીપર કાન્તિલાલ અને પાછે સાસુ સસરો તેના તરફ તાકી ઉભાં હતાં તેથી પોતાના પીતા વતી તે માણસનો આભાર માની રજા લઇ પોતાનું ગૃહ આંગળી વતી બતાવી તે ચાલી ગઇ. કાન્તિલાલ કાકના ડોળે કમળાને આવવાની રાહ જોતો વખત વિતાવવા લાગ્યો. ડોસાના મનમાં પણ કંઇ કંઇ વ્હેમનુ બીજ ભરાયું મંગળા હસી રાજી થઇ.

આજે સાંજે શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજમાં વીર કુણાલનો ખેલ પડનાર હતો, તેમાં જવા માટે મંગળાએ મોહનલાલને આગ્રહ કર્યો. પરંતુ ડોસાએ ટુંકમાં પતાવ્યું કે તમો વહુ સાસુ જજો મારૂં દીલ સારૂં નથી. લગભગ સાંજ પડવા આવી છતાં કમળા ઘેર આવી નહિ જેથી વધારે વ્હેમ ઘરમાં ભરાઇ બેઠો. ડોસા ચોપાટી પર પોતાના પુત્રને લઇ ફરવા ગયા જ્યારે આ માતા પુત્ર આશક માશુક બની લયલી મજનુનાં નાટક ભજવવા મંડી પડયાં. ચોપાટી-પર ડોસાને કમળાની બ્હેનના પતિ મળ્યા. તેમણે ડોસાને જણાવ્યું કે આજે સાંજે તેમને ત્યાં જમણ હોવાથી કમળાને રોકી છે. વળી રાત્રે વીર કુણાલનો ખેલ જોવા પણ તેને તેડી જવાની છે. તેઓ તેમને ઘેર કહેવા ગયેલ પરંતુ ઘરને તાળું વાસેલ હતું જેથી

પાછા ફરતાં અત્રે તેમનો ભેટો થતાં તેમનેજ કહેવું ઉચીત ધારી પોતે કહેવા આવેલ છે. તે સૌ બીના જણાવી પોતે ચાલ્યો ગયો.

ડોસાનાં પેટમાં ફાળ પડી મંગળા ફરવા જવાનું ના કહેતી હતી છતાં શ્યા માટે આજે આમ ઘરને તાળું વસાયેલ છે તે તે સમજી શકયા નહિ એકદમ ભાડે વીકટોરીયા કરી ઘેર ગયા તો મંગળા ઘરમાંજ હતી. તેના શરીર પર બહાર ફરવા જવાનાં વસ્ત્રાલંકાર હતા. તેથી ડોસાને પણ વ્હેમ પડયો. મંગળાને પણ વ્હેમ પડયો કે ડોસા કંઇ કારણસર આજે વ્હેલા આવ્યા છે. તેથી કારણ જાણવાના ઇરાદે તેણે ડોસા સાથે વાત કરી.

" કેમ ! કેશવ પજવતો હતો ? "

" ના. તેને તો દરીયો જોવો ઘણો ગમે છે. "

" તો આજે વ્હેલા કેમ ? " મંગળાએ હસતાં જણાવ્યું.

ઘરડા ડોસાએ ડાવકા મુખે જવાબ આપ્યો કે " પહેલાં તમારી મરજી ફરવા જવાની ના હતી, પણ ત્યાં બેઠાં બેઠાંજ તમારા પતિવ્રતના પ્રભાવે મ્હેં જાણ્યું કે તમો ફરવા તૈયાર થયાં છો, એટલે તમારો દાસ તમોને તેડવા આવ્યો છે. બહાર ગાડી થોભે છે.

મંગળા સર્વ બીના કળી ગઇ. છતાં જાણે કંઇ સમજી ન હોય તેમ તેણે વાત ઉડાવી અન્ય દીશા તરફ વાત ચલાવી, ડોસાને જરા રાજી કર્યો. જે રાંડ જેટલી વધારે લુચ્ચી તેટલીજ વધારે તે કાબેલ બાકી આમેય દેખીતી રીતે સ્ત્રીનો સ્વભાવ તથા ગુરૂત્વાકર્ષણ શકિત એવાં છે કે પુરૂષને ગુલામ બનાવે. તાબેદાર બનીને તરૂણી પુરૂષને તાબેદાર બનાવે છે તે ખ્યાલ મનુષ્યને ભાગ્યેજ

આવે છે. મોટાં રાજ્ય પાયમાલ શા માટે થયાં ? સ્ત્રીઓની તાબે-દારી અગર તો મોહમયી ગુરૂત્વાકર્ષણ શક્તિથી તે તો ઇતિહાસજ્ઞ આપણે જાણીએ છીયે.

અપોરની બે ટીકીટો નાટક માટે રીઝર્વ કરાવી હતી તેમાં કમળા નહિ આવવાથી ડોસાના કહેવાથી મંગળા તથા કાન્તિલાલ વર વહુ બની નાટક નિહાળી પોતાનું નાટક ભજવવા આવ્યાં ગયાં. ડોસો પણ મંગળાની મોહજાળે કમળા વહુ નાટક જોવા બારોબાર તેમનાં બ્હેન સહ આવશે તે કહેવાનું ભુલી ગયો. પહેલ પહેલો ખેલ હતો નરનારિની સંખ્યા સારા પ્રમાણમાં ભરાયેલ હતી. બરાબર ૯-૩૦ વાગે નાટક શરૂ થયું.

વીર કુણાલ રાજકુંવરની અપરમાતા તેના પર મુગ્ધ બની પ્રેમ યાચના કરવા આવી તે વખતે ઓરચેષ્ટાની ખુરસીમાં પહેલી હારમાં હારમોનીયમ માસ્તર પાછળ બેઠેલ એક જોડાએ અરસપરસ એક બીજાને મસ્તીના જોરમાં અડપલાં કર્યાં તે કોઇ પ્રેક્ષકે જોયાં નહિ પરંતુ ગેલેરીમાં પોતાની બ્હેન તથા બનેવી સાથે બેઠેલ કમળા એ તે દૃશ્ય નીહાળી આંખમાં આંસુ આણ્યાં. તેની બ્હેને તે વાત જાણી; તેને આમ કરવાનું પ્રયોજન પુછ્યું.

"કંઇ નહિ સ્હેજ બ્હેન ! બળ્યું નાટક મને ગમતુંજ નથી. જુવોને માતા બની પુત્ર પાસે પ્રેમ યાચના કરે છે ?" કહી તેની નજર પાછી પેલા જોડા તરફ ગઈ.

તેની બ્હેને પણ ત્યાં જોયું. કાન્તિલાલને તેણે ઓળખ્યો. પોતે માતાના ગળે હાથ નાખી નિર્લજ્જ બની ખુરસીમાં પડયો પડયો નાટક નિહાળતો હતો તેથા કમળાની આંખમાં આંસુ આવ્યાં

તે પણ તે સમજી ગઈ. કમળાને કેટલું દુઃખ પડતું હશે તેનો ખ્યાલ તેને આવવા લાગ્યો.

પછી તો માતાના ભંભેળવાથી કુણાલ તથા તેનાં પત્નિને પિતાની આજ્ઞાથી પરદેશ જવાનું ટાણું આવ્યું કુણાલની આંખો ફોડવાની પણ આજ્ઞા થઈ. તે વખતનું દૃશ્ય ભલા ભલાને ડોલાવતું હતું.

" અમારા દેશને છોડી અમે થાનાર પરદેશી " એ ગજલ પર ૧૦—૧૦ વખત વન્સમોર થયા. આખરે લોકના ગડગડતા નાદ સાથે પણ ગાયનનો એકે વન્સમોર વધારે મળ્યો નહિ, એ ધાંધલમાં મંગળાની નજર ગેલેરીમાં જતાં તેણે કમળાને જોઇ. કાન્તિલાલના ગળે નાખેલ હાથ લઇ લીધો અને તેને આડુ સમજાવવા લાગી.

" જુવો ગેલેરીમાં કોણ છે ? હું ખોટું કહેતી હતી." કાન્તિલાલે પાછું વાળી જોયું. તેની આંખો લાલચોળ બની ગઇ. કમળા તથા તેની બ્હેને તે જોયું.

"વ્હાલી કમુ ! મને માફ કરીશ ? કમળાની ઓરડીમાં જતાં જતાં કાન્તિલાલે પ્રશ્ન કર્યો.

" ધન ભાગ્ય આજે આટલે દિને આપે મને વ્હાલી કહી ઉદેશી. આવો નાથ ! માફી શા માટે ? "

', ત્હારા જેવી પત્નિ પામી હું એનો એજ રહ્યો. અને આખરે તેમા કંટક પણ જોયા. "

" કાંટાવાળું ગુલાબ મધુર તો છેને નાથ ! આપ તો માધુર્યના તરસ્યા છો."

" તો મારી કમુ ક્યાં મધુરી નથી ? તેનામાં આજે હું નંદનવનનાં ગુલાબોજ દેખું છું. "

" પણ કાંટાનું શું ? " કમુ હર્ષમાં આવી લવી ગઇ.

" વ્હાલી મને દુઃખીને હવે ન સતાવ. મને માફ કર. "

" પ્રભુ આપને માફ કરે. પ્રભુ પ્રેરણા એજ મુખ્ય સાધન શ્રેય છે. "

પરણ્યા બાદ પહેલ વહેલોજ આજે કાતિન્લાલ પોતાની સ્ત્રી કમળાને પ્રેમ બતાવવા લાગ્યો. પરણીને આવીને ખીલતી નવ વધુએ પતિ પાસે કદી સંસાર માંડયો નથી. પતિએજ તે સંસાર મંગળાના કહેવાથી ન માંડયો, અને કમળાએ પતિ પ્રભુ માની સહર્ષ સંસારની લાલસાઓ ત્યજી દીધી. તેને આજ છ માસ વીતિ ગયા હતા તે અરસામાં કાન્તિલાલ આમ અચાનક પોતા પર પશ્ચાતાપ કરી માફી માગી પ્રેમ યાચના કરે છે તે વિચારે કમળાના હર્ષનો પાર રહયો નહિ. પતિની ઇચ્છાને આધીન આ ભોળી યુવતિ બની ગઇ. આજે તેને સોનાનો સૂર્ય ઉગ્યો. તેનું દીલ ભાર ઓછો થવાથી હલકુ બની ફુલ સમાન થઇ આકાશમાં વિચરવા લાગ્યું. તેની મુખાકૃતિ આનંદમય બની ગઇ.

તેજ સાંજે વળી તેણે પતિને મંગળા સાથે હાસ્ય લહરીમાં જોયો. રાત્રે પતિને ઠપકો આપ્યો અને તે કાન્તિલાલે શ્રવણ પણ કર્યો. આવી રીતે થોડા વખતમાં કાન્તિલાલ સુધરી જશે એમ ધારી કમળાએ મન વાળવા માંડયું. મારો પતિ ભોળો છે અને રાંડ સાસુ વિચિત્ર છે તેમ તેણે અનુંમાન બાંધ્યું. નીરાંતે આજે ઘણા દીને પતિની ગોદ મીઠી માની તે યુવતિ નિદ્રાધીન બની ગઇ. રાત્રિના

રાત્રીમાં તેણે અચાનક જાગી ઉઠતાં પોતાની ઓરડીમાં બે પુરૂષો અને એક સ્ત્રી જોયાં. સૌને તે તુરત ઓળખી ગઇ. મંગળા આવા પરાયા પુરૂષો સાથે પોતાની ઓરડીમાં શાથી આવી કાજળ જેવી રાત્રે આવી છે તે તે સમજી શકી નહિ. કાન્તિલાલ તેની ગોદમાંજ હતો.

" જુવો છો શું ! આ બાબલાને આજેને આજે ઉપાડી સમુદ્રમાં ફેંકી દો. મેં એને બે દીન પહેલાં જે કામ સોંપેલ તે આ રાંડની મોહજાળથી કર્યું નથી, માટે આજેજ તેને ફેંકી દો. પછી એ અલેલ ટપુ ડોસાને પણ આજેજ એ રસ્તે પહોંચાડો. તેના બદલામાં તમોને આ મદભર્યું જોબન અને સાથે સાથે એ પલંગ પર પોઢેલી કમળાનું પણ જોબન પ્રાપ્ત થશે. ચાલો જલદી કરો." મંગળાએ પોતાના હાથમાંથી એક શીશી આગળ લંબાવી કાન્તિલાલની નાસીકા આગળ ધરવા એક કદમ ભર્યું.

" ખબરદાર સાસુજી ! એક ડગ આગળ ભર્યું તો ! આમાં તમારી લાજ ઘટે છે હોં કે !"

ચુપા ચુપ ત્રણે આકૃતીઓ ગૂમ થઇ ગઇ. કમળા પોતાના પલંગમાં બેઠી થઇ . કાન્તિલાલે તેને સ્વપ્નું સમજાવી શાંત કરી. બીજે દીને સવારે મંગળાએ પણ કમળા સાથે સારી રીતે વાત કરવા માંડી આમ અચાનક ફેર પડવાનું કારણ પોતે દીલ સાથે સમજતી હતી, છતાં કમળાના મનમાં ભ્રમ રહ્યો કે તે સ્વપ્ન હશે કે સાચી વાત !

આજેજ રવિવારને અમાસનો દીન છે કમળાને લઇ કાન્તિલાલ દરીયે ફરવા ગયો. પાછળથી પોતાના પુત્રને મકાનમાં ઉંઘતો રાખી મંગળા તથા મોહનલાલ ડોસા પણ ફરવા માટે ચોપાટી પર ગયાં. તેઓ જ્યારે ચોપાટીપર પહોંચ્યાં ત્યારે કાન્તિલાલે એક મોટરબોટ ભાડે રાખી કમળા સાથે દરીયામાં સહેલ કરવાનો બંદોબસ્ત કરતો

હતો. ડોસાએ વાત જાણી, દરીઆમાં આવા તોફાનમાં ફરવા જવા સાફ ના પાડી, પરંતુ તેનું કહ્યું ચાલ્યું નહિ. બીચારી કમળા પણ ના મરજીએ પતિને અરે-મનાયેલા પતિને-રાજી કરવા મોટર બોટમાં બેઠી.

એ ગઇ. એ ગઇ. એમ મંગળા તથા મોહનલાલ વાતો કરવા લાગ્યાં. દૃષ્ટિ મર્યાદાની પણ બહાર. મોટર બોટ ચાલી ગઇ. મોહનલાલ ગભરાવા લાગ્યા. મંગળા પણ કાન્તીલાલને ગાળો દેવા લાગી.

" હાય! હાય! આ તોફાનમાં રડ્યો એ તો બીશે, નહિ, પણ બાપ મારી કોમળ દેહની કમળા તો ભય પામી મરી જશે. મુઓ છોકરો ધાંધળીઓ છે."

" એ બધાં ત્હારાં વ્હાનાં, તેંજ એને ફગાવી મુક્યો છે."

કહી ડોસો લાંબી લાંબી નજરે દરીઆમાં જોવા લાગ્યા પણ, શું જણાય! ત્યાં તો સામા સામી અથડાઇને ઉત્પન્ન થતાં મોજાંમાંથી પેદા થતું ધોળું બરફ જેવું ફીણ. ડોસો નિસાસો નાખવા લાગ્યો મંગળા પણ ડોસા સામું જોઇ ફીક્કા ચહેરે બેસી રહી.

પતિની સાથે દરીયામાં બહુ આગ્રહના કારણે ગયેલ કમળાએ ચોપાટી પરનાં મનુષ્યો પણ દેખી નશક્યાં ત્યાં સુધી ધીરજ સહન કરી. પછી તો દરીયામાં હોડી ગઇ અને વળી તેમાં ફક્ત ત્રણ મનુષ્યો હતાં, એટલે તે આમથી તેમ ઉછળવા લાગી. કમળા ધ્રુજી ગઇ, તેણે કાન્તિલાલને કાલાવાલા કર્યા કે હોડી પાછી લો. પણ તેની અરજી સાંભળવાનો આ વખત ન હતો. કાન્તિલાલ પણ એકદમ તેના તરફ ફાડી આંખે જોતો હતો જેથી કમળા વધારે બોલી શકીજ નહિ.

" જોજે યાદ રાખજે યાર ! ત્હારા ભરોસે આ કામ કરૂં છું. લે આ રૂા. બસોની વીંટી. "

" ગભરાવો નહિ; મી. કાન્તિલાલ એવાં ઘણાંય કાર્યો જીંદગી ભર કરતા આવ્યા છીએ. " કહેતો કહેતો બોટ મેન હસવા લાગ્યો.

કમળાએ જાણ્યું કે દરીયાના તોફાનથી કાન્તિલાલ ગભરાયો છે. માટે હોડી વાળાને સાચવીને ચલાવી પાછી લઇ જવા બદલ તેને રત્ન જડીત વીંટી ભેટ આપી. કાન્તિલાલ તરફ તેણે આંખમાં અશ્રુ આણ્યાં, તેની ધીરજ ખુટી હતી.

" મી. કાન્તિલાલ ચલાવો તમારૂં કામ. "

" યાર યાદ રાખજે હાં " કહેતો કાન્તિલાલ હોડી ડોલતી હોવાથી અરબડીયાં ખાતો ખાતો કમળાની નજીક સુકાન છોડી આવ્યો. તેનું શરીર ધ્રુજતું હતું.

કમળા પણ બીકને લીધે કાન્તિલાલને વળગી પડી. તેને શ્વાસ ચડતો હતો.

તેને તરછોડી એકદમ ગુસ્સો કરી કાન્તિલાલે દયાહીણ સ્વભાવે કહ્યું.

" રંડા ? ઢોંગ કરી આજ સુધી મને છેતર્યો છે, તેનો બદલો આજે તને આપી મારૂં વેર વાળું છું. માટે સાવધાન થા. ત્હારાં સગાં વ્હાલાંને સંભાળ."

" નાથ આપ મારી પર કોઈના ભરમાવવાથી આરોપ મુકી વહેમાવ છો. તે વાત પ્રસંગે સગાં વ્હાલાં જે ગણું તે મારે મનતો તમેજ છો. "

" ના જોતો ત્હારો બનેવી. " કહી કાન્તિલાલે વાઘ શિયાળ ને પકડે તેમ થથરતી કમળાને ઉંચકી.

" પ્રભુ મને આમ શું કરો છો. નાથ જઇશ તો આપની જઇશ મને ના મારી નાખો. પરમેશ્વર તમારૂં ભલું નહિ કરે. તમો ને પરણી છ માસ દરમ્યાન આજસુધી મેં કોઇ તરફ ખરાબ ભાવ જણાવ્યો નથી. "

" બસ બંધ કર ત્હારી લવારી." કહી રડતી કકળતી એ લાચાર નિર્દોષ કમળાને તેના સ્વછંદી અને વિશયના કીડા પતિ કાન્તિલાલે વ્હેમાઈ હળાહળ મંગળાના ઝેરથીજ વહેમાઇ તેની ઉશ્કેરણીથી આજે આ યુવાન કુમળીને કાળી રાત્રિની શરૂઆતમાં પુર જોસે ઉછળતા સમુદ્રના ઉદરમાં ધકેલી દીધી

" નાથ બચાવો. હું નિર્દોષ છું. " કહેતી કમળા જળની સપાટીમાં સમાઇ ગઇ.

ભય અને બીકથી થથરતા કાન્તિલાલે આંખમાં અશ્રુ વગર હોડી વાળાને જરા વધુ સમજાવી હોડી પાછી હંકારી કીનારાપર ફકત દીવા જણાતા હતા. કોલાબાની લાઇટ હાઉસ ડોકીયાં કરી કરી આ બનાવ જોતી હતી. બોટ પૂર વેગે પાછી ચાલી કોઇ યુરોપીયન દંપતિ તેમના જેવીજ બોટમાં ફરવા જતાં તેમને સામાં મલ્યાં એક બીજાની બોટ પણ દેખાતી બંધ થઇ. કીનારો તદ્દન નજીક આવ્યો તે વખતે એકદમ હોડીમાંનું પેટ્રોલ હોડીવાળાએ આખી હોડીમાં છાંટી દીધું. દીવાસળી પણ ચોંપી સમુદ્રની સપાટી પર બંન્ને કાળાં કાળજા ના પુરૂષો કુદી પડયા

બળતી હોડી દેખીને મદદ કરવા કીનારેથી એક બોટ છુટી. તેણે બંન્ને તરતા મનુષ્યોને લઇ લીધાં; કાન્તિલાલે ભય સાથે હોડી-વાળાને આજીજી કરી કે એક યુવતિ કે જે તેની સ્ત્રી હતી તે પણ અહિંજ કુદી પડી છે. ઘણી તપાસ કરી છતાં પત્તો ન લાગવાથી હોડી પાછી વળી.

કીનારા પર રાહ જોઇ બેઠેલ મંગળા તથા મોહનલાલ બળતી હોડી દેખી કદાચ પોતાના પુત્રની હોડી હશે એ ઇરાદાથી રૂદન કરવા લાગ્યાં. ઘણાં મનુષ્યો તેમના તરફ વીંટાઇ વળ્યાં.

ઓચીંતીજ બુમ આવી કે એક છોકરો આશરે ૨૦ કે ૨૨ વર્ષની ઉમ્મરનો છે તે હોડીમાં બેભાન થઇ પડયો છે. મોહનલાલ ત્યાં દોડયા, પુત્રને ઓળખ્યો. કપાળ કુટવા લાગ્યા.

"હાય મારી વહુ ગઇ રે.', કહી મંગળા પણ રૂદન કરવા લાગી

કાન્તિલાલને દવાખાને લઇ જવામાં આવ્યો. ત્યાં ભયથી મુર્છાવશ થયો છે એવું ડૉકટરે કહી તેને મકાને લઈ જવાની સલાહ આપી. ઢોંગ કરતા કાન્તિલાલને લઇ જવામાં આવ્યો. મકાને પહોં-ચતાં ખબર પડી કે નાનો પુત્ર કેશવ ઘેર નથી. આવી વિલક્ષણ અદભુત ઘટનાના ભેદથી મંગળા તથા મોહનલાલ તેજ વખતે મુર્છા વશ થયાં.



# પ્રકરણ ૮ મું

## "અચાનક મેળાપ."

—(•)—

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને આજે બે માસ વીતિ ગયા છે. કમળાનો શોક અને વધારામાં કેશવ ગૂમ થયો. તેથી મોહનલાલ ડોસા માંડા જેવા થઇ ગયા. કેશવ અલોપ થવાથી મંગળાને પણ અનહદ દુઃખ થતું હતું.

તેનો આત્મા તેને ડંખતો હતો કે પાપ કરતાં પાપનો બદલો તેને વધારે મળ્યો છે. પોતાની આંખનું નુર કેશવ જવાથી તેણે પણ કાન્તિલાલ સાથેનો સંબંધ ત્રોડી નાખ્યો હતો. કાન્તિલાલ પતિ ઘાતક કાન્તિલાલ મંગળાને મન મારવા ઘણું કથન કરતો, પણ પત્થર પર પાણી સમાન તેના બોલની દશા અંકાતી હતી. જેના માટે કમળાને દરીયામાં ધકેલી દીધી તે જ્યારે પોતા તરફ આવી વર્તણુંક ચલાવતી ત્યારે તેને સહજ ગુસ્સો થતો, કીન્તુ પોતાના હૃદયમાં તે સમાવી દેતો હતો. તેને ક્યાં ખબર હતી કે માતાનો પ્રેમ પુત્ર માટે કેવો હોય છે! કંગાલ અગર ધનવાન. સુશીલ દુષ્ટા એ દરેકને પુત્રતો વ્હાલો હોયજ મંગળા ફકત પુત્રના શોકથીજ કાન્તિલાલ સહ બહુ પંચાત કરતી નહિ. બાકી તેને ડોસાની અગર કમળાની યા એકંદરતો કાન્તિલાલની પણ ઓછી પરવા હતી. આ બધી ઘટના અત્યારે તો અણઉકેલ રાખીશું.

કારણ જણાત આવતાં તેના ભેદ અને સત્યનો સ્ફોટ આપો આપ નીતરી આવશે.

મોહનલાલે મુંબાઇના જાણ મશહુર અને કાબેલ સી. આઇ ડી ખાતાનો પોતાનો લાડકવાયો પુત્ર ગુમ થયાના ખબર આપ્યા હતા હિંદુસ્તાનમાં મુંબાઇની પોલીસ અને સી. આઇ ડી ખાતું એ બન્ને બહુ બાહોશ મનાય છે. છતા આજ કાલ થયાં બે માસ વીતી જવા આવ્યા તો પણ કેશવનો કંઇ પત્તો લાગ્યો નહિ તેથી સી. આઇ. ડી ખાતાના વડા અધિકારીને પણ મુંઝવણ થવા લાગી કે મુંબઇમાં આવી રીતે તેમની જાણ બહાર કેટલાંએ કાર્ય થતાં હશે. સી. આઈ. ડી. ખાતાનો અમલદાર ધીરજલાલ બહુ બહુ પ્રયત્ન કરી ચુકયો પણ તેને કંઈ બાતમી મળી નહી આખરે ધીરજલાલે મન સાથે નિર્ણય કર્યો કે એકજ દીને બે કીસ્સા થાય છે' તો તેમાં કંઇ ભેદ પણ હોય, માટે આ બાબત માટે ઘરના માણસોનીજ બરાબર તપાસ કરવાની જરૂર છે. વેશ બદલવામાં ધીરજલાલ જેવો કોઇ ઉસ્તાદ ભાગ્યેજ મળી આવે તેમ હતું. એક દીન તેણે અસલ મુસલમાની પોશાક પહેરી મોહનલાલની શેરીની ગલ્દતના રસ્તે ટેલ મારવી શરૂ કરી. આજ વખતે કાન્તીલાલ મંગળાની આશાઓ વ્યર્થ જવાથી હતાશ બની ગુસ્સા ભેર ચાલ્યો જતો તેના જોવામાં આવ્યો પોતે ઝટપટ જઇ કાન્તીલાલ ભેળો પણ થઈ ગયો. જાણે કાન્તીલાલને બહુજ જમાનાથી ઓળખતો હોય તેવો ડાળ કરી તેણે તેની સાથે વાત કરવા માંડી.

"ઓહો કાન્તીલાલ શેઠ! કઈ બાજુએ પધાર્યા છો?" કેમ બજારમાં જરા કામ માટે.

"ભલા કેશવ બાબુનો કંઇ પત્તો મળ્યો કે નહિ" કેશવના ગુમ થયાથી પોતા ઉપર અણધાર્યું વાદળ મંગળા દ્વારા ઉતરી પડયું હતું જેથી આ વખતે પણ બીજાસ ખોઇ તેણે જવાબ આપ્યો કે કોણ જાણે એ કેશવડું ક્યાંયે છટકી ગયું! કંઇ પત્તોજ નહિ. ધીરજલાલ જેવો બાહોશ ડીટેક્ટીવ પણ આમાં કંઇ શોધ કરી શકયો નહિ. સાળા અમસ્થાજ પગારો ખાય છે.

"વારૂ! સાહેબજી કાન્તીલાલ."

કહી ધીરજલાલ નજીક ઉભેલી એક ટ્રામમાં ચઢી બેઠો કાન્તીલાલ પોતાના મનમાં હજારો વિચારો સાથે ગડમથલ કરતો કરતો મુંબઇની વાંકી ચુંકી શેરીઓમાં ગુમ થયો અર્ધો કલાક ચાલી તે એક ભવ્ય મકાન નજીક આવી પહોંચ્યો

કોણ વ્હાલા આવો પધારો ધનભાગ્ય કે અત્યારે ત્રીજા માળની અટારીમાંથી મોહક રૂપાની ઘંટડી સમાન સુર સાંભળતાં કાન્તિલાલ એકદમ ઉપર ચાલ્યો ગયો.

આશરે ૨૦થી ૨૫ વર્ષની અંદર હીચોળા ખાતી એક રંભાસમી નવયોવના ત્રીજે માળે હિંચોળા ઉપર બેઠી હતી. વાંચક આજ લલના એ કાન્તિલાલને નોતર્યો હતો. તે ઉપરથી તને સમજાયું હશે કે તે એક વેશ્યા હતી. મુંબઇમાં આજકાલ આ નવ યોવનાનો દમામ ઠીક હતો તેણે ભલભલા ખાનદાન તથા તેમના ગમાર ફરજંદોને હાથ ઘસતા બનાવ્યા હતા. કાન્તિલાલ અત્યારે તેનો શિકાર હતો. ગોહનલાલ ડોસા જાણે નહિ તેવી રીતે સેળભેળ હિસાબો કરી તેણે આ ખુબસુરત બાજારૂને પ્રેમની મુર્તિ સમજી હજારો રૂપિઆ દાનમાં આપ્યા

હતા, વેશ્યાઓ પોતાની મોહ જાળ નાખી મુંબઇ અગર અન્ય સ્થળો એ આ પ્રમાણે કેટલાએ નવ યુવાનોનાં ગળાં રેંસતી હશે ઘડી ભરનો નિશો સમાવવા પુરૂષો પણ પોતાને ત્યાં ઉર્વશી જેવી લલનાઓ ત્યજી આ અંગ્રેજી પાવડર ઘસી વાંકાં પટીયાં પાડેલી કાતિલ ભ્રમરવાળી હસમુખી પાતરોના પાશમાં સપડાઇ જતાં જરાયે આચકો ખાતા નથી એ કેટલી બધી અધમતા !

ઉપરોક્ત વેશ્યા કે જેનું નામ કંચન હતું તેણે કાન્તિલાલને ઉભા થઈ આદરમાન આપી પોતાની સાથે ભાડુતી માણસ સમાન બેસાડયા ખરેખર વેશયાને ઘેર ભાડુતીજ માણસો. જર ખલાસ એટલે તો કાતિલ નયનોનું નુર પણ ખ[illegible]ભી તો જુતીયાંનો માર. કાન્તિલાલ તરફ હાસ્ય વદને ડોળ [illegible] બતાવતી એ વેશ્યાએ નાજુક શરીર પર બારીક વસ્ત્રો પરીધાન કરેલાં હોવાથી વળી વૃક્ષ સ્થળનો નીચલો અર્ધો ભાગ જાણી કરી ઉઘાડો રાખવાથી તેના મદે કાન્તિલાલ સહેજ તેના તરફ તાકી રહયો નાજુક સાડીમાંથી તેનો ચણીઓ રંગ બે રંગી નીતરતો જણાતો હતો તેટલુંજ નહી પણ સાડીની આરપાર ચણીયાનું નાડુ પણ તાતણે તાતણાં જોઇ શકાતું હતું તેથી એ વધારેતો એ નાડાની ગાંઠ નજીક શરીરનો ઓછો સહેજ પટો આભાસમાં આવતો. તેની અંદર શું એ નુર ભર્યું હશે કે આ રસનો કીડો ત્યાંજ એકીટશે તાકી રહ્યો હતો

"ભોટ છો કે શું કાન્તિલાલ ! શું જુવો છો !"

"ના ! વ્હાલી કંચન ' જરા આજનો ત્હારો દેખાવજ એવો છે. તને પોતાને મોહ લાગે એવી આજની ત્હારી દેહલતાને જોઇ હું કેમ ના તેમાં જરા મશગુલ બનું પ્રિયે કંચન !"

"એમાં શું છે કે તમે તાકીજ રહ્યા છો ? દીવાના છો !"

"દીવાનો તો તું કલકત્તાથી મુંબાઇ આવી ત્યારનો કે આજનો ?"

"કીન્તું ! આજે તો અનહદ" કહી કંચન ભાકુતી કંચન જરા આઘી ખસી.

"આમ રીસાવાનું કે પ્રિયા ! ત્હારા વગર મારે ખુદ આ સંસાર સાગરમાં કોણ છે !"

"અને ત્યારે મારે કોણ છે ! શું ત્હમે મારીપર વહેમાવો છો !" તેણે એક આંખના ઈશારાએ પોતાની દાસીઓને વિદાય કરી દીધી, કારણ કે તે સમજી ગઇ કે કીડો હવે વધુ સહનશીલતા નહિ રાખે.

"કોણ હું ! છટ છટ ! કંચન ઉપર !"

"ના ! કંચન ઉપર નહિ મારી પર ! તેમાંજ પેલો હીરાનો હાર લાવતા હશોને !"

"લે દેખ આ ત્હારો હાર" કહી કાન્તિલાલે કંચનને તેના ગળામાં હાર પહેરાવ્યો.

"બસ હવે તો ખુશી થઇને ! બોલ હવે શો હુકમ !"

"આ હિરાતો ઝાંખા જણાય છે ! કયાંથીએ પથ્થર ભેગા કરી લાવ્યા છો. વા પેલા પાંચસો રૂપીઆ હજીયે મને આપતા નથી તે ભુલી ગયા !"

"કંચન ! એ પાંચસો લીધા પછીતો મેં તને લગભગ

૮ થી ૯ હજારની રકમ આપી હશે. છતાં ત્હેમાં ત્હારો જીવ હજી ભરાયેલ છે ! ”

“ પણ એતો હકકના હતાને ! ત્હમો મારા પઇસા આમ ઉડાવી જશો તો હું સીધો રસ્તો પકડીશ ! ”

“ કાલે જરૂર આપીશ હોંકે ! ગભરાઇશ નહિ ” કહેતો કાન્તિલાલ યુવતિ નહિ પણ બનાવટી માયા કરતી વેશ્યા યુવતિને ગળે વળગી પડયો.

આણી તરફ આજ વખતે પથારી વશ બનેલ મોહનલાલ મંગળા સાથે વાર્તાલાપ કરતા હતા, તે તરફ આપણે જરા જઇએ.

વૃદ્ધાવસ્થા અને તેમાં વળી આ અચાનક બે ઘટનાથી મોહન-લાલની તબીયત બગડી ગઇ હોવાથી તેઓ હવે પથારીવશ હતા, જ્યારે કાન્તિલાલ બજારનું કાર્ય કરતો હતો. પુત્રવધુનો દરીયે ભોગ લીધા બાદ બે માસ વીતિ ગયા છતાં કોઇ તેનો અન્ય વખત વિવાહ કરવા સારૂ ના પાડે છે, તે પણ ત્રીજું દુઃખ પુત્રનાં લક્ષણથી ડોસાને સાલતું હતું. દરરોજ શરીરનું કૌવત તથા મનોબળ નરમ થતાં હતાં. ડોસાનો પોતાને કાળ નજીક દોડતો જણાતો હતો, કાન્તિલાલને તેઓ પથારીમાંજ નજીક બેસાડી શીખ દેતા પરંતુ તેનો અમલ કેવો થતો તેતો આપણી જાણ બહાર નથી. આ દુઃખોમાં ડોસાની જીવવાની આશા સૌએ ત્યજી દીધી.

આજે કાન્તિલાલ બજારમાં એક બે દેવાદાર થનાર સાહુકારોને ત્યાં પઇસાની ઉઘરાણી કરવા ગયો ત્યારબાદ ડોસાએ પથારી નજીક બેસાડી પોતાનાં દુઃખ રડવાં લાગ્યાં.

“ મંગળા ! હવે હું બહુ તો ૧૫ દિનનો ત્હારો મ્હેમાન છું,

તે દરમ્યાન મેં તને ઘણી બાબતો કહેવા માટે સંગ્રહી છે. પઇસાના મદમાં કાન્તિલાલ છકી ગયો છે, અને મારી હયાતી બાદ ત્હારે માથે પણ રોંદડાં આવે એવી સ્થીતિ હોવાથી મ્હેં ગઇ કાલેજ વીલ કરાવ્યું છે; તેમાં તને પોણા ભાગની મીલકત મળશે અને કાન્તિલાલને ચોથા ભાગની મળશે એ પ્રમાણે સોલીસીટરે કોર્ટની પરવાનગી પણ મેળવી લીધી છે. વીલ આજે કે કાલે તને મળશે; કીન્તુ મને વ્હેમ એટલો રહે છે કે તું તેની જાળમાં કદાચ ફસાઇ પડે એવી ભોળી છે, આજ સુધી તમે જે કંઇ કાર્યો કર્યાં છે તે સહુ મને ધીરજલાલ ડીટેકટીવે જોકે પાકે પાયે ખાત્રી કરી મને બે દીન પહેલાં કહેલ છતાં હું તને ખરા દીલથી તે માટે માફી આપું છું. અને ભવિષ્યમાં એક નેક અને ટેકથી પ્રભુમય જીવન ગાળવા તને જતાં જતાં પણ શીખામણ આપું છું તેનો તું ગેરઉપયોગ કરીશ તો મારો આત્મા સ્વર્ગમાં પણ કકળી ઉઠશે. મ્હેં સંસારમાં મોહી માયાને વશ થઇ ત્હારી જીંદગી ધૂળધાણી કરી છે, તથા તેના પરીણામે તને સંસાર અસારનાં કંઇ સંતોષકારક સુખ આપી શકયો નથી તો તે માટે તારી માફી માગી લઉં છું. લાચાર છીયે કે આપણા સમાજના ચીલાઓ સાંકડા છે, એટલે તને અન્ય તો હું ન કહું છતાં જો કેશવ ન જડે તો પછી ધીરજલાલ ડીટેકટીવ પાસેથી પાકે પાયે ખબર મેળવી કેશવને ભૂલી જઇ અન્ય સ્થળે જો ત્હારા નાશીપાસ થયેલા દીલને પ્રભુમય જીવન ગાળતાં કબજે ન રખાય તો ત્હારી મરજી મુજબ પણ ખૂબ વિચાર કરી સો વખત પરિક્ષા કરી જોડાઇ જવા તને સાફ દીલથી હું છુટ આપું છું. ત્હારાથી આવી યુવાનિમાં પાપી કાર્યો સધાતાં જોવા કરતાં આ પરિણામથી મને ઓછું દુઃખ થશે. ધીરજલાલનું કથન એમ છે કે જો કેશવ હયાત

હશે તો તો ગમે તે રસ્તે તેને શોધી કહાડયા વગર રહેશે નહિ; કીન્તુ જો શણગાર અને અલંકારથી લોભાઇ કોઈ બદમાશોએ તેનું ખૂન કર્યું હશે તો તો પછી ત્હેનું મુખ તું જોઇ શકીશ નહિ. જો પ્રભુ કૃપાએ પુત્ર મળે તો ધીરજલાલની યોગ્ય કદર કરજે. ભૂલી જઇશ નહિ એ કોઇ દીન કામનો છે. હજી પ્રભુ જાણે કે મારા મૃત્યુ બાદ આ વીલને કાન્તિલાલ કેવી રીતે તને પચવા દેશે. જો કંઇ એવો પ્રસંગ થાય તો તું પોલિસની મદદ પણ લેજે. સોલીસીટરની પણ ખાસ સલાહ લીધા બાદ તેઓ કહે તેમ કરજે. મંગળા હવે આ વીલ બાબત મારી એકજ વાત છે. કાન્તિલાલને હું અન્યાય કરતો નથી, તે મારો પુત્ર છે કીન્તુ કુલદીપક નહિ પણ હડહડતો કુલાંગાર છે રત્નજેવી મારી પુત્ર વધુ કમળાવહુને કોણ જાણે મને તો શંકા થાય છે કે તેણે જાણીજોઈ દરીઆમાં મ્હોંતના હાથમાં સપડાવી હોડી બાળી નાખી છે. છતાં હવે તે વાતને સંભાળવી શા કામની ? છતાં જો કદાચ પ્રભુ ઇચ્છાએ કમળા પાછી આવે તો ત્હારી ૬ કરોડની મીલકતમાંથી ૩ કરોડ તેને વિના સંકોચે તું આપજે. સોલીસીટરે વીલમાં પણ એ વાત લખીજ છે. વાતતો એમ છે કે દરીયાના ઉદરમાંથી તે જીવી શકે નહિ છતાં પ્રભુ કરે ને એમ થાય. અરે થયું હોય પણ ખરૂં. જો થયું હોય તો પછી તે અહિં પાછી પણ આવ્યા વગર રહેજ નહિ. પરંતુ અહિં કોઇ આવ્યું નથી એટલે તો તે મરીજ ગઇ છે.

આટલું કહી ડોસાએ થાક ખાવા માંડયો. તેની આંખમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં હતાં. મંગળાની આંખો પણ પોતાનો વૃદ્ધ પતિ તેના પર કેટલું બધું હેત રાખે છે તે ભાવે ભીન થઈ હતી.

તેને પણ પશ્ચાતાપ થતો હતો કે આવા વૃદ્ધ પતિને તે એક બેવફા સ્ત્રી બની અઘોર અક્ષમનીય પાપીણી બની છે. પતિની માફી માગવાનું તેનું મન થયું, કીન્તુ તેમ કરવાથી તેઓ સત્ય ઘટના જાણી વધારે દુઃખી બને એ ભયથી તે મૂકજ રહી. આ યુવતિના દીલનો ચંચળ પશ્ચાતાપ વ્હાલા વાંચક સદા માટે ટકશે કે નહિ તે આપણે આગળ ઉપર આપોઆપ નીહાળીશું. ડોસાએ વળી ઉભરો કહાડ્યો.

" મંગળા ! આટલા પરિણામના પણ અંતે દેહ અને વાતાવરણ તને અન્ય વખત વિવાહ કરવા ફરજ પાડે તો તું તેમ ખુશીથી કરજે, પણ કલંકીત ન બનીશ. સમાજની પરવા કરીશ નહિ, કારણ સમાજેજ તને દુઃખી કરી છે. જો તું પુનર્વિવાહ કરે તો આ બધી તને સોંપાયેલ મીલ્કત ધાર્મીક કાર્યમાં અર્પણ કરી તેમ કરજે. યાદ રાખજે આ વાત કદી ભુલીશ નહિ. બોલ હવે કંઇ કહેવાનું બાકી હોય તો મને કહે આથી વધારે મારે તને જતાં જતાં પાપના ભારનીચે દબાયેલા મોહનલાલને શું કહેવાનું હોય ? " કહી ડોસા રડવા લાગ્યા.

મંગળા પણ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. તેણે પતિની છાતીપર માથું નાખી દીધું રડાય તેટલું રડી. ડોસાએ પણ પતિના એ પશ્ચાતાપ કરતા શીરને વ્હાલથી છાતીની ગોદમાં રૂદન કરવા દીધું.

" વ્હાલા ? ડાકટરે કહ્યું છે કે તમો જરૂર સાજા થવાના છો આમ કહી મને નિરાશ ના કરશો.

" મંગળા ! મને પોતાને મ્હોતનો અંજામ આવેલ સંભળાય છે, ત્યાં પછી ડોક્ટર શું કરવાનો હતો ! એ તો એની દર્દી તથા

તેનાં સગાં વ્હાલાં પ્રત્યેની ફરજ છે કે મૃત્યુ નજીક પહોંચેલા આદમી માટે સઘળે આશા બતાવશે.”

“શું કેશવ નહિ જડે! એ નહિ જડે તો પછી આપઘાત અગરતો મૃત્યુ પામીનેજ હું તમારી પાસે આવીશ તે ચોક્કસ માનજો નાથ” કહી તે વધુ રોવા લાગી.

વ્હાલા વાંચક હવે આપણે કંચન તથા કાંતીલાલ તરફ જઈએ ત્યાં તો જાદુતી રસની જમાવટના ફુવારા ઉડે છે. ફરીથી બની ઉભય જણ એક બીજાને આલીંગન દેતા દેતા હજારો જાતની ચેષ્ટાઓ નવાઈ નવાઇ ભરી કરતાં હતાં; તે સાથે આંધળા કાન્તીલાલને જરા પણ ભાન ન હતું કે આ લલના તેના ખીસ્સા સાફ કરે છે. વેશ્યાનો ધંધો પ્રમનો નથી, એતો પઇસા લઇ, અરે છીનવી લઇ, જીતી આંખે વગર ધુલ નાખ્યે દેખતાંજ એ પઇસા લઇ, તેના બદલામાં ઘડીભર પાપના ખાડામાં ગરકાવ કરી ઇશ્વરી બંદાને સીધો બનાવવાની એ દુકાન છે. અધરોનું પાન ભાન ભુલી કાન્તિલાલ કરતો હતો તેટલામાંજ તેના કાને કોઇ રમણીનો સ્વર સંભળાયો.

“જો જો કાન્તા! આજ પેલી રાંડ કંચનનું વર! જેના નસિબે ત્હારે તે દીન માર ખાવો પડયો હતો.”

કંચનને કાને આવી ઘણી વાતો અફડાઇ હતી. તેની એને કયાં પરવા હતી. પરંતુ કાન્તીલાલ કંચનને તજી એકદમ બારીએ જઇ ઉભો. નીચે દ્રષ્ટી નાખતાંજ તેણે વિકટોરીઆમાં બે સ્ત્રીઓને પસાર થતાં જોઇ. બંન્ને સ્ત્રીઓ ઉંચુ નિહાળતી હતી.

“હાય હાય! સરસ્વતી બ્હેન આતો કાંતીલાલ.” કહેતી કાન્તા ગભરાવા જેવી થઇ ગઇ. ગાડી પણ ચાલી ગઇ.

કાન્તિલાલે કાન્તાને ઓળખી. નડિઆદ તથા વાસદ સાંભર્યું. કાન્તાને વાસદમાં તે દીને રાત્રે ભેટયો તે વાત યાદ આવી. આજ સુધી તેને વીસરી જઇ આ પ્રમાણે મુંબાઇ રહ્યા છતાં પણ પોતાને એકે વખત કાન્તિલાલ મળવા આવેલ નથી. એ ઈરાદાથીજ કાન્તાએ પોતાની નજીકની સ્રીને આવા ઉદગાર ગભરામણમાંજ કહી નાખ્યા, તેવો તર્ક કરી એકદમ ત્યાંથી દોડયો. કંચને રોકયો પણ હવે શાનો રોકાય? આતો ગુલાબનું ફુલ હતું. તે મુર્ખાને કયાં ખબર હતી કે આ ગુલાબ પાછળ તો શીલ રૂપી કંટક હતા. કંચને તેને બાથમાં સપડાવ્યો પણ જરાએ તે થોભ્યો નહિ. નીચે ઉતરી એક વિકટોરીયા ભાડે કરી આગળ દોડી જતી વિકટોરીના પાછળ તેને થોડે થોડે અંતરે જવા સુચના પણ કરી દીધી.

આ સર્વ કંચન તથા તેની દાસીઓ જોતી હતી. સૌ માંહેમાંહે હસવા લાગી.

"અલી માધુરી જોયો આ હેવાન!"

"હા કંચન બ્હેન! મુઓ સાવ આંધળોજ છે જોને કોઇ બીજી એની મા પાછળ દોડયો."

"પણ ખીસ્સુ બધુ અહિંજ ખાલી થયું છે. જો દેખ આ રૂપીઆ ૭૦૦ ની નોટો. એની જીંદગી તો એમાંજ જવાની."

"મુઓ છટકી જશે તો!" બીજી દાસીએ પ્રશ્ન કર્યો. "અરે નારે! મારા આગળ તેને નમ્યા વગર છુટકોજ નથી. હું એનો એવો ભેદ જાણું છું કે તેની પાસે ગમે ત્યારે ગમે તે રકમ માગું તો પણ તેને હાજર કર્યા વગર છુટકોજ નથી. પછી આપણે શી પંચાત

આપણે તો દામ સાથે કામ" પીટયાને કયાં ખબરછે કે પઇસા ગુલ થયે કંચન પણ ગુલ થશે. આતો કોઇ જબરૂજ વાંદર છે.

"અલી માધુરી! આ તો ગઇ કાલે તારી પણ વાત કરતો હતો હોં કે? મ્હેં કહ્યું હજી માધુરીને યૌવન ખીલવાની વાર છે. કહી કંચને માધુરીને ગાલ પર ચીમટી ભરી.

"પછી શું થયું કહોને! માધુરીના માન ત્યારે વધશે?" ત્રીજીએ કહ્યું

"ગમાર મને કાલા વાલા કરવા લાગ્યો કે એ ખીલતી કળીને બસ મ્હારેજ પહેલવેલી સુંઘવી છે. ત્હેને કયાં ખબર છે કે એ પણ કંચન જેવીજ છે. દરરોજ ખીલે છે, અને હંમેશ સુંઘાય છે તેનું તે હેવાનને કયાંથી ભાન હોય! કેમ માધુરી! ખીલતી કળી?"

"બાપ! એવો શેઠીયો તો મને મુંઝાવી મારે" "અલી તું તો જબરી, કળીનો પાઠ તો હજારોને મુંઝાવી ખાસા ધોળા મુળા જેવા કરી સરસ ભજવે છે તો! પછી મ્હેં રૂપિઆ ૧૫૦૦ની માગણી એક રાત્રિ આ માધુરી ખીલતી કળી માટે કરી છે. ત્હેણે પણ ચાર પાંચ દીવસમાં આ ખીલતી અરે હજાર વખત ખીલી કરમાયેલી કળી માધુરીને ચુંથવા મરજી બતાવી છે. જો જે માધુરી બરાબર ખીલતી કળીનોજ પાઠ ભજવજે હોં કે." કહેતી કંચન માધુરીને ભેટી પડી. બીજી દાસીઓ હસવા લાગી.

માધુરીએ તો ઠંડા પેટે જવાબ આપ્યો કે ત્હેમાં કહેવાનું હોયજ નહિ. ઘણા આગળ ખીલતી થઇ તો આની આગળ એક વખત વધુ ચાળા કરીશ એટલે પત્યું મુઓ એમજ સમજે કે

તેના આલીંગનથી બહુજ હેરાન થઇ ત્યારેજ હું બીલતી કળી ” કહી હસવા લાગી.

આ વેશ્યાઓની વાતો ત્યજી વાંચક આપણે હવે બીજી તરફ જઇએ. કાન્તા તથા સરસ્વતિની વિકટોરીઆ ખેતીવાડી ગલ્લીઓમાં જરીના કોટેજ નજીક ઉભી રહી. બન્ને યુવતિઓ કોટેજમાં ચાલી ગઇ. કાન્તિલાલે આ ભવ્ય બીલ્ડીંગ જોઈ મન સાથે નકકી કર્યું કે અહિંજ કાન્તા તેના ધણી સાથે રહેતી હશે હશે પછીથી ખબર કહાડીશ એમધારી પોતે ચાલ્યો ગયો.

તેજ સાંજે તેણે જરીના કોટેજમાં જઇ નીચે રહેતા એક હારમોનીયમ માસ્તરને પુછ્યું કે અહિં કોઇ રમાનાથ કરી રહે છે કે કેમ!

જવાબ મળ્યો કે અહિં છેક ઉપલે માળે રમાનાથ કરી વાસદના એક ગૃહસ્થ પત્નિ પુત્ર સાથે રહે છે; પરંતુ કલકત્તાથી તાર આવવાના લીધે તેઓ ચારેક દીવસથી ત્યાં ગયેલ છે. જેથી તેમનાં પત્નિ પોતાના પુત્ર સાથે કોઈ ઓળખીતાને ત્યાં રહે છે.”

તુરતજ ત્યાંથી બારોબાર આ શયતાન કંચનના મકાને ગયો. ત્યાં જઈ. ર્‌હેણે આ વેશ્યા સાથે સૌ વાત કરી પોતે એક બે દીવસમાં એક બૈરીને અહિં લાવશે તેના બદલામાં તેને સારૂં ઇનામ આપશે કહી હાલમાં તો તેનું મન રંજન કરવા રૂપિયા ૧૦૦ આપી વિદાય માગવા લાગ્યો. જતાં જતાં વળી પાછા ફરી તેણે કંચનને સમજાવ્યું કે આ કોઇ ખાનદાનનું ગૃહ હોય તેવો ડોળ તે કાન્તા સાથે કરવો. તદુપરાંત ચાતુરી બાબતમાં પણ

અરજ કાલાવાલા કરવા લાગ્યો. કંચને ઉડાઉ જવાબ આપ્યો કે "માધુરીએ હજી પ્રભુતામાં પગલાં ભર્યાં નથી એટલે તેને એકદમ શરમ તથા બ્હીકપણ લાગે છે, જેથી તે માનતી નથી."

"પણ ત્હારે મનાવવીજ પડશે, નહિ ચાલે" કહી કાન્તિલાલે કંચનને ચુંબન પણ કર્યું.

"ત્હમે તો કોઈ વિચિત્રજ લાગો છો ? શું હું કંઈ ઓછી છું ? વળી કોઇ કાન્તુડી અને આ મારી દાસી સરખી ઉપર પણ આમ આવી રીતે વરસી પડો છો તો હું પછી શું કરવાની ? મ્હારે કોણ પછી આધાર ? તે દીવસે તો કમળાને દરીઆમાં ડુબાવી દઇ કહેતા હતા કે મારી સાથે લગ્ન કરીશ; તે આવાં લગ્ન કરશો કે ?" કહેતી વેશ્યા તેને વધુ લલચાવવા વળગી પડી.

"હવે સમજ્યો; એમજ કહેને કે ત્હેં માધુરીને વાતજ અદેખાઇથી નથી કરી."

"ના આપના પગલાંના સમ. મ્હેં વાત કરી છે પણ તે ત્હમારૂં નામ સાંભળી હબકે છે. વળી તેમ તો ખરૂંજને કે આ ખીલતીને ચુંથી પછી મ્હારો ભાવ કોણ પૂછે.

"અરે જા જા ગાંડી તને ભૂલાય" કહેતો કાન્તિલાલ ત્યાંજ લટુબની કંચનનો ભોગ બન્યો,

રાત્રે નવ વાગે ઘેર જતી વખતે દાદરમાંજ સંકેત પ્રમાણે ઠાઠમાઠ વાળી માધુરી તેને એકલીજ સામી મળી માધુરીની દેહલતા જોઇ તે અંજાયો ત્હેને કયાં ખબર હતી કે આ પણ કંચનના જેવીજ બીજી હતી. તેતો એમજ સમજતો હતો કે હજી કળી ખીલશે અને પુષ્પ થશે ત્યારેજ કંચન બનશે.

માધુરીનો હાથ પકડી તેણે ચુંબન કર્યું. માધુરી બધી ગોઠવણ પ્રમાણે આનાકાની કરવા લાગી.

બળ્યું મારાં બાઈ જાણશે તો સારૂં નહી, જાવ મ્હારૂં નામ ના લેશો. નહિ

ત્હારાં બાઇને મ્હેં વાત કરી છે ગભરાઇશ નિહ આવતી કાલે તારે માટે ઉદાર રકમ આપીશ હોંકે ?

"મ્હારે કોઈનું સાંભળવું નથી અને એવી ઉદાર રકમ પણ જોઇતી નથી બાપ" કહેતી કહેતી અંગનો મરોડ કરી નાજુક છાતી બતાવતી અને વસ્ત્ર સમારવાના મીષે સહેજ વખત ઢીંચણ ઉપરનો પણ ભાગ બતાવતી એ ચકોર બાઇની ચકોર દાસી મધુરિ વિજળી વેગે દાદર ચઢી ગઈ અને આ ગુલામ મસ્ત બની ત્યાંજ જરા થોભી ચાલ્યો ગયો. તેની પાછળ એક બુરખાવાળી આકૃતિ પણ ચાલી ગઇ.



# પ્રકરણુ ૯ મુ

## "પત્નિ પ્રભાવ"


થારી વશ બનેલ મોહનલાલ સમક્ષ મંગળા શોકીત દીસે બેસી આશ્વાસન તથા ધીરજનું શ્રવણ કરતી હતી. સંધ્યાનાં પગલાં દૂર દૂરથી નજીક આવતાં હતાં. મંગળા સજળ નયને પતિ તરફ નિહાળી સર્વ શીખામણો વશે કે કવશે સાંભળી રહી હતી; અને મોહનલાલ પણ તેનાપર ભાવિ દુઃખ કલ્પી મનમાં દુઃખી થઇ કેશવ માટે શોક ન કરવા તેને શીખવતો હતો. તેટલામાંજ ધીર ્લાલ ઓચીંતો ત્યાં આવી પહોંચ્યો. તેની આંખમાં જીતના ચિહ્ન જણાતાં જોઇ મોહનલાલ ડોસા અશકત હતા છતાં એકદમ પથારીમાં બેઠા થયા, મંગળાને શરમ આવી, પણ હવે મરતા પતિ પાસે અન્યની શરમ શી ! એ ઇરાદે તે ત્યાંજ બેસી રહી

" કેમ ! મોહનલાલ શેઠ ? આપની તબીયત કેમ છે ! નજીકની એક ખુરસી પર બેસતાં ધીરજલાલે પ્રશ્ન કર્યો.

" આવો ભાઇ ! હવે હું થોડા દીનનો મહેમાન હોઇ અને

ફુલ જેવી પત્નિને અશ્વાસન આપું છું. કેમ, ભાઇ ! કાંઇ ખબર અંતર મેળવ્યા ! ”

“ શેઠ ! આપને મારે ખાનગીમાં એક વાત પુછવી છે, તો મહેરબાની કરી મંગળા બ્હેનને જરા વખત જવાની રજા આપો તો ઠીક. ”

“ અરે ! નાંરે ના ! ભલે તે રહે તેનાથી કંઈ છુપું ઓછું છે.

“ નહિ ! અમારો ડીટેકટીવોનો ધંધો એવોજ છે; માટે આપને આ પ્રમાણે કર્યેજ છુટકો છે. નહિતર મારી બધી યુકિત ઓમાં ધુળ ભલે. ”

“ આખરે મંગળાને બહાર જવું પડયું. ઓરડીનું બારણું બરાબર બંધ કરી નિરાંતે ધીમા સ્વરે ધીરજલાલે મોહનલાલ સાહ વાત શરૂ કરી.

“ અત્યારે મારે જરૂરનું કાર્ય છે, એટલે ટુંકમાંજ આપને પુછું છું કે અહિં મુંબાઇમાં તમારે નડીયાદ તરફ અગર એ બાજુ ચરોતરનું કોઇ નજીકનું સગું છે કે નહિ ! ”

“ મને બરાબર યાદ નથી, છતાં એક વખત સાંભળે છે કે ખબર આવ્યા હતા કે મારી નવી પત્નિની કોઈ નજીકની બ્હેન તથા બનેવી અહિંજ છે. બીજું કંઈ કોઇ જગામાં મારી જાણમાં નથી. ”

“ તો એ તમારાં પત્નિનાં બ્હેન કયાં આગળ કહે છે ! ”

“ સાહેબ ! ખબર હોયતો હું ભાળ કહાડયા સિવાય રહુ !

“ પણ મારે ખાસ કાર્ય છે, નહિતર આ બધો ભેદ ધુળમાં

જ દટાયેલાં રહેવા સંભવ છે. મને લાગે છે કે આ બધી ઘટના ઓમાં તેની કાંઇ ગોઠવણ પણ હોય ?"

" હેં શું કહો છો ! ધીરજલાલ ! જો કદાચ મંગળાને ખબર હોય તો હું પુછી ખાત્રી તમારી રૂબરૂજ કરૂં."

" ના આજે અહિં મારી રૂબરૂ નહિ. અન્ય વખત આજેજ મારી ગેરહાજરીમાં પુછી તપાસ કરજો."

" કારણ ! શું તમારી સમક્ષ મંગળા જુઠું બોલશે ! "

" શેઠ બહુ કહેવામાં સાર નથી; અમારી જાણ બહાર કંઇ વસ્તુ રહેવા પામે નહિ હોં કે .', કહેતો ધીરજલાલ બારણું ઉઘાડી ચાલતો થયો. મંગળા દ્વાર વાસી દાખલ થઇ.

" શું હતું ! કેશવના ખબર મળ્યા ! " તેણે નીચે બેસતાં પ્રશ્ન કર્યો.

" ના ના એ વાતજ નહતી, આતો દુકાન બાબત સહેજ કાર્ય હતું."

" હા હું સમજી ગઇ. દુકાનમાંથી પણ ગોટાળો કરી કાન્તિ લાલ રૂપિઆ છાના માના લઇ પેલી રાંડ કંચનને આપે છે તેજ હશે નહિ ! "

" તું શું કહે છે મંગળા ! મુંબાઇગિરાઓને મોહમાં ફસાવ નારી કલકત્તાની રાંડ કંચને કાન્તિલાલને વશ કર્યો ! રે રામ ! આથી વધુ શું અધોગતિ ! હાય ! મારી પાછળ ત્હારી શી દશા !"

" પ્રભુ કરે તે ખરૂં હવે શોક શા કામનો ! આપ હવે એ બધી માયા ત્યજી નિરાંતે આરામ લ્યો.

"હવે મને તકલી કર્યા શિવાય જરા પણ આરામ નહિ મળે; બોલ મંગળા અહિં મુંબાઈમાં ત્હારૂં હિત જાળવે એવું કોઇ છે ?"

"ના મને ખબર નથી, પણ કદાચ મારા બનેવી રમાનાથ વકીલ હોય તેવો સંભવ છે, કારણ કે આપણે કપડવંજ હતાં ત્યારે ખબર આવ્યા હતા કે રમાનાથ તથા કાન્તા બ્હેન મુંબાઈ તરફ નોકરી અર્થે ગયાં છે, તથા ત્યાં સારી જગા પ્રાપ્ત પણ કરવા સમર્થ બન્યાં છે. મેં પણ આજ સુધી એ માટે તપાસ કરી નથી."

"તો હવે એમનો પત્તો શો ? જરૂર જો મળે તો તેમને અત્રે તેડી મંગાવવામાં તારૂં હિત છે."

એટલામાં તો ખડખડ દાદરનો અવાજ કરતો કાન્તિલાલ ત્યાં આવ્યો મોહનલાલે તેને બેસાડી દુકાન બાબત પ્રશ્નો પુછ્યા તો જરાય શંકા ન પડે તેવી રીતે તેણે સર્વ સમાધાન ભર્યા જવાબો આપ્યા. ડોકટરને બોલાવવાનું કહી મંગળા તરફ ડોળા કહાડતો કાન્તિલાલ ટુંક સમયમાં ચાલ્યો ગયો. બંન્નેને વહેમ પડયો કે જરૂર કાન્તિલાલ સર્વ વાતો સાંભળી ગયો હશે, જેથી એક બીજા તરફ તેઓ તાકીજ રહ્યાં. તેટલામાંજ ત્યાં ધીરજલાલ દોડી આવ્યો. મંગળા તરફ જોઈ તેણે ઉતાવળમાં પ્રશ્ન કર્યો,

"અને શેઠાણી ! તમારાં બ્હેનની કંઈ ઓળખાણ આપશો કે !" આ જલદી પુછાયેલા સવાલથી ડોસો તથા મંગળા તો અવાક બની ગયાં. ડોસાએ ધીરા સાદે કહ્યું.

"ધીરજલાલ ! શાબાશ ! ડીટેકટીવનો પાઠ તો આબાબ

બજવો છો ! આવી રીતે પતિ પત્નિની વાતો પણ સાંભળતા શરમાતા નથી !"

"અને શરમ લાવી જો બેસી રહીયે તો અમારો ધંધોજ ન ચાલે બોલો મંગળા બ્હેન શું કહોછો !"

"હા મારી પાસે એક ફોટો પેટીમાં પડયો છે. પરંતુ અમો ન્હાનાં હતાં ત્યારે નડીયાદમાં પડાવેલ તે ફોટો છે; તેમાંને અત્યારની આકૃતિમાં ઘણો તફાવત થઇ ગયો હશે."

"એ બધું અમારે જોવાનું છે. જાવ જલદી ફોટો લાવો."

ફોટો દેખતાંજ ધીરજલાલના મુખપર ઓચીંતુ હાસ્ય છવાઇ ગયું. સહેજ પણ વિલંબ કર્યાં [redacted] તે ત્યાંથી રજા લઇ ફોટા સહિત ચાલ્યો ગયો. આ બધું [redacted] એઠું છે. એમ ધારી બંન્ને પતિ પત્નિ શાંતજ રહ્યાં.

વ્હાલા વાંચક ! આવી રીતે મોહનલાલ મૃત્યુ શય્યાપર છે. છતાં કાન્તિલાલ પરવા સિવાય પોતાના સ્વચ્છંદોમાં મશગુલજ રહ્યો. છે તે તો આપણે સારી રીતે જાણીયે છીયે મંગળાને કેશવ ગૂમ થયાથી કંઇ લાત લાગી છે જેથી તે પણ પાપનો પશ્ચાતાપ કરે છે. ડીટેકટીવ ધીરજલાલ ન સમજાય તેવી અગમ્ય રીતોથી પોતાનું કાર્ય કર્યા કરે છે, તો હવે મુંબાઇ ત્યજી આપણે રમાનાથ પછવાડે કલકત્તાની સહેલ કરવા જઇએ.

\+ \+ \+ \+

દયાળભાઇએ વાસદ છોડી પત્નિ પુત્ર સહ કલકત્તા જઈ પોતાના પિતાનો ધંધો ઉપાડી લીધો. શરૂઆતમાં દયાળભાઇએ પેઢીમાંથી સર્વ લુચ્ચા તથા બદમાશ નોકરોને વિદાય કર્યા, તથા તેમની જગા

એ બીજા નવા કારકુનો તથા મહેતાઓ રોકયા, એટલે પહેલાંતો નવા મનુષ્યો સાથે કામ લેવાં અને તેમને કુશળ બનાવતાં તેને ઘણી અડચણો પડી. છતાં, તેણે ટુંક સમયમાં બધી વ્યવસ્થા બરાબર કરી દીધી, પહેલાંના કેટલાક જુના નોકરો પણ આડો અવળો પઇસો ખાવાનું વિસરી ગયા. આવી રીતે એક બે વર્ષ તો વહી ગયાં તે દરમ્યાનમાં દયાળભાઈએ પિતાનો પઇસો વધારી લગભગ દોઢી રકમ કરી. કલકત્તામાં પણ પ્રતિષ્ઠીત શેઠીયા તરીકે તે અંકાવા લાગ્યો. આજુબાજુ જાત્રાનાં ધામોમાં જઈ પણ પઇસો ઠીક વાપરતો હતો. પુત્ર રમણલાલની વર્ષગાંઠ એક સાલતો બહુજ ઠાઠમાઠથી ઉજવવામાં આવી. દયાળભાઇને પસંદ ન હતું. છતાં એક બે ઓળખીતાના આગ્રહથી સરલાપતિની હઠ વિરૂદ્ધ જઈ તેણે પોતાને આંગણે કલકત્તાની જગમશહુર નાચનારી ગૌહરજાનને પણ નચાવી ગૌહરજાનનો બીભત્સ નાચ જોવા હજારો લોકો ટોળે મળી દયાળભાઇની વાહવાહ કરવા લાગ્યા. આમ પોતાનો યશ પ્રસરાતો દેખી દયાળભાઈ પણ ભાનભૂલી ગૌહરજાનની યોગ્ય કદર કરવા ચૂકયો નહિ. સરલાએ ગૃહમાં કંકાશ કર્યો પણ તે સહુ વ્યર્થ જવાથી પતિપરાયણા ધર્મપત્નિએ બહુ વખત એ અણબનાવ નભાવ્યો નહિ.

અન્યતર વખત દયાળભાઇને એકી રકમે રૂા. ૨૫૦૦૦ નો ફાયદો થયો; તે નીમીત્તે ધામધુમ અને મીજલસ માટે ગોઠવણ તથા નિમંત્રણ પણ તૈયાર કરવામાં આવ્યાં. આ વખતે તો ગૌહરજાન સાથે બીજી બે કલા અને મુન્ના નામની નાયકણો પણ નોતરવામાં આવી હતી. ગૌહરજાન નાચ કરવામાંજ પોતાનું ધ્યેય માનનારી પંક્તિમાંની હતી; જ્યારે કલા તથા તેની સાથી મુન્ના બંન્ને ચાલુ-

જમાનાની પંકિતમાં ભારે શિકાર મળે તો ભળી જતી. કલકત્તામાં એવી સ્થિતી છે કે ૧૦ મનુષ્યે એક આવી સ્ત્રીની ગણત્રી કરી શકાય. આવા વાતાવરણમાં નયન મીચી સોયમાં દોરો પરોવવો, અને અહિં પવિત્રપણે શુદ્ધ મનથી જીવન ગાળવું એ બન્ને સમતોલ મનાય છે. ત્યાં જઈ અનુભવ મેળવ્યે આ ચિતારનો ખ્યાલ આબેહુબ આપણા મગજમાં ઉતરી જાય તેમ છે. જ્યાં જુવો ત્યાં કોઈ નાચનારી અગર તો વેસ્યાનીજ પૈસા કમાવા માટેની દુકાનો નજરે પડે. સ્હેજ અટારીમાં ઉંચું જોયું તો તો હજારો નયનો આપણી તરફ તલસી રહી રતિવલ્લભ કામદેવનાં પુષ્પબાણોથી વિંધવા પ્રયત્ન કરતાં જણાશે. કાચા દીલના ખેંચાઇ પણ જાય છે. પાકટ દીલના આદમીઓ મનમાં તો કંઇ કંઈ ઘાટ ઘડતા હશે; કીન્તુ લોકલાજથી બે ડગ આગળ ભરતા તેઓ પાછા પડેલા સમાન દશા ભોગવે છે. નાચતો ગમે ત્યાં ગમે તેવા પ્રસંગે હોયજ. તેમાં કેટલીયે મહેનતે પેદા કરેલ લક્ષ્મીદેવીના સહેજમાં ધુમાડાના ગોટેગોટા થઇ જાય છે.

આજે દયાળભાઇ શેઠને ત્યાં ત્રણ પ્રખ્યાત નાચનારીઓનો નાચ જોવા વીના આમંત્રેલાય હજારો મનુષ્યો ટોળે મળ્યા હતા. ચોગાનમાં મોટો મંડપ કરેલ હતો; તેની વચ્ચોવચ્ચ નાચનારીઓ માટે ગોળ ફરતી જગા રાખવામાં આવી હતી. આજુબાજુ પુરૂષો માટે સોટા ગોઠવેલી હતી. સ્ત્રીઓને પણ અલાયદી જગા મુકરર કરી આપેલ હોવાથી તેમની પણ ઠીક હાજરી થઇ હતી. પોતાના બાળક પુત્રને લઇ મોટા મોટા દબદબાવાળા શેઠ શાહુકારોની વચ્ચે દયાળભાઈ વાર્તાલહરી ચલાવતો બેઠો હતો. નવયુવાન જેવો શેઠ આજે પોતાને

નાચ કરવા બોલાવે છે; તો કાલે એજ માથાના બળથી આપણી પાસે રમકડું થઈ નાચશે; એ તરંગે કલા તથા મુન્ના પણ પૂર ભાવે હાવભાવ, રસ તથા ધૂન તાલ સાથે પ્રેક્ષકોનાં મનરંજન કરી તેમને ડોલાવતી હતી. આ બધું સરલ દીલની સરલા સજળ નયને જોયા કરી પોતાનું દીલ બાળી રહી હતી; કીન્તુ અત્યારે તેની વાત સાંભળનાર કોણ નવરૂં હોય ? રાતના બરોબર બે વાગે નાચ ખલાસ થયો. આખી સભા વિસર્જન થઈ ગઈ.

દયાળભાઈ મૂળથી સ્વભાવે શાંત તથા ઉચ્ચ આશયો ધરાવનાર હતો; એટલે આવાં વાતાવરણોમાં પણ તે ઓછા કે વધારે દબાણ થયા છતાં કદી કુમાર્ગે ચઢ્યો નહિં, કીન્તુ નાચનો કીડો તેને વખતે વખતે પરાજીત કરી નાચનારીઓને ત્યાં ઘસડી જતો. ત્યાં નાચ જોઈ આનંદ માની યોગ્ય ઈનામ આપી પોતે ચાલ્યો જતો. કોઈ જગાએ તેને જણાય કે નાચ સાથે પોતાના દીલને વશ કરવા યુક્તિ થાય છે, તો તે સ્થળે અન્ય વખત ભૂલ્યે ચૂકયે જતોજ નહિ. મતલબ કે તેને નાચનો નિશો ચડયો.

આવા નાચો પાછળ માસીક ઓછામાં ઓછા તે આશરે ૫ કે ૭ હજારની રાખ કરવા લાગ્યો. કેટલાક માસ સુધી તો આ વાત છાનીજ રહી; પણ આખરે નોકરો ચાકરો મારફતે આ વાત સરલાના જાણવામાં આવ્યાથી તેણે દયાળભાઈને ઘણી રીતે સમજાવ્યો; છતાં પતિનને આડું અવળું સમજાવી તે નાચતો નિહાળવાજ લાગ્યો. આ અરસામાં પુત્ર રમણલાલ અચાનક ઈન્ફલુએન્જાના ચાલતા રોગમાં સપડાઈ ગયો. સરલા મનમાં મુંઝાવા લાગી; કારણ તે સમજતી હતી કે દયાળભાઈ પગલે પગલે એક એક પગથીયું

વધારે થતી આખરે અધોગતિના દ્વારે જો કદાચ ન કરે નાશવંતને જાય તો પછી તેના આધાર ફક્ત પુત્ર રમણજ હતો. દયાળભાઈનું દીલ સાફ હતું તે ભોળો હતો; તથા સાથે સાથે કાબેલ પણ હતો કોઈ વેશ્યાના પાશમાં ફસાય તેવી તે આત્મા ન હતી. પુત્રની માંદગીમાં તેણે પણ દવાએર ઘણી કરી; છતાં દૈવવશાત એક આઠ-વાડીયું માંદગી ભોગવી તે પરલોક સીધાવી ગયો. સરલાના દીલપર સખત આઘાત થયો. સાથે સાથે દયાળભાઈ પણ એકદમ આમ થવાથી અત્યંત શોકાતુર બન્યો. તેણે રમણના મૃત્યુબાદ લગભગ ૬ માસ સુધી કશામાં દીલ પરોવ્યું નહિ. નાચનારીઓ પણ તેની આશા છોડી અન્ય શેઠ શાહુકારો પાસે ભવાઇના રાગડા ખેંચવા લાગી. સરલાએ પતિની વર્તણુંક જોઇ પુત્ર શોકમાં પણ દીલથી આનંદ માન્યો.

એક દીવસ સંધ્યા વખતે દયાળભાઇ એકલાજ કલકત્તાના મ્યુનીસીપલ ગાર્ડનમાં ફરવા માટે ગયા. આ ગાર્ડન ઘણો ભવ્ય તેમજ વિશાળ હતો. અહિં લાલ લલનાઓ તેમજ વિષયના કીડાઓ, અને કાતિલ નયનોથી શીકાર કરનારી વેશ્યાઓ તથા ગુણિકાઓ દરરોજ પોતાનાં કાર્યો અર્થે આવતી જ્યાં અને ત્યાં હસાહસ અને ધુમાધુમ એ તો આ ગાર્ડનમાં મુખ્ય એક સાધન હતું. દયાળભાઈ મ્યુનીસીપલ બેંડ વાગતાં હતાં તે સ્થળે જઈ પહોંચ્યા. અહિં પણ હજારો સ્ત્રી પુરૂષોની ઠીક મેદની હતી. પોતે પણ સરલાને જો અહિં તેડી લાવ્યો હતતો કેવું સારૂં! એવા વિચારોમાં આમથી આમ તે ફરતો હતો; તેટલામાં પાછળથી મધુર સ્વરે તેને રોકયો.

" કયા દયાળચંદ શેઠજી ? આજ તુમ એઈ તરફ ખુશનુમા

પવનકે લીયે આયા હય ? સલામ ! સલામ ! મહેરબાન સાહેબ ! સલામ !

દયાળભાઈએ પાછું નિહાળ્યું. પોતા તરફ અજાયબ વસ્ત્રો પરિધાન કરેલી મુંન્ના ઉપરોક્ત શબ્દ બોલતી બોલતી આવે છે. તેમ તે સમજ્યો. ત્યાંજ ઉભો રહી તેનો ઉપકાર માનવા લાગ્યો.

"હા આજે સહેજ આ તરફ આવવું થયું છે. તમો તો દરરોજ અહિં આવતાં હશો કેમ નહિ ! "

"હા ! શેઠજી ! તુમારે લીયે તો સારે સારે રાત દિવસ મેં ઇધર ફીરતી હય, લેકીન તુમારી દર્શનકી તો કયામતજ નહિ. નાચ દેખનેકું આપ આ લોંડીપર મહેરબાની કીજીયે. મ્હેં તો હરગીશ આપ શેઠ–લોકોકી રાહ જોઈ દીન ગુજારતી હું; મગર આપતો વોહ બચન પણ છોડ કર અમ સાથ નક્કી કરેલ પગારભી નહિ દેતા હે; એ આપ આદમી લોકોકી અવકૃપા હે શેઠજી, રહેમ કરના હાં કે."

ઉપરોક્ત લટકા મટકા કરતી મુંન્ના ત્યાં આવી પહોંચી. નજીક પડેલા એક બાંકડા પર બેસી તેણે નજીક ઉભેલ દયાળભાઈને ત્યાં સામે પડેલા એક બાંકડા પર બેસવા નીશાની કરી. જોયું! કલકત્તાનું દ્રશય ! હજારે હજારો દેશને લલચાવનાર શાહુકાર વેપારીઓ આવી રીતે કલકત્તામાં લલચાઈ મરે છે. અરે પાયમાલ પણ બને છે. દયાળભાઈને આ બધું ટાયલું પસંદ નહતું; એટલે તેણેતો એને શુંય સુંઝયું કે આને નાચ માટે તેના મકાને તેજ વખતે જવા તાકીદ આપી. મુંન્ના પોતાની દાસીઓ સાથે ચાલી ગઈ. દયાળભાઇ પણ દોરવાઈને તેના બંગલે ગયો. આજ ઘણા દીને દયાળભાઇ આવેલા

હોવાથી, અને વળી હવે દરરોજ અહિંઆં આવી પોતાને પઇસા આપે તે ઇરાદે મુંન્નાએ દાસીઓને બરાબર ચેતાવી હતી; એટલે તેઓ તો જ્યારે દયાળભાઇ આજના અલૌકીક નાચથી ડોલવા લાગ્યા ત્યારે ચુપા ચુપ ખસી ગઇ. મુંન્નાએ કામદેવને સતેજ કર્યો; તથા પુષ્પ શરો પણ તેની મદદથી મારવાં શરૂ કર્યાં.

જ્યારે અહિં આ પ્રમાણે ઘટના થતી હતી તેજ દયાળભાઇની પેઢીમાં મહેતાઓ આડાઅવળા હિસાબો છેલ્લા છ માસમાં કરી રહ્યા હતા; તે દરેકનો બરોબર હિસાબ સરલા પોતે સંભાળતી હતી તે બીચારીને ક્યાં ભાન હતું કે તેનો પતિ અજાણ પણે આંધળો બની થોડા વખતમાં તેને બેવફા બનવાની તૈયારીમાં છે. પેઢીપર આ પ્રમાણે થતું હતું, તેટલામાંજ જે ગાડીમાં દયાળભાઇ ફરવા ગયો હતો તે પોતાની ગાડી પાછી આવી. સરલા નોકરોની ગેર વર્તણુંકથી કંટાળી ગુસ્સે થઇ હતી; તેટલા વખતમાં ગાડી એકલી આવવાથી તેણે ગાડીવાનને ધમકાવી પ્રશ્ન કર્યો કે શેઠ ક્યાં !

ગાડીવાન સમજુ માણસ હતો; જેથી તેણે નીચે ઉતરી સરલાના કાનમાં કંઇક વાત કરી. સરલાનું મુખ એકદમ શોકીત બની ગયું તેણે તેજ વખતે મુનીમને બરાબર હિસાબ કરી બીજે દીને ચોપડા ભૂકો પોતા પાસે લાવવા જણાવ્યું. કેવી બાહોશ સ્ત્રી ? પતિ પાશેથીજ હિસાબ રાખવા બાબત બધી કળા તે કલકત્તામાં શીખી હતી; અને પહેલે સપાટે તેણે નોકરોની ભૂલો કહાડી ! ગાડીમાં બેસી પોતે તુરતજ ચાલી ગઇ. મુનીમો તથા નોકરો માંહે માંહે વાતો કરતા ત્યાંજ રહ્યા.

સરલાની ગાડી મુંન્નાના મકાન નજીક આવી પહોંચી. ગાડીવાનને થોડે દૂરથી સમજાવી દીધું કે ગાડી આટલીજ જગામાં ઉભી રાખી

તરફ રાહ જોવી. ધીમે રહી તે મુન્નાનો દાદર પણ ચઢી. પ્રભુ ઇચ્છાએ સર્વ દાસીઓ આ વખતે અચાનક ઉપલા માળે ગયેલ હોવાથી તેને ખાળનાર કોઈ હતું નહિ. તબલચી તથા સારંગીવાળા ભાયાં પણ અન્ય દાસીઓ સાથે ગેલ ગમ્મતમાં દારૂની ધૂનમાં ઝાપટીઆં ખાતા હતા. આ બધી ઘટનાનો સરસ દાવ સરલાને પ્રાપ્ત થયો. દાદરમાં ધીમે ધીમે ચઢી તેણે દયાળભાઇની પરીક્ષા કરવાના ઈરાદાથી ત્યાંજ ઉભું રહેવું ઉચીત ધાર્યું

"વાહ વાહ મુન્નાબાઇ વાહ વાહ આજ તો હદ કરી" આવા ઉદ્ગારો દયાળભાઇના મુખમાંથી વખતો વખત સરતા જોઈ તેનું દીલ કપાઇ જતું હતું.

દયાળભાઇને ધુનમાં આવેલ જોઈ મુન્નાએ શરીર પરથી એક એક વસ્ત્ર આડા અવળા કરવા માંડયાં. સરલા સહેજ ડોકું કરી ઉપર જોવા લાગી તો તેણે મુન્નાને ઉઘાડી છાતીપર બીલ્વ જેવાં સ્તન નચાવતી તથા શરીરપરથી સાડી ધીમે ધીમે દૂર કરતી જોઇ. દયાળભાઇ પણ અત્યાર સુધી આ બધું દ્રશ્ય મુગા મુખે નિહાળતો તેના તરફ તાકી રહ્યો હતો. એક નિશ્વાસ મુકી સરલાએ ડોકું નીચું નમાવી લીધું.

આટલું કર્યાં છતાં દયાળભાઇ તેના તરફ તાકીજ રહયો હતો. તેથી મુન્નાને પણ વહેમ આવ્યો કે આપો આપ તે લલચાશે નહિ, એટલે એકદમ ગેલ કરતાં કરતાં તે દયાળભાઇ નજીક જઇ પહોંચી. દયાળુ દીલના બહુ ઉદાર બની નાચ પાછળ ફકત ઘેલા થયેલા દયાળભાઇએ તેને પોતાના હાથેથી રત્ન જડીત વીંટી કહાડી આપી. પોતે ઉભો પણ થઇ ગયો.

"બસ મુન્ના બાઈ ! હવે હદ થાય છે. મ્હેરબાની કરી આપનાં વસ્ત્ર ઠીક કરો. આ તો ખોટું દેખાય."

સરલાની આંખમાં હર્ષમાં આંસુ આવ્યાં. દયાળભાઈનું દીલ જરા તેણે પિછાન્યું રાજી થઈ અને તેના મુખપર હાસ્ય ફરક્યું.

"ક્યા દિલદાર ! તુમારે લીયે તો મ્હેં દીવાની બની હું આજ સારી રાત તો મેરી સાથ ઇશ્ક રંગમેં ડુબાકે સિવા મેં રજા નહિ દેઉંગા મેરે મહનઝાઆર." કહી મુન્નાએ દયાળભાઈનો હાથ પકડ્યો.

"હેં ! મુન્નાબાઇ ! મ્હેરબાની કરી મને અહિંથી જવા દો. ત્હમારે શું જોઇએ છે ? જે માગો તે આપજી કબુલ. થુ થુ થુ થુ અરેરે છોડો મારો હાથ" કહી દયાળભાઇ તેને તરછોડી દૂર ખસવા લાગ્યો.

"નહિજી યાર ! મ્હેં કુછ નહિ મંગતી. મ્હેં તો ત્હુમારા પર ઓવારી ગઇ હે, તો બસ મેરી સાથ રંગ ખેલનેકું મ્હેં મંગતા મેરા દીલદાર" કહેતી નગ્ન મુન્નાએ દયાળભાઇના કોટે વળગી તેને અંદરના ઓરડામાં ખેંચી જવાનો પ્રયત્ન આદર્યો.

"છોડ. બદમાસ ! છોડ લુચ્ચી હરામ જાદી મને શું લોફર ધારે છે ?"

"બસ કરો હેવાન ! તુમ ઇધર આગયા એ બાતજ સાબીત કરતા હે કે તુમ લોફર નહિ મગર લોફરકા સરદાર ચાલો નહિ તર મ્હેં તુમારી આબરૂકા કાંકરા કર દેતી હું."

"નહિ ચાલીજા રંડા. બદમાશ" કહી તેના પંજામાંથી

છટકી દયાળભાઇ દાદર ઉતરે તે પહેલાં તો મુન્નાની દાસીઓ તેની આજુબાજુ ફરી વળી મુન્નાએ વસ્ત્રો પરિધાન કરી દીધાં.

"જવા દો મને અહિંથી રંડાઓ. તમે બધી આખા કલકત્તા-ની રાંડો વેશ્યાઓજ છો મને જવા દો. રોકવામાં સાર નથી."

એક હિંન્દુ જેવી દાસીએ તરતજ જવાબ આપ્યો કે–

"દયાળભાઇ ! હવે કયાં જાવ તેમ છો ! મુકો રૂા. ૧૦૦૦૦ પછી જાવો. તમારી ધણીઆણી પાસે સમજયા."

"લે રાંડ લે ! ૧૦૦૦૦ હજારને બદલે ૧૫૦૦૦ એક શેઠીયા ગૃહસ્થની આબરૂમાં પુળો મુકતાં તમો જરા શરમાતી નથી એ તો મ્હેં આજેજ ઓ પાપીણીઓ જાણ્યું. જીવતાં કીડા પડશે. કહી ચોમેરથી ઘેરાયેલા દયાળભાઇએ પોતાની ચેક બહાર કહાડી.

તેજ પળે ધમાધમ દાદરનાં પગથીયાં ખખડવા લાગ્યાં. ઓચીંતા ચાર પાંચ પોલીસના મનુષ્યો સરલાની આગેવાની નીચે ત્યાં દોડી આવ્યા. દાસીઓ તથા મુન્ના તો છક બની ગયાં.

"કોણ મારી દેવી સરલા !" કહે તો દયાળભાઇ સજળ નેત્રે સરલાને ભેટી પડયો. પોલીસની મદદ લાવનારી સ્ત્રી દયાળભાઇની પત્નિ છે એમ જાણી સર્વ બલાઓ ચુપાચુપ ભાગી ગઇ. તેજ પળે સરલા તથા દયાળભાઇ ત્યાંથી નીચે ઉતરી પડયાં.

ઉપરોકત ઘટના બન્યાપછી દયાળભાઇ નાચ જોવાનો નિશો વિસરી ગયો. જે નાચનારીઓને પોતે હજારો રૂપિઆ સરલાનું કહેલ તરછોડી નાહકના આપી દીધા, તેજ નાચનારીઓ તેની શરમ રાખ્યા સિવાય આવો વહેવાર ચલાવવા લાગી તે વિચારે તે શરમાઇ ગયો.

પતિનો ઉપકાર વશ બની ગયો. સરલાની મદદથી બધો હિસાબ બરાબર મેળવી દયાળભાઇએ વેપારમાં પોતાનું ચીત્ત પરોવ્યું,

આજ અરસામાં સરલાએ એક પુત્રને જન્મ આપ્યો. આ વખતે ઘણા મિત્રોએ દાબ કર્યો પણ દયાલભાઇએ પોતાના આંગણે મરૂત નાચનારીને પણ પગ દીધી નહિ. પોતે પુત્ર પ્રસવના નિમિત્તે કલકત્તાની અંદર ચાલતી ગૌશાલામાં રૂપીઆ ૫૦૦૦ આપી આંનદ માન્યો.

પુત્રને જોઇ તેને રમાડતાં રમાડતાં સરલાની આંખમાંથી આંસુ વહેતાં; તેથી દયાલભાઇ ઘણા વખત પૂછતો કે આનંદને બદલે તે શોકીત કેમ થાય છે; તેનો જવાબ સરલા કંઈ આપતી નહિં. અને એતો સહેજ કહિ પતીનું મન વાળતી.

ટુકમાંજ દયાલભાઇની તબીયત બગડી; તથા ડોકટરોએ પણ સલાહ આપી કે " હવે કલકત્તા તજી દેશમાં જવામાં ફાયદો છે: કારણકે તેને ક્ષયનો અસાધ્ય રોગ લાગુ પડ્યો છે. " સ લાતો આ વાત સાંભળી ગાંડાતુર બની ગઇ. તુરતજ તેણે રમાનાથને મુંબાઇ તાર કરી બોલાવ્યો.

વ્હાલા વાંચક લગભગ એકજ અરસામાં બંન્ને પીતરાઇ બંધુઓ રમાનાથ તથા દયાલભાઇ સહેજ વાતાવરોણોમાં ભળી ગયા, તે તો આપણે હવે સમજ્યા; તથ પતિ પરાયણા પત્નિઓના પ્રતાપે તેઓ ખાડામાં પડતા પણ બચ્યા તે સર્વ ઘટના આપણે તપાસી. જે સર્વ જગતમાં થાય છે, તે બધું પ્રભુ ઇચ્છાથી બને છે. પ્રભુ કામ ચલાવનાર એંજીનીઅર છે જ્યારે મનુષ્યો બધા તેનાં યંત્ર છે; તે બધાં યંત્રો પ્રભુને ગમે તેવા ઘાટ ઘડયા કરે છે.

રમાનાથ પોતાની પત્નિને તથા પુત્ર ર... પન્નાબાઇના આશ્રયે રાખી કલકત્તા આવી પહોંચ્યો. બાઇ દયાકુંવરબાઇનું શરીર જોઇ તેની આંખમાં આંસુ આવ્યાં. સરલા પણ દીયેરને જોઇ રૂદન કરવા લાગી. રમાનાથ પોતાના ભત્રિજાને ખોળામાં લઇ પ્રભુ ઇચ્છાએ સૌ સારૂં થશે એમ બંન્નેને આશ્વાસન આપવા લાગ્યો. ડોકટરની સલાહને અનુસરી તેણે બે દિવસમાં વાસદ જવા માટે બંદોબસ્ત કર્યો, કારણ મુંબાઇ જવા માટે સાફ મનાઈ તેમણે કરી હતી.

વાસદમાં બાઇ ભોજાઇ તથા ભત્રિજાને મુકી પોતે ફરી કલકત્તા નો બધો વેપાર બંધ કરવાના ઇરાદાથી હિસાબની લેવડ દેવડમાં ખુટતી તથા વધારે પડતી રકમો લેવા દેવા કલકત્તા પાછો આવ્યો. અહિં તેને સમજાયું કે આશરે લગભગ એક માસ વિતી જશે, જેથી તેણે મુંબાઇ પોતાના મેનેજરને વધુ રજા માટે અરજ કરી, તથા કાન્તાને શીલી સાથે વાસદ જવા માટે પત્ર લખ્યો પ્રિય વાંચક ! હવે આ પત્રોની શી અસર થાય છે, તે સર્વ બીના નજીકના પ્રકરણો તને પુરવાર કરી બતાવશે. આ આખું કુટુમ્બ અત્યારે તો મુંબાઈ કલકત્તા, તથા વાસદ એ ત્રણ સ્થળોમાં વહેચાંઇ ગયું છે. માણસોનું ધાર્યું બનતુ હોય તો પ્રભુને કોણ સંભાળે?



# પ્રકરણ ૧૮ મું

## "શયતાનના પાશમાં"

—(૦)—

'મનુષ્ય જાણે હું કરૂં, મનમાં બહુ હરખાય;
ત્હારૂં ધાર્યું શું બને, ધરણીધરનું થાય.'

આ ન્ટરગેડના સ્ટેશને ગુજરાતના પેસેન્જરોની ધમાધમી થઈ રહી છે, 'આવજો,' 'સંભાળજો' 'પત્ર લખજો.' વગેરે શબ્દો ત્યાંને ત્યાં કર્ણગોચર થાય છે; તેજ અરસામાં રાત્રિના સામ્રાજ્યની શરૂઆતમાં કોલાબાથી ઉપડી ભવ્ય લાઈટહારો તથા દૂર દૂરની લાઈટ હાઉસ બતાવતી ફ્રાસ્ટ સ્ટેશને આવી પહોંચી. 'વહેલો તે પહેલો' એ સૂત્રને અનુસરી લોકોએ દોડાદોડ કરી પોતાની જગાઓ લઈ લીધી. સ્નેહ તથા માયાવાળાં મનુષ્યો અરસપરસ છુટાં થવાને કારણે સજળ નયનોએ એક બીજા સાથે વાતો કરવા લાગ્યાં. 'હલવો માહીમનો' 'સોડા લેમન' વીગેરે બુમો તથા મજુરોની પઈસા માટે થતી આનાકાની સિવાય સર્વત્ર ગંભીરતા સ્થપાઈ હતી.

"શું કહ્યું નવનીતલાલ! તમે ત્યાં ઉતરીજ જજો. બુલશો

નહિ. તમોને વિશ્વાસ તથા આજ સુધીના પડોશીના સહવાસથી આ કાર્ય જાતે કરવાની ભલામણ છે; છતાં સોંપું છું. માટે મહેરબાની કરી જરા તસ્દી તો પડશે પણ સાચવીને લઈ જજો. આજે તાર તો કર્યો છે, જેથી વાસદ સ્ટેશને કાલે સવારે સામું માણસ પણ આવશે."

"એ ફીકર રહો. મી૦ ઘેલાભાઇ ! બ્હેન તથા પુત્ર બંન્નેને ઠેઠ પહોંચાડીશ. તેમની જરા ફીકર રાખશો નહિ."

"બ્હેન કાન્તા ! શશીને સંભાળજે અને કાગળ લખજે. ભુલી ના જઇશ હોં કે" આંસુ સારતી સરસ્વતિએ કાન્તાને ભલામણ કરી.

"બ્હેન તું પણ કુમુદને સંભાળજે; અને કાગળ લખજે. પ્રભુઇચ્છાએ આપણે ટુંક સમયમાં ભેગાં થઇશું. ઘેલાભાઇ ! હવે ગાડી ઉપડવાનો વખત થયો છે, માટે તમો પાછા જાવ."

"પણ કાન્તા જો શું કહું છે ? સાચવીને જજે અને શશીને મારા સમ જરાય રડાવીશ નહિ."

"બ્હેન આટલી બધી નિરાશ શું થાય છે ? આપણે ક્યાં ફરી ભેળાં થવાનાં નથી ?"

"અને જેઠ જેઠાણીની સારવાર કરજે; તથા તેમને બને તો અહિંજ તેડી લાવજે લે આ વીશલ થઇ. બ્હેન સાચવજે હાં, કાગળ લખજે ભૂલીશ નહિ. શશી ! ભાઇ ! આવજે બા.

"મી૦ નવનીતલાલ ! ઠીક ત્યારે સાહેબજી. સંભાળીને જજો કાન્તાબ્હેન તમો પણ સાચવીને જજો." ઘેલાભાઇએ આટલી સુચના કરતામાં તો ટ્રેન ઉપડી.

ફરીથી વળી હો હો ! આવજો ! કાગળ લખજો ! ખબર પૂછજો. વીગેરે શબ્દો સ્હેજ વખત સંભળાયા. સ્નેહીજનોને વળાવવા આવેલ મનુષ્યો વિખરાઇ ગયાં; અને ટ્રેન પણ દોડી ગઇ. વ્હાલા વાંચક ! આપણે હવે ટ્રેનમાં જવાનું છે; માટે જરાય ઉંઘીશ નહિ હાં કે ?

વસાઇનો પૂલ છોડી ફાસ્ટ આગળ ચાલી; ત્યાં સુધી કાન્તા મુંબાઇનાં સ્મરણોમાંજ શાંત રીતે શશીને ખોળામાં બેસાડી રહી પોતે પાટીયા પર બેસી રહી હતી. કાલે સવારે વડોદરાથી ગાડી બદલી વાસદ પહોંચીશ, અને જેઠ જેઠાણીને મળી મુંબાઇ કલકત્તાની વાતોની લેવડ દેવડ કરી આનંદ પામીશું; એ વિચારે હવે તેને ઘેરી. પરંતુ વાસદ જ્યારે તેને સાંભળ્યું; ત્યારે કાન્તિલાલનું તોફાન પણ યાદ આવ્યું તે દીવસની ચોરી પણ યાદ આવી. પોતાને વાસદ જતાં ભય થયો. તેના મોટાભાઇનો ચેક ગૂમ થયો હતો તેના પઇસા પણ બદમાશોએ મુંબાઇમાં લઇ લીધા હતા; તે બધો હેવાલ તેના મનમાં તરવરવા લાગ્યો. એટલામાંજ નવનીતલાલે તેનુ લક્ષ ખેંચ્યું.

નવનીતલાલની દુકાન ઘેલાભાઇની પેઢી નજીકજ એક દીવાલે હતી; પોતે સોનીનો ધંધો કરતો હતો, જેથી ઘેલાભાઇ તથા રમાનાથે પણ તેમના કહેવાથી તેની પાસેથી વિશ્વાસથી કાન્તા તથા સરસ્વતિ માટે કેટલાંક ઘરેણાં ખરીદેલાં હતાં. ઘેલાભાઇ સાથે જરા વધારે પરિચય થવાથી તે તેમને ત્યાં મીજબાની તથા અન્ય પ્રસંગોપાત જતો આવતો હતો. છેલ્લા ૫ કે સાત દીનથી કાન્તા ઘેલાભાઇને ત્યાં રહેતી હતી તેથી કાન્તાએ પણ તેને ઓળખેલ; કીન્તુ તેમનો સહવાસ ફકત બહુ પ્રમાણમાં તો ટુંકજ ગણાવ. ઘેલાભાઇએ

વિશ્વાસ લાવી તેની સાથે પોતાને મોકલી; તથા તે પણ પોતાને લઈ જવા માટે ખુશીથી આનાકાની કર્યા વગર તૈયાર થયો જેથી કાન્તા તેનો આભાર મનમાં માનતી હતી, જ્યારે રમાનાથનો પત્ર ઘેલાભાઈને મળ્યો ત્યારે નવનીતલાલ તેમની રૂબરૂજ હતો. ઘેલાભાઈએ પત્ર વાંચી જણાવ્યું કે " મારે હાલમાં તો ઘણુ અગત્યનું કામ હોવાથી હું જઈ શકીશ નહિ; પરંતુ કુમુદ તથા તેની મા અને કાન્તા શશી વીગેરે સાથે ભલે જાય."

સરસ્વતિએ પણ પોતાની સંમતિ દર્શાવી; પરંતુ નવનીતલાલે વધુ વાત આગળ ન જતાં જણાવ્યું કે પોતે તેજ દીને અમદાવાદ તરફ ઉઘરાણી માટે જનાર હતો; તેથી ખુશીથી તેમને લઇ જશે.

ઘેલાભાઇએ સહર્ષ સરસ્વતિ તથા કુમુદને મોકલવાનું માંડી વાળી તેજ દીને કાન્તા તથા શશીને નવનીતલાલ સોની સહ રવાના કર્યા.

હવે આ તરફ કાન્તા વિચારમાં ગુંથાઇ હતી; તેટલામાંજ પોતાના સાથી નવનીતલાલે તેને સુચના કરી કે—

" કાન્તાબ્હેન તમો તથા શશી નીરાંતે આ તરફ પાટીઆપર સુઇ જાવ હું જાગતોજ છું, માટે વાંધો નથી. જુવોને શશી હેરાન થશે. "

બાળકના સુખે કાન્તા વિચાર છોડી પાટીયાપર બીસ્ત્રો છોડી આડી થઇ, લગભગ પાલગઢ સુધી તો તે જાગતીજ રહી; પરંતુ ત્યારપછી તેની આંખ મીચાઇ ગઇ. વખતો વખત તે જાગી ઉઠતી હતી. આ પ્રમાણે એક કલાક વીતિ ગયા બાદ જ્યારે કાન્તા ખરે-ખર ઉંઘી ગઇ; ત્યારે તેના ખાનાના અન્ય ત્રણ પુરૂષો સાથે નવ-

નીતલાલ હસવા લાગ્યો. જે ખાનામાં તેઓ બેઠાં હતાં તે એકલું જ હતું, તેની સાથે ડબામાં જવા માટે એક દ્વાર હતું તે બંધ કરેલ હતું.

પોતાના બીજા સાથીદારો સાથે નવનીતલાલે હાસ્ય કરી પોકેટ માંથી એક શીશી કહાડી કાન્તાની નાસિકા નજીક ધરી. પછી શશીની પણ તેજ હાલત કરવામાં આવી. સામાસામી આ બધો બદમાશો એક બીજાને તાળી આપી આનંદમાં મરકાવા ગયા. વાંચક હવે તને સમજાયું હશે કે નવનીતલાલ એક સફેદ ઠગ હતો; અને તેણે ઘેલાભાઇ તથા સરસ્વતિની આંખમાં ધૂળ નાખી કાન્તાને ફસાવવાનો પ્રયત્ન કર્યો હતો મુંબાઇથીજ બરોબર ગોઠવણ કરી પોતાના ઓળખીતા ગોઠીયાઓને [illegible] સ્ટેશને ફકત એકલું જ ખાનું હોય તે રોકવા તેણે મોકલેલા હતા, તે મુજબ સહુ પ્રપંચ કરી. કાન્તાને તેણે શશી સાથે બેભાન કરી દીધી. મોહમયી મુંબાઇ નગરીમાં આવા હજારો કિસ્સાઓ બનતા ઘેલાભાઇએ સાંભળેલ, છતાં તેઓ પણ આ બદમાશની ચાલાકીમાં સપડાઇ ગયા જેના પરિણામે કાન્તાને માથે આફતનાં વાદળ ચઢી આવ્યાં.

રાત્રિ અંધારી ઘોર હોવાથી ટ્રેન બહાર કંઇ જણાતું નહિ ફક્ત ખડખડ કટટટ કટ કટ પાટા પર થતા અવાજ અને એંજીનના શોર સિવાય કંઇપણ અવાજ સંભળા। નહિ સૂમસૂમ કરતી કાજળી જેવી કાળી રાત્રિમાં કેટલાયે નિશાબાજો નિશા કર્મ આ વખતે કરતા હશે; તેમાં આ નવનીતલાલે એક પ્રકારો પૈકીનો વધારો કર્યો. આશરે અર્ધો કલાક વીત્યા બાદ તેના એ સાથીએ ટ્રેનની સાંકળ ખેંચી. એ ત્રણ વાર ખુબ જોર કરી સાંકળ ખેંચી કે ૧૫ થી ૨૦ સેકંડમાં ટ્રેન એકાએક વગર સ્ટેશન કે સીગ્નલ વગર થોભી

ગઈ. ઉંઘતા મનુષ્યો ઉંઘતાજ રહ્યા જાગતાઓ એકદમ બારીઓમાં ડોકાં કરી જોવા લાગ્યાં. કેટલાક નીચે પણ અંધારામાં ઉતર્યા. બધે હાહાકાર થઇ ગયો. 'શું થયું. શું થયું' વીગેરેના શોરબકોરથી ઉંઘતા લોક પણ જાગી ઉઠયા. ગાર્ડ નીચે ઉતરી એંજીન તરફ રેડ સીગ્નલ સીવાય ટ્રેન ઉભી રહી તેથી જવા લાગ્યો. એંજીન ડ્રાઇવર પણ નીચે ઉતરી ગાર્ડ તરફ ફાનસ લઇ આવતો હતો. પેસેન્જરોમાંથી કેટલાક તો પોતાનો સામાન સંભાળી જેમને તેમ બેસી રહ્યા. કદાચ રસ્તાના બદમાશ લુટારૂ લોકોએ પણ આ કીસ્સો કર્યો હોય તેવી ધાસ્તીથી ઘણા આમ કરવા લાગ્યા.

એચીંતી બૂમ પડી કે 'પેલો દોડે' 'પકડો' 'પકડો.' કોણ પકડવા જાય? કોઈક મનુષ્યે કંઇક ઓળો દેખી એ પ્રમાણે બૂમ મારી પણ કોણ સાંભળે? અગર તો કોણ પાછળ પણ જાય?

તપાસ કરી ગાર્ડે નવનીતનો ડબ્બો શોધી તેની ઉપર ચઢી સાંકળ ખેંચાયલી એક જગા પણ શોધી કહાડી. "આ ડબામાં કોણે સાંકળ ખેંચી છે" એવો કડક તેનો અવાજ સાંભળી સૌ ફીક્કા થઈ ગયા.

તેટલામાંજ બૂમ પાડતો ભયભીત ચહેરે નવનીતલાલ આવી કહેવા લાગ્યો કે "સાહેબ! મ્હારી સાથે એક બ્હેન તથા તેમનો પુત્ર હતો તે એકદમ ગુમ થયાં છે. હું આ તરફ તેમને ઉંઘતાં રાખી આવ્યો તેટલામાં ગૂમ થયાં છે. મહેરબાની કરી આપ તપાસ કરો; કારણ મારે માથે શીરજોરી આવવા સંભવ છે."

ગાર્ડે તેને કંઇપણ જવાબ આપ્યો નહિ; પરંતુ તે તો

સાંકળ ખેંચનાર ગુન્હેગારને શોધી કહાડવા પ્રયત્ન કરવા લાગ્યો. નવનીતે પોલીસી વાપરી બધા બીજા લોકોના ધાંધળનો લાભ લઈ તેના ડબામાં બીજી જગાએ સાંકળ ખેંચેલી હોવાથી તેના ખાનામાં કંઇપણ રહ્યું નહિ અને સૌ ગુન્હો બીજા મનુષ્યો ઉપર આવ્યો. સફેત ઠગો આથીએ પણ કાબેલ હોય છે. સૌની આંખમાં ધુળ નાંખી તેણે કેવી યુક્તિ વાપરી ! ગાર્ડે સર્વ બીનાની નોંધ લીધા બાદ ટ્રેન ઉપડી ગઇ. થોડા વખતમાં વલસાડનું સ્ટેશન આવ્યું; ત્યાંથી નવનીતલાલ આગળ જવાનો ઇરાદો હવે માંડી વાળી ત્યાંજ ઉતરી પડયો. અત્યારે તો આ બદમાશનો સાથી કંઈપણ જાય ત્યાં ભલે જાય; આપણે બેભાન કાન્તા તથા શશી તરફ જઇએ.

નવનીતલાલના સાથીદારો ગાડી ઉભી રહી કે તુરતજ બેભાન કાન્તા તથા શશીને લઇ રાત્રિના અંધકારમાં ગૂમ થઇ ગયા. નવનીતલાલે પોતાનો સાધુ તથા શયતાનનો પાઠ બરાબર ભજવી દીધો; એટલે તેના બાબત કંઇ વધારે ચર્ચા થઇ નહિ. ત્રણે મનુષ્યો આખી રાત્રિ જેટલા ઉતાવળા જવાય તેટલા દૂર ભાગી ગયા. ચેલાભાઇ તથા સરસ્વતિ જાણે છે કે કાન્તા વાસદ તરફ ગઈ છે; બીચારો રમાનાથ કલકત્તામાં સમજે છે કે પોતાની શુશીલ ધર્મદારા એક બે દીનમાં વાસદ જશે; જ્યારે આ બેભાન અબળાને તેના બાળક સાથે આ બદમાશોએ બે દિવસ સુધી ચોરીચુપકીથી રસ્તા વટાવી આખરે ભયંકર જંગલમાં એક ઝુંપડીમાં આણી.

થોડાજ વખતમાં તેને એક શીશી સુંઘાડમાં આવી; તેની અસરથી તે ધીમે ધીમે ભાનમાં આવવા લાગી. જાણે ઉંઘમાંથી જાગતી હોય તેમ બે દિનથી ભૂખના લીધે તે બેઠી થઇ; તો તેને

સમજાયું કે પોતે એક ઝુંપડામાં ત્રણ મનુષ્યો સાથે આવી પડી છે. યોગ્ય સમયે શશીની પણ કેફ ઉતારવામાં આવ્યાથી બાળક હાલવા ચાલવા લાગ્યો. કાન્તાને સમજાઇ ગયું હતું કે તેને તેની સાથે મુસાફરી કરનાર લોકોએ અહિં આણી હતી. વળી નવનીતલાલ અહિં ન હતા; જેથી તેણે મનમાં ધારણા કરી કે નવનીતલાલને છેતરી અગર તો હેરાન કરી તે લોકો તેને અહિં ઉપાડી લાવ્યા છે. તેને સુકો રોટલો ખાવા માટે આપવામાં આવ્યો તે તેણે ખાધો નહિં પરંતુ ભૂખ્યો બાળક તે રોટલાને બચકાં ભરી આનંદ માનવા લાગ્યો. આવી દશામાં તે આખો દીન વહી ગયો. બીજે દીને કાન્તાએ ત્રણે જણને કાલાવાલા કર્યા પરંતુ કોઈ તેની સાથે લાંબી વાત કરતુંજ નહિ. ખાઈ જાય તેવું સાગતું જંગલ પોતાની ચોમેર છે તેમ તો તેણે પહેલાંજ જાણેલ હોવાથી અહિં તેને મદદ કરવા કોઈ આવી શકે તેની પણ ઓછીજ આશા હતી. આખરે તેણે ત્રણે બદમાશોને ઘણા કાલાવાલા કર્યા ત્યારે એક જણે ધીટો પાડી તેની પાસે ખરાબ વાસના તૃપ્ત કરવાની માંગણી કરી.

આ હડહડતું અપમાન સાંભળી કાન્તાના જીગરમાં તરવારનો ઘા થયો, પણ અહિ પોતે સિંહના હાથમાં શિયાળ સમાન હતી જેથી તેણે તેનો કંઈ પણ જવાબ આપ્યા વગર શાંતજ રહેવું યોગ્ય ધાર્યું. તેજ રાત્રે તે ઝુંપડીમાંથી નાસી જવા માટે તેણે ઈરાદો કરી આખી રાત જાગતા રહેવા વિચાર કર્યો.

રાત્રિના લગભગ બાર વાગે ત્રણ પૈકીમાંનો એક મનુષ્ય તેની નજીક ચોરી છુપકીથી આવી તેને જગાડવા લાગ્યો. પોતે જાગતીજ તો હતી તેથી એકદમ બેઠી થઇ ગઇ. શશી વગર ભયે માતાના ગોદમાં આનંદ સાથે નીરાંતે ઉંઘતો હતો.

“ બાઇ જો ત્હારે છુટવું હોય તો એક રસ્તો છે, એમ કહ્યું.”

“ ભાઈ આપના દીલમાં બહુ પર લાગે છે. પ્રભુ આપનું ભલું કરશે. વળી હું પણ આપનો ઉપકાર નહિ ભુલું. આપ મને મદદ કરી અહિંથી છોડાવી લઇ જશો તો હું તમોને ઘણું દ્રવ્ય આપીશ ’ કરગરી ધીમા સાદે બીજા ઉઠવાના ભયે તેણે જવાબ આપ્યો.

“ લો ચાલ તૈયાર થા ” કહી તેણે કાન્તાનો હસ્ત પકડયો. કાન્તાએ એ હસ્ત મહા મનમાં થતી વેદના સાથે ધીરે રહી છીનવી લઇ શશીને જાગે નહિ તેમ ઉપાડયો. મનુષ્ય આગળ અને તે પાછળ એમ તેઓ ઝાડીમાં લગભગ એક માઇલ દૂર નીકળી ગયાં આ વખતે શશી જાગી ઉઠયો હતો, અંધારામાં આમતેમ ટીચાતી માતાની ઠોકરોને લીધે તે રૂદન કરતો હતો, પરંતુ તેને શાંત કરવાનો આ વખત ન હતો.

અહિં પેલો મનુષ્ય થોભ્યો તેણે ઓચીંતો કાન્તાનો હાથ પકડી ઉતાવળમાં ચુંબન કરવા તે ઉંચો કર્યો.

કાન્તા સમજી ગઇ એકદમ હાથ તરછોડી નાખ્યો. તેનામાં આ વખતે તો એક પુરૂષને પહોંચી વળવાની હિંમ્મત હતી. એટલે નીડર પણે તેણે આમ કર્યું.

“ હાથમેં અડયા તો તમારી વાતે તમે જાણ્યા. આવી રીત ઠીક ન ગણાય ભાઇ. ”

“ એનો જયારથી તને અહિં આણી છે વ્હાલી .......

“ વ્હાલી ત્હારી બ્હેન. હજી હું તને કરગળીને કહું છું કે તે

મને-સતાવ્યા વગર જો ખરા રસ્તે પહોંચાડીશ તો તને હું જરૂર ઇનામ અપાવીશ. ” કાન્તાએ ગુસ્સા સહ જણાવ્યું

આજે હવે એ બધાં ટાયલાં જવા દઇ ત્રણ દીન સુધી તરસાવી મારીને હું તને છોડનાર નથી. તે યાદ રાખજે કાન્તા.”

પોતાનું નામ આ અજાણ્યાં લોકો જાણે છે તેથી કાન્તાને વહેમ આવ્યો કે પોતાને ફસાવવાની તો પહેલેથીજ બાજી રચાઇ હશે

અહિં આ પ્રમાણે રકજક ચાલતી હતી ત્યારે વાંચક ! રમાનાથ કલકત્તામાં અત્યારે પણ જાગતોજ હતો. ભાઇનો હિસાબ વહેલો પતાવવા તે રાત્રિને રાત્રિઓ જાગી કહાડતો હતો તેને કયાંથી ખબર હોય કે કાન્તા કયા જંગલમાં રખડે છે, !

જયારે કાન્તાએ જાણ્યું કે ગમે તે ઉપાયે આજીદ્દી માણસ પોતાની હઠ છોડશે નહિ ત્યારે તેણે બાળક શશીને હળવે રહી એક જબરી ચુંટી લીધી. બાળક તો મોટે સાદે બુમો પાડવા લાગ્યો.

પણ અહિં કોણુ હોયતે આ બાળકની ચીસ સાંભળી તેની મદદે દોડી આવે ! આખરે તે શયતાને કાન્તાને પોતાના હાથવડે ખેંચી કાન્તા હાથમાંથી શશીને નીચે મુકી તેની સામે વીફળાયેલી વાઘણુ માફક ત્રુટી પડી, બંને જણુ સામાસામી મારામારી કરવા લાગ્યાં. શશી તો રૂદનજ કરતો હતો. કાન્તા તથા શયતાનની આ ભાંજગડમાં પુરૂષનો પગ શશીને વાગવાથી તે નીચે ઢળી બુમો મારવા લાગ્યો. સાગના એક કાપેલ થડમાં તેનું માથું અફળાઇ જવાથી તેમાંથી લોહી નીકળતું. પણ કાન્તાને તેની શી ખબર અને ખબર થાય તો પણ શું કરે !

આખરે સ્ત્રીનું બળ કયાં સુધી ચાલે ! આ શયતાને તેને પોતાના પગનીચે દબાવી પીચાશ કર્મ કરવાની શરૂઆત કરવા માટે બળ કર્યું પણ તે વ્યર્થ ગયું. આખરે તેણે મોટે સાદે બુમ મારી.

" પ્રભુ હવે તો તુંજ મારી રક્ષા કર. રમાનાથ આવો."

આ બુમ પડતામાં તો પાછળથી એક વિકાળ વાઘ આ શયતાન પર ત્રુટી પડયો. તેણે તેની ગળચી પકડી નિરાધાર અબળા ઉપરથી દુર કર્યો બાળકને લઇ ત્યાંથી કાન્તા જયાં નસાય ત્યાં નાસવા લાગી. ઘડી ઘડી સાગનાં થડોમાં તેનું માથું અફળાતું હોવાથી રકત નીકળતું હતું છતાં તે જયાં જવાય ત્યાં ખરૂં એમ ધારી દોડવાજ લાગી.

સંકેત મુજબ આડા અવળી રસ્તા વટાવી શયતાન નવનીત લાલ આજે પોતાની નિમંત્રીત જગાએ જવા માટે આ તરફ નીકળી ચુકયો હતો તેના હાથમાં ભરેલી પીસ્તોલ લઇ તે મનમાં હજારો તર્ક કરતો કરતો વિના ભયે આ તરફ ઝુંપડી બાજુ જતો હતો કાન્તાને ઉપકારવશ કરી તેનો પ્રેમ જીતી કલકત્તા અગર રંગુન તરફ આ નંદનવનની પરીને ઉપાડી જઈ ત્યાં સુખી જીંદગી ગાળીશ એ ધારણાઓમાં તેણે બાળકની ચીસો સાંભળી

આ કુતુહલ હશે કે કોઇ આટલામાં રહેતું હશે એમ પ્રથમ તો તેણે ધાર્યું; પરંતું આ જગામાં કોઇનો વાસો તેની ઝુંપડી વગર હતો નહિ, ત્હેની તેને ખાત્રી હોવાથી તે વિચારો તેણે કાઢી નાખ્યા. પોતાની ઝુંપડીમાં આ શયતાને મુંબાઇ, અમદાવાદ, સુરત, વડોદરા વીગેરે નામચીન શહેરોમાંથી ઘણી જાતના વેપાર કરી ઘણી

યુવતિઓ તથા કુમારિકાઓના હરણ કરી [illegible] [illegible] લાવ્યો અગર તો [illegible] તેમના [illegible] સંબંધ [illegible] [illegible] મોટી. [illegible] [illegible] જેવા શરીરમાં પાપીને ત્યાં જઈ [illegible] [illegible] હતી. આવા [illegible] હૈયું [illegible] શિક્ષામાં વજ્ર જેવું હોય તેમાં શી નવાઈ !

બાળકના આવતા રૂદનના અવાજ તરફ તે ચાલવા લાગ્યો. ત્યાં પહોંચતાં તેની આશ્ચર્યની સાથે તેને ચોર ફાનસના અજવાળે સમજાયું કે જેને ભેટવા આજ તે જતો હતો તેજ રમણી આમ લોહી લોહાણ થઇ જમીનપર બેભાન દશામાં પડી હતી. તેની નજીક શશી બાળક રડતો હતો. તેના માથામાંથી પણ લોહી વહેતું હતું. કંઇ પણ વિલંબ કર્યા સિવાય તેણે કાન્તાને પોતાના ખભે લઇ લીધી; તથા બાળકને બીજા હાથમાં લઇ લેવાનો પ્રયત્ન કરતાં નહિ ફાવવાથી ત્યાંજ આ રાક્ષસી દીલના મનુષ્ય રાક્ષસે રૂદન કરતું રહેવા દીધું રે નરાધમ ! તારી પાપ વાસના સંપૂર્ણ કરતાં આ બાળક તને શું અંતરાય આવનાર હતો કે ત્હેને ત્યાં આ ભયાનક અરણ્યમાં રાખી તું આમ તેની માતાને ઉપાડી ચાલ્યો જાય છે ! પ્રભુના દરબારમાં આ અઘોર પાપની શિક્ષા તારા હિસાબના પાને લખાઇ ગઇ તેનું ત્હને હાલ ક્યાં ભાન છે ? ને ઘેલાભાઇએ ખરેખર જે ત્હારામાં વિશ્વાસ મૂકી ત્હને આ માતા પુત્ર સોંપ્યાં હતાં; તેમને આમ જીવલેણ રીતે છુટાં પાડતાં તારૂં હૈયું કેમ કબૂલ કરે છે ? બાળકનું રૂદન બંધ થયું અને આ શયતાન પણ ઝાડીમાં ગૂમ થઇ ગયો.

મુંબાઇથી રમાનાથના મિત્રનો તાર આવ્યા છતાં કાન્તા તથા

શશી વાસદ નહિ આવ્યાથી સરલા તથા દયાળભાઇનાં દીલ ઉંચાં થવા લાગ્યાં હશે આવતી કાલે કદાચ આવશે એમ ધારી તેમણે રાહ જોઇ. બીજે દીને કોઇ જણાયું નહિ. એટલે તો આ બન્ને પતિપત્નિના મનમાં ફાળ પડી. આથી દયાળભાઇએ પોતાના નજીકમાં પીતાંબરભાઇ પ્રાણલાલને વલસાડ મોકલી મુંબાઇ તાર કરાવ્યો. તેજ દીને ઘેલાભાઇની પત્નિ સરસ્વતિનો કાગળ પણ વાસદમાં આવ્યાથી સરલા તથા દયાળભાઇ સમજી ગયાં કે કાન્તા તથા શશી મુંબાઇથી ઉપડયાં તો છેજ; પરંતુ રસ્તામાં શું થયું તેની ખબર તેઓ મેળવી શકયાં નહિ. એકદમ કલકત્તાથી રમાનાથને પણ તાર કરી વાસદ તેડાવ્યો; પ્રાણલાલે તાર કર્યો ત્યાર બાદ ચાર કલાકમાં તો વાસદમાં મુંબાઇથી ઘેલાભાઇનો તાર આવ્યો કે બન્ને રવાના બે દિન પહેલાં થયાં છે.

પોતાની સારવાર કરવા આવતાં નાનાભાઈ રમાનાથની પત્નિ તથા પુત્રનું શું થયું હશે એ વિચારે દયાળભાઇ રડવા જેવો થઇ ગયો. ‘ હાય હાય મારી ફુલ જેવી દેરાણી ’ એમ કહી સરલા પણ આંસુ સારતી હતી. નડીઆદથી કાન્તાના મોટાભાઈ ધીરજલાલ પણ આવી પહોચ્યા. તેઓ તેજ રાત્રે મુંબાઇ જવા ઉપડી ગયા. ટ્રેનની અંદર કોઇ ગૃહસ્થ સાથે વાત નીકળતાં તેને ખબર મળી કે તે કાઠીયાવાડી ગૃહસ્થ બે ત્રણ દિનમાં આવીને પાછા મુંબાઈ જાય છે. તેથી તેણે ત્હેને ગાડીને કંઇ અકસ્માત બન્યો હતો કે નહિ વીગેરે બાબતો પૂછી.

આ વાત ઉપરથી તેને જવાબ મળ્યો કે કોઈ નવનીતલાલ નામનો મનુષ્ય ગાડને રાત્રે વલસાડની પેલી બાજુએ કોઇ બદમા-

શાએ ગાડી થોભાવી ત્યારે અરજ કરતો હતો કે તેને સોંપેલ એક બાઈ તેથા તેના પુત્રને તેની ગેરહાજરીમાં ઉંઘતી દશામાં બદમાશો ઉપાડી ગયા છે.

આ સાંભળતાંજ ધીરજલાલનું દીલ કપાઇ ગયું. તેની આંખમાંથી અશ્રુ પડયાં, ગૃહસ્થે તેની પાસેથી સૌ વાત જાણી તેને પ્રભુ-ઇચ્છાએ સારૂં થશે એમ આશ્વાસન આપ્યું. આખરે ખૂબ વિચાર કરી ધીરજલાલ વલસાડના સ્ટેશને ઉતરી પડયો.

આ તરફ ધીરજલાલ બ્હેનની શોધ માટે આમ વલસાડ ઉતર્યો, તેજ વખતે ઘેલાભાઇ તથા સરસ્વતિ વાસદ તરફ જતાં હતાં. ઘેલાભાઇએ પોતાને જરૂર પડશે મુંબાઇનો બાહોશ ડીટેકટીવ ધીરજલાલ પણ સાથે લીધો હતો. ટ્રેન વલસાડ ઉભી રહી ત્યારે સ્ટેશનેથી તેણે છુપી રીતે બાતમી મેળવી કે એ ત્રણ દિન પહેલાં અહિંથી ૪ કે ૫ માઇલ દૂર તોફાન જેવું કંઈક થયું હતું; અને એક સ્ત્રી તથા બાળકને બદમાસો ઉપાડી ગયા છે. આ વાત સાંભળતાંજ ધીરજલાલ ડીટેકટીવ રાજી થયો; તેણે ઘેલાભાઇને વાસદ જવા દઇ ત્યાંજ ઉતરી પડવું ઠીક માન્યું. બંન્ને ફાસ્ટો જુદી જુદી દીશાએ ચાલી ગઇ. કોઇ દુઃખી દીલના અને ખાનદાન જણાતા પુરૂષને જોઈ ડીટેકટીવે તેની તપાસ કરવાના ઇરાદાથી તેની પાસે જઈ પરિચય જાણવા વાર્તા શરૂ કરી.

ધીરજલાલને સમજાયું કે પોતાનાજ નામનો કાન્તાનો ભાઇ તેની શોધ કરવા માટે અત્રે તુરતજ ઉતર્યો છે. એટલે મુંબાઇના મોહનલાલ સેઠના પુત્ર કેશવના ગૂમ થયામાં કાન્તાના સ્થળની

માહીતિ મેળવવામાં તથા તેનો સ્વભાવ પણ જાણવામાં પોતાને ઠીક દાવ મળ્યો ધારી તેણે ધીરજલાલને પોતાનો પરિચય આપ્યો નહિ. અને તેમનાં બ્હેન ખોવાઈ જવા માટે દીલગીરિ બતાવી.

સૌ વાત કર્યાબાદ ડીટેકટીવને સમજાયું કે આ મનુષ્ય જે વાત કરે છે તે ઉપરથી તો કાન્તા એક સુશિક્ષીત તથા દયાળુ સ્ત્રી છે; એટલે આવા કાર્યમાં કંઇ હાથ રાખે નહિ. પરંતુ તેણી આમ અચાનક ગૂમ થઇ ગઇ તેમાં પણ કંઇક ભેદ તો છેજ; એમ ધારી તેણે પોતાનો બીલકુલ પરિચય આપ્યોજ નહિ. આશરે કલાક સુધી વાતો કરી તેઓ વિખુટા પડ્યા.

કાન્તાના ભાઇ ધીરજલાલ વલસાડમાં પોતાના એક ઓળખીતાને ત્યાં ગયો. ત્હેની સાથે સૌ વાતચીત પણ કરી. બાહોશ તથા પગલે પગલે ધૂળમાંથી સોનું કહાડનાર ચાલાક ડીટેકટીવ તેનો જડતીજ લેતો હતો; તેને આ વખતે સારૂ દીલે સમજાયું કે કાન્તા નિર્દોષજ છે, કેશવ ગૂમ થયો છે તેમાં તેણી કંઈ જાણતીજ નથી. એટલે તે હવે તેને શોધવાની પ્રવૃત્તિમાં રોકાયો.

કાન્તાના ભાઇનો ઓળખીતો બધી વાતે પાકો હતો; તથા ધીરજલાલ જેવા ડીટેકટોવોનો પણ ગુરૂ થાય તેમ હોવાથી તેણે કાન્તાની શોધ માટે મદદ કરવા બીજેજ દીવસે જવા પોતાની ઇચ્છા દર્શાવી; તેઓ બંન્ને ત્યાંથી ઉપડયા; જ્યારે ધીરજલાલ ડીટેકટીવ પણ પોતાની યુકિતઓના બળે એક પછી એક એમ કાન્તાની ભાળ મેળવતો વિજયની આશાએ પોતાના કાર્યમાં લાગી ગયો.

વાસદમાં ઘેલાભાઇ તથા સરસ્વતી આવી પહોચ્યાં. તેમણે કાન્તા

તથા ચીમનીને આમ થયા બાબત પહેલેથી જાણ્યું હતું, છતાં મૃત્યુ આવવા તેમને બન્નેને રૂદન આવ્યું. પોતાની એક સહેજ ભુલે ગરીબ ગાય જેવી અબળા કાન્તા તથા અનાથ બાળકનો આમ અચાનક વિયોગ થયો તેથી ઘેલાભાઇને મનમાં ઘણું આવ્યું.

સરસ્વતી તો સગી બ્હેન માફક કાન્તાને સંભારી આખો દીન રડી. બીજા બે દિવસો થવા છતાં કંઇ પત્તો નહિ લાગવાથી સૌએ તેમની આશા માટે શંકા કરવા માંડી. તેજ રાતે રમાનાથ તાર મળવાથી વાસદ આવી પહોંચ્યો. રસ્તામાંથી ખબર મળતાંજ તેનું હૈયું પત્નિ પુત્ર માટે ભરાઇ આવ્યું. ઘેલાભાઇને વાસદમાં જોતાં તેણે અશ્રુસાથે એજ પ્રશ્ન કર્યો કે "ભાઇ તમે આખરે આમ છેતરાઇ ગયા!?" વધારે બોલે તે પહેલાંતો તેની જીભ બંધ થઇ ગઇ. પતિ પરાયણા પત્નિ માટે તેનો વિયોગ થવાથી રમાનાથ બેભાન થઇ જમીન પર ઢળી પડ્યો. કેવો અલૌકીક પ્રેમ! આ જમાનામાં અત્યારે એક પત્નિ જતાં અન્ય પત્નિઓ મેળવવાની ધુનવાળા બે ફા આદમીઓ આવું ઓછુંજ કરે છે! હોય તે પણ સોમાં કે હજારોમાં ગણ્યા ગાંઠ્યાજ.

વાંચક! હવે ધીરજલાલ તરફ આપણે જઇશું ના કે ઠક ચોરી પકડવાના વિદ્યા સમજીશું. માટે ત્યાંજ આપણે તા ન્વું ઉચીત છે કાન્તા માટે તને દયાને લાગણી થાય છે.? ત્યારે શશા માટે શું?



# પ્રકરણ ૨૧ મું.

## અધુરો પત્ર.

—(૦)—

જે સ્થળ નિર્માયું હશે, ત્યાં દોરે કાળ કરાળ;
આયુષ્ય દોરી ખુટતાં, ભરતો નિર્દય ફાળ.



ધીરજલાલને સોબતી નરેન્દ્ર પહેલાંતો તેને લઇ સુરત તરફ નીકળ્યો. બ્હેનની ભાળ કહાડવા નીકળેલ ભાઇને નરેન્દ્ર ઉપર આ પરથી અવિશ્વાસ આવતો કે આટલે દૂર બદમાસો આવેલાજ નહિ હોય; તેઓ તો વલસાડની આજુબાજુ કંઇક નાનાં ગામ અથવા તો જંગલમાં ભરાઇ ગયા હશે પરંતુ સરકારી સી. આઇ. ડી ખાતું હોવા છતાં સુરતમાં નરેન્દ્ર એક બે છુપાં કાર્યોનો મહાનભેદ શોધી કહાડયો હતો; તે વાત તેની જાણ બહાર નહિ હોવાથી પોતે શાંતિથી તેની સાથે જવું ઉચીત ધારી તે જે પ્રમાણે કહે તે મુજબ વર્તવા લાગ્યો. સુરતમાંથી કેટલીક ચીજો લઇ તેઓ ટપ્પી વેલી રેલ્વેમાં મુસાફરી કરવા માટે રવાના થઇ ગયા. નરેન્દ્રને આવી કોઈ બદમાસ ટોળીનો પત્તો હશે

તેમ ધારી ધીરજલાલ શાંતિથી પ્રભુ ઈચ્છા બલવાન એ ન્યાયે દોરાતો હતો.

અને તેજ વખતે આપણો ડીટેકટીવ ધીરજલાલ પણ વલસાડ આજુબાજુ બારીક તપાસ ચલાવતો હતો. પોતે પહેલાંતો જ્યાં આગળ ટ્રેન થોભી હતી ત્યાં જઇ તપાસ કરી. પરંતુ ત્યાંથી તેને કંઇ આશાનું ચીહન જણાયું નહિ જેથી વલસાડ આવી આખી રાત્રિ વિચાર કર્યા બાદ બીજેજ દિને તે બીજાં ગામો તરફ રવાના થઈ ગયો. આવી રીતે આ ઉભય તપાસ કરનારમાંથી કોની ફતેહ થાય છે; તે જોવા માટે આપણે પણ તેમની પાછળ પાછળ ચાલ્યા જઇએ. નિર્જન વન તથા નદીઓનાં નાળા અને ખીણોમા અગર તો વસ્તીવાળાં ગામોમાં મળશે; એ સર્વ તો બન્નેની કલ્પનાજ હતી. દુનીયામાં બાહોશ મનુષ્યો હોય છે; તે સારા સ્વભાવના હોય તો પૃથ્વીપર નંદનવન વસી રહે; પરંતુ બદમાસ શઠ લોકો નેકવાળા બાહોશ પુરૂષોને પણ રમાડે તેવા બાજીખોર હોય છે; જેના પ્રતાપે જગતમાં હરરોજ હજારો ભાતભાતના કિસ્સાઓ ઉપસ્થીત થતા હશે. મનુષ્ય મનુષ્યમાં મહાન પ્રભુ જગનિયંતાએ સરખી કરામતો ઘડી હોય તો પછી આજકાલ બનતા આટલા બધા કાવાદાવા બનેજ નહિ.

ડીટેકટીવ ધીરજલાલે બે ત્રણ દિનમાંતો વલસાડથી મુંબાઈ તરફ પારડી, ઉદવાડા, દમણરોડ, બીલાડ, સંજાણ તથા સુરત બાજુ ડુંગરી, બીલીમોરા, અમલસાડ વેડછા, નવસારી, મરોલી, સચીન ધઉના વીગેરે સ્થળોમાં પાકે પાયે ખબર મેળવવા પ્રયત્નો કર્યા;

પરંતુ તેમાં સહેજ પણ આશાનાં ચિહ્ન નહિ જણાવાથી તે સુરતમાં આવ્યો. સુરતના સ્ટેશને પણ પોલીસોને છેલ્લા બે ત્રણ દિનમાં બનવા જોગ અગર તો આંખ ખેંચે એવો બનાવ બન્યા બાબત તેણે પૂછ પરછ કરી. કીન્તુ ત્યાંથી તેને નરેન્દ્રના ઉપડયા સિવાયની અન્ય ખબર મળી નહિ. નરેન્દ્રનું નામ ધીરજલાલે સારી રીતે સાંભળ્યું હતું; વળી એક બે વખતતો તેના યુરોપીયન અધિકારી અમલદારે નરેન્દ્રને મુંબઈ નોકરી અર્થે આવવા ખાસ લખેલ; છતાં તે આવેલ નહિ તે પણ ધીરજલાલથી અજાણ નહતું.

કાન્તાના મોટાભાઇ ધીરજલાલ જ્યારે વલસાડમાં પોતાના ઓળખીતા નરેન્દ્ર સાથે કાન્તા બાબત વાતોમાં ગુંથાયા હતા; તે વખતે જો કે આ બાહોશ ડીટેકટીવ ધીરજલાલ છુપી રીતે સર્વ બીનાનું શ્રવણ કરી રહ્યો; છતાં એ પુરૂષનું નામ નરેન્દ્ર છે, એમ તો તે સમજી શકેલ નહિ; જેથી જ્યારે સુરતમાં નરેન્દ્રના ખાસ કોઈ યુવતિને ખોળવા બાબત જવાના સમાચાર તેણે છુપી પોલીસ દ્વારા મેળવ્યા; ત્યારે તેના મનમાં સહેજ વહેમ આવ્યો કે જે બદમાસો કાન્તાનું હરણ કરી ગયા છે તેમાં કદાચ નરેન્દ્ર પણ સામેલ હોય અને આવાં કારણોથી નરેન્દ્ર સરકારી નોકરીને સારૂં વિદાય આપતો હશે. આવો વહેમ લાવી પોતે સુરતથી એક બે સાથી લઇ ટાપ્ટીવેલી રેલ્વે મારફતે રવાના થઇ ગયો.

અને તેજ દીને મુંબઇમાં વર્તમાપત્રો દ્વારા કાન્તાંના અચાનક ગૂમ થવાના સમાચાર કાન્તિલાલે પણ વાંચ્યા. મંગળા તથા પિતાને તેણે તુરતજ સર્વ બીના પેપરની સાબીતિ સાથે નીવેદન કરી. મંગળાને ભુતકાળની મ્હોટી બ્હેન કાન્તા સાંભળી આવ્યાથી અશ્રુ

આવ્યાં; તથા મોહનલાલ મગળાએ કાન્તિલાલને વાસદ જવા આશ્વાસન આપવા પણ પ્રયત્ન કર્યું. કાન્તિલાલને તો ઠીક વખત મળ્યો. તેની અંદર ખાસ કરી રહેલા કીરાની શિક્ષામાંથી એકને પણ ક્યાં ખબર હતી ! અત્ર કાન્તિલાલ રવાના થવા માટે તૈયાર થયો; ત્યારે મંગળાએ તેના હસ્તમાં એક પત્ર રમાતાયને આપવા માટે મૂક્યો. પત્ર આપતાં આપતાં કાન્તિલાલ સાથે પણ ભુતકાળમાં માંડેલ સુખ સંસાર સાંભરી આવવાથી તેણે શોક, નિશ્વાસ, તથા સહેજ મલકાતા આનંદ સાથે તેની સામે મીટ માંડી. જરાક હસી પણ જવાયું. કાન્તિલાલને પાછી સ્વર્ગીય ગંગા દોડતી આવતી જણાવા લાગી. પિતાના તબીયત જાળવવા માટે મોહનલાલના સાંભળતાં કાન્તિલાલ મંગળાને સહેજ ઈશારો કરી તેજ વખતે વાસદ જવા માટે જોઈતો ખર્ચ લઇ ચાલી નીકળ્યો.

જતા જતાં પણ કંચનના પાશમાં સપડાયેલ જીવ તેને ત્યાં જવાનું ન ચૂકયો. રાત્રિના સમયે પણ મુંબઇમાં તો દિવસના કરતાંએ વધારે ધમાલ નજરે પડે છે. નિશાબાજો રાત્રે પોતાનાં કાર્ય કરવા આવા ધમાલમાં બહાર પડે ત્યાં આગળ ગમે તેટલું બાહોશ સી. આઇ ડી ખાતું હોય; છતાં તે શું કરી શકે ? કંચનના મકાન નજીક આવતાં તેણે ગાયન તથા નાચના પડઘા વાજીંત્રો સહિત સાંભળ્યા. એકદમ પોતે ધીમે ધીમે દાદર ચઢી ઉપર જવા લાગ્યો. દાદરમાંજ તે સમજી ગયો હતો કે મકાનમાં બીજાં મનુષ્યોનો પણ કલરવ બરાબર જામી ગયેલ હતો. આ બધી ધમાલ જોઇ કાંતિલાલ પહેલાંતો ગુસ્સાવેશ થયો. જે કંચને પોતાના નામ પરજ દફા આજ સુધી જુઠા સોગન ખાઇ તેને છેતર્યો તે કંચનપર તેને ગુસ્સો કેમ

ન આય કે પરંતુ તેની બાજુ બહાર વેશ્યા તથા [illegible] કે આ ગુસ્સામાં આવ્યો હતો; નહિતર એતો [illegible] માની મન મનાવીનેજ છુટકો. જ્યારે તે કંચનની પાસે જતો ત્યારે તેણી હાવભાવ કરી તેને એમજ સમજાવતી કે હવે કાન્તિલાલ એકલાજ પર તેણી મોહ રાખે છે. અન્ય સામું તો જોતી પણ નથી. આવા વિશ્વાસથી કાન્તિલાલ તેના તેજમાં અંજાયો હતો; તેની આંખના પડદા આજ ખુલ્લા બન્યા. 'અરવિંદ' અગર તો [illegible] એ પ્રમાણે ઉદ્દેશી કંચન પોતાનાજ આગળ ગાયન કરતી હતી; તે ભ્રમણા હવે તેના મગજમાંથી ખસી ગઇ. પઇસાને જેણી અરવિંદ અગર તો સર્વ દુનિયા માની હતી તે તે સમજી ગયો. અત્યારેજ જઇ સર્વના દેખતાં તેને એક લાત મારવાનું મન થઇ આવ્યું; પરંતુ કદાચ તોફાન વધુ થાય; અગરતો શાંડ પોતાના સ્વભાવ પર જાય તે બીકે તે શાંત રહ્યો. સ્ત્રીનો વિશ્વાસ શો હોય! મંગળા તેના પર અનહદ પ્રેમ રાખતી હતી; તે અન્યની થઇ ગઇ; તો પછી આતો બાજારૂ પાતર હતી.

દાદરમાં ઉભાં ઉભાં તે આ પ્રમાણે વિચારો કરતો હતો; તેટલામાંજ તેની નજર પોતાની સામે ભીંતની જાળીમાં ગઇ. તેના ચહેરા પર નવાઇનાં ચિહ્ન તરવરી ગયાં. દાંત પીસી તે પોતાનો હાથ ઉંચો કરી એ જાળી તરફજ તાકી રહ્યો. જે માધુરીના સૌંદર્ય પર મોહી તેને ખીલતી કળી માની તેણે આગલે દીને રૂ. ૧૫૦૦ કંચનના હાથમાં મુકયા હતા; તે માધુરી અત્યારે અન્ય પુરૂષ સાથે વિહાર કરી રહી હતી. આ બધા ભેદ તેના સમજવામાં આવ્યા નહિ. જ્યારે તેણે માગણી કરી ત્યારે માધુરી ભયથી આનાકાની કરવાનો ડોળ કરતી

હતી; અને સંસારના અજાણુ હોવાનાં ભાન બતાવતી હતી; પરંતુ આ વખતે તેણી સંસારની જાણકાર બનીને અન્યને ચુસતી હતી. આ બધાં તરકટોથી કાન્તિલાલ હવે હદપર આવ્યો નીચે ઉતરી માધુરી જે સ્થળે ભરાઇ હતી ત્યાં જવાના ઇરાદાથી તેણે દ્વાર ઉપર ગુસ્સામાંજ લાત મારી. દૈવયોગે અંદરની સાંકળ વાસેલ નહિ હોવાથી દ્વાર એકદમ ખુલ્લાં થઇ ગયા. દીવાનો કાન્તિલાલ ગુસ્સામાં જ અંદર દોડી ગયો જે પુરૂષ સાથે માધુરી ગેલ ગમ્મત કરતી હતી તે એકદમ આ બનાવથી ભયભીત બની સફાળો સફાળો વસ્ત્ર સંભાળી ત્યાંથી પલાયન કરવાની તૈયારીઓ કરવા લાગ્યો. કાંતિલાલની નજર તેના ઉપર બહુનહિ હોવાથી લાગ જોઇ તે તો છટકીજ ગયો. કીન્તુ તેનો કોટ ત્યાંજ રહ્યો. માધુરી પહેલાંતો જરા ગભરાઇ ગઇ હતી; પરંતુ એક ચાલાક વેશ્યાને આવાં તો ઘણાંએ દ્રશ્યો જોવાં પડતા હશે. તેણીએ ગુસ્સામાં આવેલ કાંતીલાલને ગુસ્સામાં ધીક્કારવા માંડ્યો

"બાયલા શરમાતો નથી? અહિં શું તારી માનું ઘર હતું તે ધુંવડ માફક અધિકાર બતાવતો અંદર ઘુસી આવ્યો.?"

ખબરદાર? માધુરી સહેજ પણ જીભ આગળ ચલાવીતો? આજે ત્હારાં તથા કંચનનાં કાવેત્રા મારી જાણમાં આવી ગયાં છે."

"અને એ ખચ્ચર તેં આજ સુધી તે જોયાં પણ નહિ. તેટલો બધો તું હેવાન બન્યો છે. તારૂં શું કાલુ મુખ લઈ ઓવિષયાંધ મારી સામે તાકી રહ્યો છે.?"

"લુચ્ચી? લાવ મારા ૧૫૦૦; નહિતો આ વખતેજ હું તારૂં ખુન કરીશ. જો દેખ ઉપર તારી બધી સગી માતાઓ ગાનતાનમાં ભળેલ હોવાથી કોઇ તને મદદ કરશે નહિ ચાલ ઉતાર તારા દાગીના"

"જા જા! ભડવા! દુર થા! હારા જેવા તો મારા આગળ હજારો નાચી ગયા? ખબર છે? મારૂં ખુન કરતાં પહેલાં આ માધુરીથી જરા સાવચેત રહેજે." કહી તેણીએ પલંગ નીચેથી પિસ્તોલ હાથમાં લીધી.

"શું તું મને પિસ્તોલનો ડર બતાવે છે? લે જો તારે તો તારા કર્મનું ફળ." કહેતા કહેતાં માધુરી તેના તરફ પિસ્તોલ ધરે તે પહેલાં તો કાન્તીલાલે પોતાના ખીસ્સામાંથી પીસ્તોલ કહાડી એકજ પળમાં માધુરીને વીંધી નાખી.

એક ચીસ પાડી માધુરી જમીન પર ઢળી પડી. કાંન્તિલાલ સ્હેજ પણ ગભરાટ સિવાય તેની નજીક પડેલો કોટ ઉપાડી ત્યાંથી પલાયન થઇ ગયો. પિસ્તોલનો અવાજ સાંભળી નાચગાન બંધ થઇ ગયું. દોડા દોડ કરતી દાસીઓ તથા કંચન ત્યાં દોડી આવ્યાં. આ વખતે માધુરીનો જીવ પરલોક પોતાના કર્મ ભોગવવા ઉપડી ગયેલ હોવાથી કાંન્તિલાલનું કાર્ય અજાણ્યું રહ્યું પોલીસને તુરતજ ખબર આપી કંચને તે દિને આવેલ સર્વ ગૃહસ્થોને વિદાય કરી દીધા. જ્યારે ખુની કાંતીલાલ ગ્રાન્ટરોડ સ્ટેશનેથી ઉપડવાની તૈયારીમાં હતો માધુરીએ પોતાનો જીવ ખોયો તેની કંઇ પણ પરવા કર્યા સિવાય કંચનને તો કમાણીની ખોટ માટે શોક થયો

ગ્રાન્ટરોડથી ઉપડી ચુકેલ કાન્તિલાલે વલસાડ સુધી ઘડીમાં કાન્તા તથા ઘડીમાં માધુરિના ખુન માટેની જવાબદારીના વિચારોમાં વખત પસાર કર્યો. પોતાના પર છાનો પ્રેમ રાખનાર હવે પોતાની બાલસખી કાન્તા સિવાય આ જગતમાં અન્ય નથી તે વિચારે તેનું દીલ હરખાતું હતું; છતાં આ વખતે તેણી અચાનક

ખૂબ ગભરાટથી તે સહેજ ચિંતાતુર પણ બન્યો હતો. આખરે તે પ્રથમ ગાડીમાં બેસું પણ મુકી સુરતના સ્ટેશને ઉતરી પડયો. પોલીસને પૈસા આપી ખાનગી તપાસ કરાવવાના ઇરાદાથી સુરતમાં પોલીસ દ્વારા તપાસ કરાવવી ઠીક માની જોયું કુદરતનું કામ ! એક અબળાને શોધવા માટે આ ત્રિપુટી બંધાઇ વ્હાલા વાંચક ત્રણેની આ મહેનતમાં શું શું સ્વાર્થો હતી તે તો આપણે જાણીયે છીયે પહેલાને બેનની લાગણી સ્વાભાવિક હતી, બીજાને કેશવ બાબત કંઇ બાતમી મળે તેમ ધારણા હતી; જ્યારે આ ત્રીજા ઉમેદવારને આશુક માશુકના પાઠ ભજવવા હતા. હવે આપણે તપાસીયે કે કુદરત કોનો પાસો જીત પર રમવા દે છે.

વાંચક ! ચાલ હવે આપણે આ ત્રણ જણને તપાસ કરવા દઇ બાળક શશીના ખબર કહાડીયે. નિર્દય દીલનો નવનીતલાલ બેભાન કાન્તાને અંધારી રાત્રે લઇ ચાલ્યો; તથા પ્રભુની સ્હાયમાં રહેલ શશી ત્યાંજ રહ્યો તે આપણે આગળ જોઇ ગયા છીએ. આખી રાત્રિ શશી અર્ધ નિદ્રીત અવસ્થામાં સાગનાં જંગલમાં માની ગોદ સંભાળતો પડી રહ્યો. બીજે દીને સવારમાં કાન્તા તથા પોતાના ત્રીજા સોબતીને શોધવા નીકળેલ બાકીના બે બદમાસોના હાથમાં શશી સપડાઇ ગયો. તેઓ બાળકને પોતાની ઝુંપડીએ લઈ ગયા. જતાં જતાં રસ્તામાં તેમને કોઈનાં ચુંથાયેલાં હાડકાં માંસ પડેલાં માલમ પડવાથી તેઓએ ધારણા બાંધી કે કદાચ કાન્તાને કોઇ જંગલી પ્રાણીએ મારી નાખી હશે. વાઘ અથવા વરૂ ગમે તેણે તેના શરીરને અહિં સુધી ઘસડી લાવી ફાડી ખાધું છે એવો વિચાર કરી તેઓએ તેની શોધ તો તેટલેજ ઠેકાણેથી બંધ કરી. હવે ત્રીજો મનુષ્ય

પોતાની રીતીનો રહ્યો; તેમાં તપાસ કરતાં તેઓ જન્મના આ માતાની ઝુરતી બાળકને ઝુંપડીમાં રાખી, ઝુંપડી બરાબર બંધ કરી બહાર ચાલ્યો ગયો. બાળક ચીસો પાડતોજ રહ્યો.

આ જંગલના એક ભાગ પર કોઠારીયા ગામ આવવાથી તેને કોઠારીયાનું જંગલ પણ ઘણા લોકો કહેતા હતા. ત્યાંથી રેલવેમાં જવા માટે નજીકમાં નજીક સોનગઢ સ્ટેશન હતું. તાપી નદી અહિંથી જરા દૂરથી વહેતી નીકળે છે. આજે સૂર્ય પ્રભુએ જગતને અંધકારમાંથી દૂર કરી પ્રકાશમય બનાવ્યું તેજ વખતે એક યુવાન યોગિની આ નદીમાં સ્નાન કરી તેજ જંગલમાં પોતાની ઝુંપડી તરફ ચાલી જતી હતી. આવી યુવાન યુવતિને શા દુઃખોથી યોગિની થવું પડયું હશે; તે કલ્પવું ઘણું મુશ્કેલ હતું. વળી આવી જુવાનીમાં યોગત્વના કઠીન પાઠ તેણી કેવી રીતે પાળીને દેહ તથા વાસના દમન કરતી હશે; તેનો ખ્યાલ સરખોજ તેના સૌન્દર્ય તરફ નીહાળતાં આવવો મુશ્કેલ હતો. કયા સ્થળની અને શા માટે તે યુવતિ આમ યોગિની બની હશે એ બધા તરંગો તેના જોયા બાદ આવ્યા સિવાય રહે તેમ સહેજ પણ હતું નહિ. વિકટ સાગના જંગલમાં હાથમાં કમંડળ તથા માળા અને શરીર પર ભગવું કંથાવસ્ત્ર ધારણ કરી પસાર થતા તેનાં હૃદયને સહેજ પણ ભય થતો જણાતો નહિ. “ [illegible] તત્સત્ ” એજ ઉચ્ચાર તેના મુખમાંથી જાપ માફક સંભળાતો હતો. નહિ જરાય ફિકર ચારે દિશાના સુસવાતા ભયની કે નહિ જરાય ચિંતા માનસિક દુઃખની એતો તેનો ચ્હેરોજ આરસીરૂપે સાક્ષી પૂરતો હતો.

યોગિની કોઠારીયાના જંગલમાં થઇ પોતાની ઝુંપડી તરફ ચાલી

જતી હતી; ત્યાં રસ્તામાંજ તેના કાને કોઇ બાળકના જેવો આક્રંદીત કરૂણ સ્વર સંભળાયો. સ્હેજ પણ વિલંબ સિવાય તેણે તે તરફ જવા માંડયું. જે ઝુંપડીમાંથી બાળકનું રૂદન સંભળાતું હતું ત્યાં જતાં તેણે જરાયે ભય ધર્યો નહિ. ઝુંપડીનું દ્વાર તેણે વગર સંકોચે ખુલ્લુ કર્યું. અંદર પેસતાંજ તેના મુખમાંથી ' હાય પ્રભુ ' એવા શબ્દો સરી પડયા. વ્હાલા વાંચક ! શાથી આમ બન્યું હશે ! કારણ એજ કે બાળક નીચે જમીનપર રડતો પડયો હતો. અને તેના શરીર ચોમેર એક ઝેરી સર્પ ફરી વળી ફુંફવાડા મારતો હતો. યુવાન યોગિનીથી આ કેમ સહેવાય ? પોતાના દેખતાં ઝેરી સર્પથી એક બાળકનો ઘાત થાય તે તેનાથી કેમ સહેવાય ! સર્પની ગમ્મતથી ગભરાયેલો બાળક બૂમો પાડતો હતો. આવી વિકટ ઘડીએ શું રસ્તો શોધવો તેની તેને જરાયે ખબર પડી નહિ. પોતે ત્યાં સહેજ વખત થોભી પ્રભુએ આ યોગિનીમાં શું એ દૈવી બળ મુકયું હશે કે આ ઝેરી સર્પ તેના સામુ એક બે મીનિટ નિહાળી ત્યાંથી ચૂપાચુપ ખસી જઇ કયાંયે ઝુંપડીમાં આડો અવળો ભરાઇ ગયો. દેહદમનના પરિણામે આ પ્રાપ્ત થયેલ પ્રભાવની શક્તિનું પરિણામ તો આવી પળે સમજાય. સર્પના દૂર થતાં યોગિનીએ વિના વિલંબે બાળકને અંદર દોડી જઇ સહર્ષ ઉપાડી લીધો. ઝુંપડીમાં આજુબાજુ તપાસ કરતાં સ્ત્રીનાં વસ્ત્ર અગર તો બીજી કંઇ ચીજ ન જણાયાથી આ બાળકને અહિં રાખવો અનુચિત ધારી તેણી તુરતજ તેને છાનો રાખી પોતાની સાથે લઇ ચાલતી થઇ. સંસાર ત્યાગીને પણ પ્રભુ આમ કરાવે છે તે પણ તેની અકળીત કળાનો નમુનો છે. વાંચક ! ત્હારી જાણમાં આવી ગયેલ હશે કાબળતે

અન્ય કોઇ નહિ પરંતુ કાન્તાનો પુત્ર શશીજ હતો. પ્રભુકૃપાએ તેનું પણ યોગ્ય રીતે રક્ષણ થયું. પ્રભુ દરેક સ્થળે પોતાની સૃષ્ટિ ઉપર અદ્રશ્ય રીતે ગયબી મદદ મોકલે છે; તે આપરથી આપણે સહેજ સમજી શકીશું; કારણ કે સર્પની જાળમાંથી તેનું રક્ષણ કરનાર કીરતાર સિવાય અન્ય કોણ હતું ! આ તરફ નરેન્દ્ર તથા ધીરજલાલ બંન્ને કાન્તાની શોધ કરતાં કરતાં મહા મહેનતે આખરે કોઠારીયાના જંગલમાં પણ આવ્યા હતા. ધીરજલાલે તો બ્હેનની આશા ત્યજીજ દીધી હતી; છતાં નરેન્દ્ર પોતાનું કાર્ય આશા સહિત કર્યા કરતો હતો. સોનગઢના સ્ટેશનેથી ઉતરી તેમણે એક ભોમીયો પણ સાથે રાખેલ હતો.

તપાસ દરમ્યાન તેમના પણ જોયામાં બે દિન પહેલાંજ ચુંથાઇ ગયેલું એક શબ આવ્યું. નરેન્દ્ર એકદમ તે સ્થળે થોભી ગયો. તેણે આખરે ધ્રુજતા ધીરજલાલને સખેદ જણાવ્યું કે કદાચ આ શબ કાન્તાનું પણ હોય. બદમાસ લોકો તેને અત્રે લાવ્યા હશે. હવે કાન્તા લાગ જોઇ નાસી જતાં દૈવ ઇચ્છાથી કદાચ કોઈ પ્રાણીના પંજામાં સપડાઇ પણ હોય. બાબત એટલીજ કે શશી બાળક માટે કોઇ ચીહ્ન જણાતુ નથી.

આ પ્રમાણે નિવેદન સાંભળતાંજ ધીરજલાલની આંખમાંથી અશ્રુઓ પડવા લાગ્યાં. તેમણે મોટા સાદે રૂદન કરી બ્હેનને સંભાળવા માંડી. શશીને સંભાળી તેઓ સાગનાં થડોમાં માથું કુટવા લાગ્યા. નરેન્દ્ર ધીરજલાલને આશ્વાસન આપી થાક્યો; કીન્તું તેની સહેજેય અસર ન થઇ. પોતાની વ્હાલસોઇ નાની બ્હેનની આ દશા જોતાં ધીરજલાલ જેવાનું હૃદય કપાઇ જાય તેમાં સહેજેય શંકા પણ શી હોઇ શકે !

નરેન્દ્રે બરાબર તપાસ કરી ધીરજલાલને આખરે ચેતવણી આપી કે આ શબ કોઈ પુરૂષનું જણાય છે; કારણ તેના માથાપરના કેશજ કહી બતાવતા હતા. પોતાની આવી ગંભીર ભૂલ માટે નરેન્દ્ર ને પણ મનમાં સહેજ પશ્ચાતાપ તો થયો. અત્યાર સુધી કાન્તાની ખબર મળી ન હતી જેથી તે પણ મનમાં સહેજ સહેજ શંકા તો લાવતોજ હતો. નરેન્દ્રનું કહેવું ધીરજલાલને વ્યાજબી જણાયાથી તેણે આંસુ સાફ કરી દયાભાવ યાચતા જેવાં દીન વદને ભોમીયાને ઉદ્દેશી પૂછ્યું.

" ભાઈ! હવે કોઈ સ્થળ બરાબર તપાસ્યા સિવાયનું હોય તો ત્યાં જલદી અમને લઇ જા મારી ધીરજ હવે ખુટી ગઇ છે."

" શેઠ સાહેબ ! હવે તો જે રસ્તે આવ્યા તેજ રસ્તે પાછા જવા સિવાય અન્ય ઉપાય રહ્યો નથી " ભોમીયે શાંત રીતે જવાબ આપ્યો.

તુરતજ પોતાના ખીસ્સામાંથી ચાર બંગડી કહાડી નરેન્દ્રે આ પુરૂષના શબના હાથપર ચઢાવી દીધી. વળી તેના માથા ઉપરના વાળ માટે પણ તેણે લુગડાનો કકડો માથે વીટાવી દીધો; જેથી જોનારને તે બાજુ તપાસવાનો સહેજ પણ વખત મળે નહિ. અન્ય સર્વ શરીર પરતો ફકત હાડકાંજ હતાં; જેથી તે વર્તાઈ શકે તેમ હતુંજ નહિ, ધીરજલાલ આ બધાનો મર્મ સહેજ સમજ્યો નહિ અને તેણે કંઇ મર્મ પૂછ્યો પણ નહિ. તેઓ તુરતજ ત્યાથી અન્ય દીશા તરફ ચાલ્યા ગયા. રસ્તામાં બદમાસોની ઝુંપડી પણ તેમણે જોઈ. ત્યાં તપાસ કરતાં તેમાં કોઇ મનુષ્ય જણાયુ નહિ નરેન્દ્ર આગળ વધી અંદર પડેલાં પગલાંપરથી અનુમાન કર્યું કે અહિં

મનુષ્યોનો પગરવ હોવોજ જોઇએ કારણ કે પગલાં ઘણાંજ તાજાં હતાં. વળી વધુ તપાસ કરતાં તેના હાથમાં એક સોનાની બંગડી પણ આવી. બંગડી તપાસતાં તેના હર્ષનો પાર રહ્યો નહિ. ધીરજ લાલે બંગડી જોઇ વિસ્મયતા પામતા નરેન્દ્ર પાસે ઝટ ઉતાવળમાં બંગડી લઇ લીધી.

નરેન્દ્ર ! જો દેખ આ બંગડીતો કાન્તાનીજ છે; મ્હેં તેને બે વર્ષ પહેલાંજ આ બંગડી તે નડીયાદ આવી હતી ત્યારે ભેટમાં આપી હતી. જો દેખ આ રહ્યું કાન્તાનું નામ. ”

“ હા મ્હેં પણ તે પહેલેજ સપાટે તપાસી લીધું છે, હવે તો ચોકકસ દીવા જેવી વાત છે કે કાન્તા આજ જંગલમાં હોવી જોઇએ માટે હજી બરાબર તપાસ કરી આપણે સોનગઢ તરફ રવાના થઇને જે બદમાસે આ કાર્ય કર્યું હશે; તે પણ આપણા જેવોજ શયતાનનો સાથી હશે. આપણે સારા રસ્તે બુદ્ધિ વાપરી તેનો સદુપયોગ કરીયે છીયે, જ્યારે શયતાનો બુદ્ધિનો દુરૂપયોગ કરી પોતાના હાથેજ પોતાના પાયપર કુહાડો મારી નાશવંત બની જાય છે. ”

આ પ્રમાણે આશાનાં ચીહ્ન જણાયાથી ત્રણે જણે તે આખો દીન સર્વત્ર તપાસ કરી. આગળ જણાવી ગયેલ યોગિનીની ઝુંપડી પણ તેમણે તપાસી ત્યાંથી તેમને પૂછતાં તેણે કંઇ સંતોષ કારક જવાબ આપ્યો નહિ. જો કે શશીને બચાવનાર તેણીજ હતી; છતાં કદાચ આ લોકો બદમાસ હોય તેમ ધારી તેણે વાત છુપાવીજ રાખી સંસારનાં કડવાં ફળ ચાખેલને સંસારીપર વિશ્વાસ કેવી રીતે થોડા પરીચયથી બંધાય ! વખત આવે પોતાની મદદ જોઇએ તો યોગિની એ તે માગવા માટે તેમને જણાવ્યું. અહિંથી પણ યોગ્ય ખબર

નહિ મળવાથી તેઓ આગળ ચાલ્યા ગયા યોગિની જો કે ભવ્ય રીતે બોલતી હતી; છતાં નરેન્દ્રને તેના કથનપર વહેમ આવ્યા સિવાય રહ્યો નહિ જેથી તેણે એક બે દાનમાં ગુપ્ત ચર્ચા જોવા માટે નિશ્ચય કરી આખરે સોનગઢ તરફ જવા ભોમીયને કહી દીધું બીજા દીને તેઓ સોનગઢ આવી પહોચ્યા.

આ ગામ તાપી નદી પર લગભગ આવેલ છે અહિં નદીનું મુળ હોઇ કુદરતી દેખાવ ઘણોજ રમણીય લાગે છે. ગામમાં પોતાનું કોઇ ઓળખીતું નહિ હોવાથી જુની જીર્ણ બનેલ ધર્મશાળામાં તેઓ ચાલ્યા ગયા. ભોમીયો પોતાને ત્યાં જઇ તેમને આરામ લેવા સુચવવા લાગ્યો; પરંતુ શાયે કારણથી નરેન્દ્રે તે વાત માનીજ નહિ; આથી તેમની વિદાય લઇ ભોમીયો પોતાને ત્યાં ઇનામ સહ આનંદ માની ચાલ્યો ગયો. જરૂર પડતાં પાસે આવી મદદ આપવા તેણે વચન આપ્યું.

ઉપરોક્ત બનાવને બીજેજ દીને ધીરજલાલ તથા નરેન્દ્ર બન્ને તાપી નદીના મૂળ તરફ સ્નાન માટે જતા હતા; ત્યાં રસ્તામાં તેમણે પેલી ભવ્ય યોગિનીને જોઇ નરેન્દ્રે તુરતજ ખ્યાલ કર્યો કે આટલે દૂર આવવામાં કદાચ આ યોગિનીનો કંઇક આશય તો હશેજ. જરૂર તે એક ભગવાં વસ્ત્ર નીચે રહેલ કપટી સ્ત્રી હશે. કાન્તાની ખબર તે બરાબર જાણતીજ હશે; જેથી અહિં પોતાની ચર્ચા જોવા તેણી આ પ્રમાણે કરતી હશે; એ વાત તેના સમજવામાં સહેજ આવી. ધીરજલાલને તેણે ટુંકમાં સર્વ બીના જણાવી દઇ યોગિની કયાં જાય છે તે બરાબર નિરીક્ષણ કરવાના ઇરાદાથી તેની પાછળ છુપી રીતે જવું ઉચીત ધાર્યું. જતાં જતાં તેણે ધીરજલાલને ચેતા-

વ્યો કે અહિં પણ તેઓ પોતે સલામત નથી; માટે પોતે પાછો ફરે ત્યાં સુધી બરાબર સાવચેત રહેવું. સહેજ વારમાં ત્યારપછી બન્ને મિત્રો છુટા પડયા.

આ તરફ ધીરજલાલ બ્હેનના વિચારો કરતો કરતો પોતાને ઉતારે ચાલ્યો ગયો. ત્યાં જઇ ગામમાં તપાસ કરી તેણે વાસદ રમાનાથના નામે એક પત્ર સર્વ બીના નોંધી લખી દીધો; તથા બને તો પોલીસની મદદ લઇ ત્યાં જવા માટે પણ જણાવ્યું પત્ર બરાબર બંધ કરી તેણે ટપાલમાં નાખી દીધા બાદ ગામમાં બજારમાં જઇ પૂછપૂરછ કરવાના ઇરાદાથી બજાર તરફ જવા માડ્યું. રસ્તામાં જ તેમનો સોબતી ભોમીયો તેને ઉતાવળે શ્વાસે આવતો જણાયો.

"ભાઇ! ગામમાં વાત થાય છે કે તાપીનાં મૂળ આગળ ભૂતીયા મકાનમાં કોઇ પુરૂષ તથા સ્ત્રી આવ્યાં છે; ત્યાં ભૂતનો ભય હોવાથી કોઇ જતું નથી; પણ દૂરથી જતાં મારા એક ઓળખીતાએ માથે પાગ બાંધેલ એક સ્ત્રીને ત્યાં બારીમાં જોઇ હતી. તે સ્ત્રી પોતાની નજીક ઉભેલા પુરૂષના તરફ હાથ જોડી કાલાવાલા કરતી જણાતી હતી. પરંતુ કદાચ આ ભૂત હશે એમ ધારી ત્યારપછી તે માણસ વધારે ત્યાં રોકાયો નથી. માટે ચાલો તમારી મરજી થતી હોય તો આપણે બંન્ને ત્યાં જઇ તપાસ કરીયે."

ધીરજલાલ તુરતજ તૈયાર થયો. તેઓ ગામની બહાર પણ આવ્યાં. અહિંથી દૂર ઝાડીમાં જણાતું મકાન ભોમીયાએ ધીરજલાલને બતાવ્યું. નદીની સામી તરફ જવાનું હતું જેથી એક તરાપો કરી બન્ને સામી બાજુએ પણ ચાલ્યા ગયા. આ જગાએ નદી સહેજ ઉંડી હોવાથી તેમને આમ કરવાની ફરજ પડી હતી. તરાપાને

બાંધવાનું કંઇ અન્ય સાધન ભોમા પાસે નહિ હોવાથી ભોમીયો તેને પકડી ત્યાંજ રહ્યો; જ્યારે બ્હેન મેળવવાની આશા વાળો ધીરજલાલ હાથમાં પીસ્તોલ લઇ ઉતાવળાં પગલાંએ મકાન તરફ ચાલી નીકળ્યો. જરૂર પડયે મદદ માટે બૂમ મારવા ભોમીયાએ ચેતાવી દીધો.

મનુષ્ય કંઇક ધારે જ્યારે કુદરત અન્ય ઘાટ ઘડે છે. ભોમીયો નદી તરફ તરાપો સાચવી બેસી રહ્યો હતો; તેટલામાંજ તેના માથામાં ઓચીંતી કોઇએ ડાંગ મારવાથી તેના હાથમાંથી તરાપો છુટી ગયો. પોતે પાછો વાળી જોવા જાય છે તેટલામાંતો બીજો ફટકો તેના માથાપર પડયાથી તે બેભાન બની ત્યાંજ નદીના વહેતા પાણીના તીરે ગબડી પડયો.

ધીરજલાલ પહેલાં તો બરાબર હિમ્મત રાખી ચાલ્યો જતો હતો. પરંતુ જ્યારે મકાન નજીક તે પહોંચવા આવ્યો ત્યારે તેને પણ મનમાં તો ભય હતો. મકાન તેનાથી એક ફર્લાંગ દૂર હશે ત્યારે એક સાધુ તેના હાથમાં ઉતાવળમાં એક ચીઠ્ઠી આપી ચાલ્યો ગયો. ચીઠ્ઠી ખોલી ધીરજલાલ વાંચવા લાગ્યો.

'એ મકાન તરફ જતાં સાવચેત રહેજો. ત્યાં એકલા જતાં તમારી જીંદગી જોખમમાં આવશે. તમારી બ્હેન ત્યાંજ છે. લી. 'યોગિની.'

'કાન્તા ત્યાં છે તો પછી ફીકર શી' એ વિચારની ધૂનમાં ધીરજલાલ ઓચીંતો મકાન તરફ દોડયો ગયો.



## પ્રકરણ ૨૨

# ભૂલનો ભોગ.

ડગલે ડગલે ભૂલમાં, નાખે ભીષણ કાળ.
માયા વીના પાસમાં સહુ સપડાતાં બાળ.


અંધારી રાત્રિમાં શયતાન નવનીતલાલ શશીને જંગલમાં મૂકી કાન્તાના અચેતન દેહને આનંદ સહ ઉપાડી ચાલ્યો ગયો તે આપણે આગળ જાણી ગયા છીયે. શશીની ત્યારબાદ પ્રભુ ઈચ્છાથી કેવી હાલત થઈ તે પણ વાંચકવૃંદથી અજાણ્યું રહ્યું નથી. તો હવે કાન્તાની હાલત માટે આપણે તજવીજ કરવી રહી.

જ્યારે કાન્તાને ભાન આવ્યું ત્યારે તેણી એક જુના જણાતા પલંગ પર પડેલી હતી. તેની નજીકજ નવનીતલાલ તથા તેના બીજા કેટલાક સાથીઓ બેઠેલાજ હતા. કાન્તાને ભાન આવ્યાથી સર્વ સારવાર કરનારને આનંદ થયો. ધીરેધીરે કાન્તાને પણ ભૂતકાળ સાંભરતાં શશીનું સ્મરણ થયું. તેણે નવનીતલાલને પ્રશ્ન કર્યો

"ભાઇ નવનીતલાલ ! આમ આવી દશા શાથી થઇ ! આપણે તો ટ્રેનમાં હતાં "

" હા કાન્તા બ્હેન ! સર્વ ઇતિહાસ હું આપને ટુંકમાં જણાવીશ; તમારી તબીયત ઠીક થવા દો. પ્રભુ કૃપાએ તમારો વાંકો વાળ હવે થશે નહિ. ઈશ્વરની કૃપા કે આખરે આપણે ભેગાં થયાં."

" પણ ભાઈ ! મારો શશી કયાં ? અને મને અહીં કોણ લાવ્યું ? " ગળગળા સાદે કાન્તાએ સવાલ કર્યો.

" બ્હેન આપને જંગલમાં અનાયાસે મ્હેં આણ્યાં છે. ટ્રેનમાંથી બદમાશો તોફાન કરી આપને લઇ ગયા; તેજ વખતે હું જરા ઘાયલ થવાથી ભાન વગરનો હતો; જેથી આપને કયાં લઇ ગયા તેની મને ખબર નથી, કીંતુ ઘેલાભાઇ તથા સરસ્વતિ બ્હેને તમારી સુપ્રત મને કરી તો પછી તમારી ભાળ કહાડવા માટે મારે મારાં હજારો કામો દૂર કરવાં એ મારો ધર્મ છે, એમ સમજી હું ભાન આવ્યે તુરતજ સુરતના સ્ટેશને ઉતરી પડયો ત્યાર બાદ પ્રભુની પ્રેરણાથીજ આ તરફ આવતાં અંધારી રાત્રે આપ મને અચાનક જંગલમાં મળી આવ્યાં. બે ચાર બદમાશો તમોને અચેતન દેહમાં ઉપાડી જતા હતા; તેમની સામે વિકટ કાર્ય બેઠી હું સામો થઇને આપને છુટાં કરવા ગઈ કાલે ભાગ્યશાળી થયો તે માટે આપણે પ્રભુનો જેટલો ઉપકાર માનીયે તેટલો થોડો બ્હેન હવે શ્રમ લ્યો. આપ હેરાન થશો. માથામાં અચાનક વેદના શરૂ થશે; માટે હવે શાંતિથી ફીકર વગર આરામ લ્યો. એક બે દિનમાં આપણે વાસદ ચાલ્યાં જઇશું."

" પણ મારા શશીનું શું થયું હશે " કહેતાં કાન્તા રડવા લાગી.

" કાન્તા બ્હેન જરાપણ ગભરાશો નહિ. દૈવ ઇચ્છાએ ખૂબ તપાસ કરતાં જંગલમાંથી બદમાસો પાસેથી તેનો પણ પત્તો મળ્યો

છે. પરંતુ વાસદ સર્વ લોકોને ચિંતા થાય જેથી તેને વારંવાર વાસદ મોકલેલ છે. વળી ત્યાં તારથી પણ ખબર આવી છે એટલે વાંધો નથી. ”

“ પણ ભાઇ ! ત્યારે તો મને પણ મહેશ્વાની કરી વાસદ લઇ જવાનો બંદોબસ્ત કરો. મારો જીવ ગભરાય છે. ”

“કાન્તાબ્હેન ! એ સૌ આપને આરામ થયે તુરતજ કરીશું;

“ ભાઇ ! મને માથામાં વેદના થાય છે. એટલે હવે તો નહિ બોલું. છતાં આપનો જેટલો આભાર માનું તેટલો થોડો છે. મારા માટે તમોએ તમારાં કાર્યને વિદાય આપી તેવું કાર્ય આ જમાનામાં કોણ કરે ? ” કહી કાન્તા શાન્ત થઈ ગઇ.

ત્યારબાદ નવનીતલાલનું મંડળ પણ વિખરાઇ ગયું. વ્હાલા વાંચક ! આવી રીતે નવનીતલાલે પોતાના કરામતનો પાસો સીધો ફેંકી દીધો, પરંતુ તેનાં ફળ કેવાં આવે છે તે તો જોવાને આપણે થોડા દિન વિતવવા પડશે. બીજેજ દીને નવનીતલાલ એક પત્ર લઇ કાન્તા પાસે આવ્યો. કાન્તા પત્રની બીના પુછે તે પહેલાંજ નવનીતલાલે તે પત્ર તેના ખોળામાં મૂકયો. પત્ર ઉપર પોતાનું નામ જોતાંજ કાન્તાએ તે ફોડયો. તેની અંદર એક પરબીડીયું નવનીતલાલના શીરનામા વાળું પણ હોવાથી કાન્તાએ તુરતજ હર્ષસહ તે નવનીતલાલને સોંપી પોતાનો કાગળ વાંચવાનું શરૂ કર્યું.

વાસદ તા. – – –

વ્હાલી કાન્તા !

આ પત્ર તને મળતાં જેટલો આનંદ થશે તેથી હજારો

વાર વધારે આનંદ મને ભાઇ નવનીતલાલનો તાર મળતાં થયો છે. ગભરાઇશ નહિ. તારથી જાણ્યું છે કે ત્હારા માથામાં જખમ થએલ છે; તો હાલ ત્યાંજ રોકાજે હું તથા કુટુમ્બનાં સર્વ મનુષ્યો ત્યાંજ આવીએ છીયે. શશી કદાચ આજ સાંજે આવી જશે એવો તાર બીજો મળ્યાથી સૌને બહુજ આનંદ થયો છે. મનમાં જરાય ફીકર કરીશ નહિ. પ્રભુ ઇચ્છાએ ત્હારો પત્તો મળ્યાથી હું નવી જીંદગી ગુજારૂં છું. વધુ વાત રૂબરૂમાં કરીશું દુઃખતો પડયું હશે કીન્તુ પ્રભુને એ બનાવ થવો યોગ્ય લાગ્યાથી તેમાં ત્હારૂં અગર નવનીતલાલનું ધાર્યું કેવી રીતે બની શકે ! નવનીતલાલનો જેટલો આભાર માનીયે તેટલો થોડો દયાળભાઇ તથા સરલા ભાભી વીગેરેએ તને ખબર પુછ્યા છે, એજ "

લી૦

ત્હારો 'રમાનાથ'

પત્ર વાંચતાં કાન્તાનો ચહેરો હાસ્યથી છલકાઈ જવા લાગ્યો નવનીતલાલ બધા હાવભાવ મૂક રીતે જોઇ મનમાંજ આનંદ માનતો હતો. કપટાએ કારસ્થાન કરી બરાબર જાળ પાથરી છે. હવે શું બનશે તે જોવાનું વાંચકને છે. ત્યારબાદ નવનીતલાલે પોતાનો પત્ર વાંચી લીધાથી તે પણ કાન્તાના હસ્તમાં આપ્યો. કાન્તએ તે પત્ર વાંચ્યા સિવાયજ નવનીતલાલને આભારની લાગણીથી પાછો આપી દીધો હવે વાત ચલાવવાના ઉદ્દેશથી નવનીતલાલે વાત ઉપાડવાનું યોગ્ય ધાર્યું.

" કાન્તા બ્હેન જુવોને રમાનાથભાઇ મ્હને પણ બહુજ

આભારની લાગણીએ પત્ર લખે છે. મ્હેં તેમાં શું વધારે કર્યું છે! મ્હેં તો મારી ફરજ અદા કરી છે."

"હા ભાઇ ! આપનોં જેટલો ઉપકાર માનીયે તેટલો થોડોજ છે. ઉપકાર કરનાર માનની લાગણીથી કદી ઉપકાર કરતા નથી પરંતુ ફરજ માટે ઉપકાર કરે છે; તેવા પુરૂષો તો હાલમાં ગણ્યા ગાંઠયાજ'

"મારા ધારવા પ્રમાણે તો બે ત્રણ દીનમાં અહિં રમાનાથ આવી પહોંચશે, એટલે સૌને આનંદ થશે; અને હું મારૂં ધન ભાગ્ય માનું છું કે મારા જેવા એક પામરથી માતા પુત્રનું રક્ષણ પ્રભુ કૃપાએ થયું છે. ચાલો હવે તમે થોડાંક ફળ જાઈ લો" કહી નવનીતલાલે કાન્તાની પથારીમાં કેટલાંક ફળ મુકયાં.

"નવનીતલાલભાઈ ! આ જગાંએ નદી ઉપરજ મકાન હોવાથી બહુજ રીતે મન પ્રફુલ્લીત બને તેમ છે. પરંતુ અહિં એકાંતમાં આમ રહેવું તમે શા માટેપસંદ કર્યું હશે ! "

"આપની તબીયત નદીની હવાથી વહેલી સુધરે; તે ઇરાદાથી મ્હેં અહિં આપને લાવવાં ઉચીત ધાર્યાં છે. જુવો બારીપર બેસીને મકાનની દીવાલને અથડાઈ વહી જતું નીર જોઇ આપને કેટલો આનંદ થતો હશે ! હું તો માનું છું કે અહીં રહેવાથી આપની તબીયત એકદમ સુધરે છે "

'હા એ વાત બરાબર છે. પણ નદી તાપી અહિં પણ લાગે છે. આ જગાએ તેમાં પાણી વધારે ભાસે છે. કેમ નહિ નવનીતલાલભાઈ ? ' કહેતાં કાન્તાએ ફળ ખાવાનું શરૂ કર્યું તેની નજર તો રમાનાથના પત્રપરજ હતી

નવનીતલાલ કંઈપણ જવાબ આપે તેટલામાં તેના બીજા સાથીઓ ત્યાં ઉતાવળમાં આવી તેના કાનમાં કંઈક કહી વિદાય થઈ ગયા; અને તેજ સાથે નવનીતલાલ પણ ચાલ્યો ગયો. કાન્તા આ સર્વ સમજી; પણ ત્હેમાં મારે શું. કહી ફળ ખાવા લાગી.

અતિ શ્રમ તથા છેલ્લા કેટલાક દિનની મુસીબતોથી તેનું અશકત શરીર જરા સુકાયેલું લાગતું હતું; છતાં તેની સૌંદર્યતાનો તો નાશ નહતો. એકલી પડવાથી બારી પર આનંદ પામવા ધીમે ધીમે ત્યાં જઈ બેસી તાપી નદીની સમીરોનો સ્વાદ લેવા લાગી. આ ભરમાયેલ વનિતા કાન્તા ને કયાં ખબર હતી કે પોતે સખત જાલમાં માછલાની માફક સપડાઇ ગઈ છે નવનીતલાલને પણ પોતાની જાળમાં સુવર્ણ મત્સ્ય આવ્યાથી અનહદ આનંદ થતો હતો તે સર્વ આપણે અજાણ્યા કેવી રીતે સમજી શકીયે?

ખાંજ કાલ કરતાં સુધરતી કાન્તાએ રમાનાથને આવ્યાની ત્યાર બાદ ત્રણ દિન સુધી રાહ જોઇ. આજ આવશે કાલે આવશે. સાંજે આવશે સવારે આવશે. તેજ તેના મનનું ધ્યેય થઈ રહ્યું હતું વળી ઘડીકમાં નિરાશ બના રામ સીતનું દ્રષ્ય પણ સંભાળી મનમાં શોકીત થઇ જતી. નવનીતલાલ પણ તેને બરાબર આશ્વાસન આપતો; તથા કોઇ કામસર સહેજ મોડા આવશે એમ પણ સમજાવી તેને આનંદ આપવા પ્રયત્ન કરતો પરંતુ આ બહમાસને સાચા -મીઓની દશાનાં જરાએ ભાન ક્યાં હતાં.? એતો અજ વિલાપ અને ઉર્વશી પુરૂરવા તથા રતિ વિલાપ એવાં કાવ્યોથી અજાણ હતો. બાકી દમયંતી સતિની શું દશા થતી? તેની માસીની દીકરીના આગળ પણ 'હા નાથ' એવા ઉચ્ચારો તે ભુલમાં કરતી હતી. એ સૌ પ્રેમ નહિં પણ દિવ્યજ્યોત

વાળા પ્રેમને લીધે બનતું, દિવ્ય આંખ સિવાયના ચર્મ ચક્ષુઓ વાળા મનુષ્યે ને સાચો પ્રેમ એટલે તો ભોગવિલાસ એજ ભાસે છે; છતાં એ પ્રેમી મનુષ્યો પ્રેમને દૈવી બનાવે છે.

એક બીજો દીન પણ વિતિ ગયો; છતાં કાન્તાનો નાથ રમાનાથ રાહ જોતી પ્રિયાને ભેટવા ન આવ્યાથી કાન્તાના મનને હવે દુઃખ થવા લાગ્યું પોતાના મનમાં બારીપર તાપીના નીર તરફ જોઈ બેસતાં બેસતાં તેણી રમાનાથનાજ વિચારો કરતી.

શું રમાનાથ મારો ત્યાગ કરશે ? ના ના એમની મતી એવીતો નથીજ. ત્યારે તેઓ કાગળ લખી કેમ આવતા નથી ? વળી મ્હને અહિં રોકાવાનું શામાટે લખતા હશે ? હવા પાણી માટે ? પ્રભુ જેવાને સીતા માટે શંકા આવ્યાથી નહિ. પણ લોકલાજે તેમને જંગલમાં ભારે વયમાં પણ ત્યજવાં પડયાં, તો મારા રમાનાથ તો મનુષ્ય છે. હાય ! પ્રભુ ! રમાનાથ ! શું તમો એટલા બધા નઠોર બનશો ? આપણો ભૂતકાળ સહેજમાં વિસરી જશો ? આપ મારી જે પ્રતિતિ માટે પરિક્ષા કરો તે માટે હું તૈયાર છું તમોને મારી જરાયે દયા નહિ આવે શું ? વાસદનો સ્નેહ ભૂલી ગયા ? ના ના મારા રમાનાથ મને કદી ભૂલેજ નહિ. મારૂં દીલજ શંકિત છે જેથી અન્યને શંકિત જોવાની મારી ટેવ છે. દુર્યોધનને પ્રશ્ન પૂછતાં તેણે સર્વ આલમને આપ સરખી જણાવી; જ્યારે યુધિષ્ઠિરે સર્વ જગતને પોતાના જેવું જણાવ્યું. એજ ભાવના આ જગતના સર્વ મનુષ્યોની. ”

પ્રિય વાંચક વૃંદ આ રમણી આ પ્રમાણે વિચારગ્રસ્ત બની બારી પર બેસી ભલે તાપીના નીરની લહરીઓથી થતો ઠંડો સમીર

ભોગવે. આપણે હવે તેજ વખતે બનતા અન્ય બનાવ તરફ જરા દૃષ્ટિપાત નાખીયે.

કાન્તા જે વખતે આમ વિચારમાળાઓ ગુંથતી હતી; તેજ વખતે કોઠારીયાના જંગલમાં આપણો બાહોશ ડીટેકટીવ ધીરજ-લાલ કાન્તાની તપાસ કરતો કરતો આવી પહોંચેલ હતો. જે શબને કાન્તાના વડીલ બંધુ ધીરજલાલ તથા તેના સોબતી નરેન્દ્રે જોયું હતું; તેજ શબ તેણે પણ દીઠું. પહેલાં તો મનમાં વિચાર કર્યો કે આ કોઇ સ્ત્રીનું શબ છે, તેમ તો તેના હાથની બંગડી પરથી સમ-જાય છે. હવે આ કાન્તાનુંજ શબ હશે કે અન્યનું તે જાણવું મુશ્કેલ છે. કાન્તાનો ફોટો પોતે જ્યારે નાની હતી તે વખતે મંગળા સાથે નડીઆદમાં પડાવેલ હતો તેનો ખ્યાલ તેના મનમાં હતો; પણ અહિં ચુંથાઈ ગયેલ શરીર તથા આકૃતિ પરથી કેવી રીતે સમજી શકાય ? શરીર પર તો ફકત હાડકાનોજ માળો હતો. આખરે તે તથા તેના સોબતીઓ આમાં કંઇ સમજી શકયાજ નહિ. પોતે નિરાશ થવા જેવો જણાયો. તેજ વખતે તેણે ડાયરી કહાડી અંદર નોંધ લેવા માંડી.

આ પ્રમાણે તે કાર્યમાં મચ્યો હતો તેજ વખતે કોઈ એક ભવ્ય આકૃતિવાળો સાધુ ત્યાં આવી પહોંચ્યો. તેણે કંઈ પણ લક્ષ આપ્યા સિવાય ધીરજલાલ પાસે જઇ તેની ડાયરી લઇ લીધી. પહેલાં તો ધીરજલાલ ગભરાયો. પરંતુ પોતાની રીવોલ્વર કહાડી તેણે મોટા સાદથી સાધુને ધમકી આપવી શરૂ કરી. છતાંયે આવ-નાર વ્યકિત તો વગર ભયે હાસ્યજ કરતી હતી.

" ધીરજલાલ ડીટેકટીવ સાહેબ ! આપ કોને શોધો છો ?

કેશવને ? ચાલો હું તમોને તેડવા આવ્યો છું. મરજી થતી હોય તો કેશવ પાસે લઇ જાઉં." સાધુએ ધીરજલાલને નમ્ર રીતે આટલું કહ્યું.

"એક અજાણ્યા સાધુના મુખે મુંબાઇમાં ગુમ બનેલ મોહનલાલના દીકરા કેશવલાલનું નામ સાંભળતાં ધીરજલાલ તો અવાક બની ગયો, આ બધી ઘટના કેવી બને છે તે તેનાથી કેમે સમજી શકાયું નહિ. છતાં છુપી પોલીસને શોભે તેવા અવાજે તેણે હવે સાધુ સાથે વાત કરવા માંડી.

"કેશવ કોણ ! કયા ગામનો ! કોનો દીકરો !"

"કેશવ એક બાળક છે, મુંબાઇનો છે, નગરશેઠ મોહનલાલ તથા મંગળાનો દીકરો છે. બસ તમો હવે સમજ્યા ?" કહી મોટા સાદે સાધુ હસ્યો.

"પણ તેમાં મારે શું ભલે.તે ગમે તે હોય."

"કેમ ! તે ગૂમ થયો છે. અને તમે તેને આજકાલથી બે અઢી માસથી બરાબર શોધો છો તેજ તમારે તેનું કામ."

"હું ધીરજલાલ છું તથા તેને શોધું છું તેમ તમે કેવી રીતે જાણ્યું."

"આ ડાયરી પર તમારૂં નામ છે; તથા તેના સત્તરમાપાના પર કેશવ ગુમ થયા ના ખબર છે તેથી."

"તમે શાથી ધાર્યું કે એ કેશવ તમે કહો છો તેજ છે !"

"એ તો આ ડાયરીનું છેલ્લું પાનુંજ સાબીતિ રૂપ છે."

"વાહ તમો કોઇ સાધુ નહિ પણ દેવ છો. શું તમો મને ખરેખર કેશવ સોંપવાજ આવ્યા છો !"

"ક્ષા ! જરાયે શંકા વગર તેમજ ચાલો મરજી હોય તે મારી સાથે એક પંથે દો કાજ તમો સાધી શકશો. આ દેહ કોનો છે તે પણ તમો પારખતા નથી. જુવો આ કોણ હશે ?" પુછતાં તે સાધુએ તેના માથાપરનું લુગડું કહાડી નાંખ્યું.

ડીટેક્ટીવ એકદમ સમજ્યો કે તે શબ પુરૂષનું છે છતાં પછી તેના હાથપર બંગડી કેમ હોઈ શકે ! તેથી તે શંકિતજ રહ્યો

તુરતજ તેની શંકા સમજી સાધુએ હસી તેનો અંત આણ્યો.

"જુવો ધીરજલાલ ! તમો આ બંગડીપર તર્ક કરતા હો તો હું તમોને પ્રશ્ન કરૂં છું કે જે હાથપરથી હિંસક પશુઓએ માંસ તોડી ભક્ષણ કર્યું તે હાથપર કદી આવી કાચની નાજુક બંગડી સાજી રહે કે ! આ તો કોઇ તમારા જેવાનું તર્કટ છે મ્હારા મ્હેર બાન ! ચાલો મારી સાથે." કહી સાધુ આગળ ચાલ્યો. જંગલના આડા અવળા રસ્તા વટાવી તેઓ આગળ ચાલવા લાગ્યા. કદાચ આ સાધુ શયતાનનો સાથી પણ હોય તેથી ધીરજલાલે માર્ગ માંજ પોતાના સોબતીઓને ચેતાવી દીધા

આ પ્રમાણે અહિં ડીટેક્ટીવ ધીરજલાલ પોતાના કાર્યની ફતેહ દેખતો હતો, તેજ વખતે વ્હાલા વાંચક ! કાન્તાનો મોટોભાઇ ધીરજલાલ વાસદ કાગળ લખતો હતો. કાગળ લખવા બાબત તો આપણે સર્વ બીના ગત પ્રકરણમાં જાણી ગયા છીયે ત્યારબાદ શું બીના બની તે પણ આપણે જાણીયે છીયે, હવે આપણે કાન્તા તરફ વળીયે. અત્રે વાંચકને જણાવવું ઉચિત છે કે જે ભોમીયાની ખબર હતી તે સર્વ ખરેખરી બીના હતી. અને તેજ મકાનમાં કાન્તાને નવનીતલાલે પોતાની ધારણા સફળ કરવા આણી હતી.

કોઈ રસ્તે જતા મનુષ્યે કાન્તાને તેની સામે ઉભેલ પુરૂષને હાથ જોડી વીનવતી દીઠેલ એ બધી બીના તો વગર પાયે વાતોને ઉપસ્થીત કરેલી છતાં તેણે કાન્તાને તે મકાનની બારીએથી જોયેલ તે તો વ્યાજબીજ વાત હતી.

કાન્તા પોતાના મનમાં તર્કો કરતી હતી; તેટલામાંજ પુર આનંદ સહ ડોલતો ડોલતો નવનીતલાલ ત્યાં આવી પહોંચ્યો.

" કેમ કાન્તા ભાભી તબીયત હવે કેમ છે ! " પાપીએ હવે વધુ વિલંબ કરવો ઉચીત નહિ ધાર્યાથી આજે આ પાર કે પેલીપાર એ વિચારે કાન્તાને ભાભી કહી ઉદ્દેસી.

" કોણ ! નવનીતલાલભાઇ ! આજે શું તમો ભાન વગરના છો ! કોઇની સોબત થઈ કે શું ? મ્હને કોઈ દીન નહી ને આજે ભાભી કહી–

" હા પ્રિયા કાન્તા આજે જાણી જોઇનેજ હું તને એમ કહી બોલાવું છું. તારા દીલની વાતતો હું કયારનોયપહેલા મેળાપેજ સમજી ગયો છું, અને તે માટેજ આટલાં બધાં સાહસ મ્હેં કર્યાં છે. માટે હવે તો વાસદ વીસરી જા. રમાનાથને તાર કર્યો તથા બે તાર પછીથી કર્યા છતાં જો હવે તો તારીપર શંકા લાવી અહિં આવતો નથી. તો પછી તારૂં સુખ જોવા માટે હું તૈયારજ છું."

આ સર્વ વચનો સાંભળતાંજ કાન્તાએ પોતાના હાથ કાન પર ધરી દીધા. તેના દીલમાં ભાવિ ભય જણાવા લાગ્યો.

" ભાઈ મ્હને તો લાગે છે કે આજે તમે નિશો કરી અહિં આવ્યા છો હું તો આપની ધર્મની બ્હેન. "

"કાન્તા ! મ્હેં નીશો નથી કર્યો, પણ ખરેખર ત્હેં મને પ્રેમ નીશો કરાવ્યો છે. બાકી તો હું સર્વ ભાનમાં છું."

"અને ભાઇ ? જો ખરેખર એમજ હોય તો પછી તમે મારામાં શું એટલું અજબ નુર દીઠું છે કે જેથી આમ ઉપકાર વશ બનેલ અબળાને આવાં અણછાજતાં વચન બાણ મારો છો ! તમને મોહ શાનાપર થયો !"

"કાન્તા ઉપકારનો બદલો આવી રીતે વાળે છે !"

"હજી કહું છું કે ભાઇ ! નવનીતલાલ ! અને એ ઉપકારને લીધેજ હું આ સર્વ બોલ ગળી જાઉં છું." કાન્તાએ પોતાનો સ્વર બદલ્યો,

"તો જ્યારે એ બોલ ગળી જવા તૈયાર થાય છે. તો જરા વધારે બે ડગલાં આગળ ભર."

"શા માટે ! નવનીતલાલ ! મ્હને સમજાવશો ?"

"હા ત્હારા પર હું દિવાનો બન્યો છું તેટલા માટેજ બદમાસો પાસેથી મ્હેં તને છોડાવી એટલે શું મારો હક્ક તારીપર સહેજે પણ નહિ !"

"આ શરીરમાં આપે શું જોયું ! આ ચોટલો ધુળ થશે, આ હાથ ધુળ થશે આખરે આ દેહપણ ધુળ થશે; તેનો ખ્યાલ કરો તો તમો કદી આવા વિચારો કરોજ નહિ."

"એ સૌ થતાં થશે; પરંતુ અત્યારે તો તેમાં જાદુ વસે છે તેનું શું !"

"આ નર્ક તથા મળ મુત્રથી ભરેલ દેહ તો ચામડીને લીધે

સૌન્દર્યવાન લાગે છે. છતાં તમો કહો તે ભાગ આપના ઉપકારના બદલામાં હું તમોને આપવા તૈયાર છું. ”

“ બસ તો મારી ઇચ્છાને આધીન થઇ હવે રમાનાથને ભુલીજા. એજ મારી ઉપકારની બદલા માટેની માગણી. ”

“ નવનીતલાલ આ સૌ હવે જવાદો. આપને હું કરગરી કહું છું છતાં તમો સમજતા નથી તો પછી મારે તમોને કંઇ કહેવું પડશે. ”

“ બોલ તું શું કહીશ ! તું મારા હાથમાં અત્યારે કેદી છે. ત્હારો રમાનાથ અત્યારે તો મહી નદીનાં કોતરોમાં મરણવશ થઇ સડતો હશે. ત્હારો બાળક અત્યારે વાઘ વરુના ભક્ષ થઇ પડયો હશે. તેવા વખતે પણ તું સમજતી નથી તો કાન્તા ! હવે હું તને સ્પષ્ટ શબ્દોમાં કહું છું કે તને અહિં લાવનાર હું પોતેજ છું. ચાલ મારી ઇચ્છાને તાબેદાર બન ” ડરાવતા અવાજે નવનીતલાલે પોત પ્રકાશ્યું.

હવે કાન્તા સમજી ગઇ કે પોતે ફસાઇ છે. ઘેલાભાઇને વિશ્વાસ કરી જે મનુષ્ય મારફતે તેને મોકલી હતી, તેજ મનુષ્યે વિશ્વાસઘાત કર્યો છે તે સમજતાં તેને વાર લાગી નહિ, જેથી તેણીના ગુસ્સાનો પાર રહ્યો નહિ; છતાં એક વખત તેનો છુટકારો કરવા તેણીએ આજીજી ભર્યા શબ્દોએ નવનીતલાલને કાલાવાલા કરવા માંડયા.

“ ભાઇ દયા લાવી મને અહિંથી જવા દો હું તમારૂં શું ભલુ કરૂં ! ”

“ કાન્તા ! સૌ ટાયલાં જવાદે ચાલ વ્હાલી ! આજે

મ્હને ભેટી મુંઝાયમાં તને જોતાં મારા દેહમાં સળગેલી આગને બુજાવ. નહિ માને તો મારે ચમત્કાર બતાવી બળાત્કાર કરવો પડશે આ મકાન ચોફેર મારા માણુસો ચોકી કરતા હોવાથી; તથા મકાન દૂર ઝાડીમાં હોવાથી તારી મદદે કોઇ આવનાર નથી માટે અનિચ્છાએ સ્વાધીન થઇ દુઃખ સહન કરવું તેના કરતાં ઇચ્છાથી સ્વાધિન બનીજા."

"કુતરા ! શયતાન ! શરમા ! પ્રભુ સૌ જગાએ વાસ કરી રહેલ છે; તે ભુલી ગયો ! અત્યાર સુધી મ્હેં તને 'ભાઇ ! ભાઈ' કહી કાલાવાલા કર્યા તેનુ આ પરિણામ !."

"હવે હું જોઉં છું કે કુતરો હું કે તું કુતરી ! યાદ રાખ તારા આવા બોલ પર તને કલકત્તામાં વેશ્યા બનાવી કુતરીનું ઉપનામ શોભાવું ત્યારેજ આ બંદા નવનીતલાલ નહિ પણ સુ-

આગળ એકપણ અક્ષર બોલાય તેટલામાંજ એક માણસ ઓચીંતો ત્યાં આવી સમાચાર આપવા લાગ્યો.

"સેઠજી ! શશી તથા રમાનાથ બંન્નેને કાપી તેમના ટુકડા તાપીમાં નાખી દીધા છે." આમ કહેતાં તેણે કંઇક ઇશારો નવનીતલાલને કર્યો. નવનીતલાલે પણ હસતા વદને ઇશારાનો જવાબ ઇસારાથી આપ્યો. આવનાર મનુષ્ય વગર દયાએ ચાલ્યો ગયો. રમાનાથ તથા શશીના કમોતે થયેલ હાલથી કાન્તાને આખું ઘર ફરતું જણાયું તેની આંખમાંથી અશ્રુઓ સરી પડવા લાગ્યાં.

દેખ જો કુતરી ત્હારા બાળક તથા પતિની દશા હવે તો સમજ."

"બસ કર હેવાન. તારી જીભ અટકાવ. મને દુઃખોને વધુ

ન સતાવ. તારૂં આવું નિર્દય કર્મ પ્રભુને પણ ખુંચ્યું હશે તે યાદ રાખજે. મને અહિં સંતાપતાં યાદ રાખજે કે રાવણની શું દશા થઇ ! કળી કાળની દશા પણ જોજે. સ્ત્રીને તું અબળા નામ પ્રમાણે માનતો હોય તો તેમાં તારી ભુલ છે. જીવપર આવતાં સ્ત્રી તારા જેવા હજારોને મારે તે પણ યાદ રાખજે. ”

“ તો ચાલ થા તૈયાર ” કહેતો ક્રોધીત નવનીતલાલ તેના તરફ ધસી ગયો.

કાન્તાએ પહેલાં તો દોડી આવતા નવનીતલાલની છાતીમાં ઉગ્ર સ્વરૂપે લાત માર્યાથી તે પાછો હઠયો. પરંતુ બીજી વખત તેણે પાછળથી કાન્તાની પુંઠ પકડી લીધાથી અબળા પોતાની મુક્તિ માં ન ફાવી. બદમાશના હાથપર પોતાના મુખવડે દાંત બેસાડી તેણી છુટી થઇ બારણા તરફ નાસવા ગઇ, તો જણાયું કે બારણું બહારથી બંધ હતું વિચાર કરવાનો સમય હતો નહિ સહેજવાર થાય તો તેનો દેહ અપવિત્ર બને તેના કરતાં મરણ ઉત્તમ છે એમ ધારી સામે દોડી આવતા નવનીતલાલની નજર ચુકાવી આ બહાદુર અબળા સતી બારીયેથી તાપીના અગાધ ઉછળતા જળમાં કુદી પડી ધન્ય છે તારા પવિત્રપણાને ઓ કાન્તા ગૃહ દેવી ! પડતાં પડતાં પ્રભુ તથા શશી હું આવું છું ” એવા શબ્દો તેના મુખમાંથી સરતા બદમાસે સાંભળ્યા.

અચાનક બહારથી બંધ કરેલ દ્વાર ખુલ્લું થયું; ઓચીંતો ધીરજલાલ કાન્તાનો ભાઈ ત્યાં દોડી આવ્યો.

“ બતાવ મારી બ્હેન શયતાન ! તું કોણ—સુ—

“ હા ધીરજલાલ હું પોતેજ ચાલ તારી બ્હેન પાછળ તૈયાર થા ” કહેતાંજ બદમાસે પીસ્તોલ ફોડી ધીરજલાલની છાતી વીંધી.

# પ્રકરણ ૧૩ મું.

## મધુર મીલન.

—(૦)—

સુખદુઃખ તડકો છાંયડો કુદરતના સૌ ખેલ.
સસારીઓ જીવડા, હુંપદ છોડી મેલ.

પેલા અજાણ્યા સાધુએ ઘીચ જંગલ વટાવી આખરે ડીટેકટીવ ધીરજલાલને એક મકાન નજીક આણ્યો. તેના બંન્ને સાથીદારોને બહાર થોભવા માટે સુચન કરી સાધુ તેને વિના સંકોચે મકાનમાં લઇ ગયો. આવા અજાણ્યા રસ્તામાં તથા જંગલમાં આમ મકાન બાંધવાનો શુ હેતું હશે; તથા અહિં રહેવાનો હેતુ પણ શો હશે, તે ધીરજલાલ સહેજ પણ કળી શકયો નહિ. ચાર મજલાનું ઉંચું મકાન સાગના ઝાડની ઉપર પોતાની સત્તા ભોગવતું અહિં નિર્જન પ્રદેશમાં ભવ્ય દીસતું હતું. પહેલાં તો તેઓ બારોબાર ત્રિજે મજલે ગયા. ત્યાંની બારીઓમાં નજર નાખતાં ધીરજલાલને દૂર દૂર સુધી લાંબુ વન તથા એક બાજુ એક ગામ સરખું જણાયું. પછી તેઓ ચોથે માળે અગાસીમાં ગયા.

મકાનમાં ચારે દિશાયે બારીક તપાસ કરતો કરતો ધીરજલાલ સાથે જતો હતો; પરંતુ અહિં તેને ભગવાં વસ્ત્ર સિવાય કંઇ

માલુમ પડયું નહિ. જો કે કોઇ આબરૂદારને શોભે તેવું મકાન હતું, છતાં તેમાં માળા અગર તુંબી પાત્ર સિવાય અન્ય સામાન્ય જણાતો નહિ. આવા મકાનમાં ફકીરી ધારેલ સાધુ રહે તેનો ઉદ્દેશ પણ ધીરજલાલ સમજી ન શકયો. તેણે તો વિના ભયે સાધુ પાછળ ચાલ્યાજ કર્યું. જરૂર પડતા ચેતાવેલા સોબતીઓ નીચે હતા, તેથી તેના મનમાં સહેજ પણ ભયનો ઉદ્દભવ થયો નહિ.

ચોથા માળની અગાસીમાં જતાંજ આજુબાજુના ભવ્ય દેખાવો, તથા ધીચ ઝાડીમાં થઇને પસાર થતી તાપી સરીતાનો પંથ, એ સર્વ જોઇ ધીરજલાલનો અનહદ આનંદ પ્રાપ્ત થયો. ત્રિજે મજલેથી જે ગામનો આભાસ થતો હતો; તે સર્વ ગામ અહિંથી જોઇ શકાતું હતું. સાગનાં વૃક્ષો પોતાનાં ઉંચાં છત્રી જેવાં ઝુંડને ધરી પૃથ્વીને જાણે ખમ્મા અર્પતાં હોય તેમ તેનો દેખાવ પણ રમ્ય લાગતો તાપી નદીનો રમ્ય દેખાવ પણ આંખને આકર્ષી આનંદમાં વૃદ્ધિ કરતો, એક બાજુ આ આખું વન સાગનાં પ્રતિહારી સહિત રાજદંડ ધારણ કરી રાજા પ્રજાનો મર્મ આખા જગતને સમજાવતું; જ્યારે બીજી બાજુ એક ખુણા તરફ બે માઇલ દૂર સુધીમાં જણાતું ગામ તે આ ઝાડીમાં લશ્કર નાખી પડેલ સેનાપતિનો આભાસ કરતું. અને નજીકમાંજ સર્પાકારે વહેતી, બાળપણાથી તે છેક વૃદ્ધાવસ્થા સુધીના અવનવા પાઠોનું શિક્ષણ આપતી શિક્ષિકા સમાન સરિતા તાપી, એ સહુ નજર ખેંચનાર દેખાવ ધીરજલાલ પહેલાં તો નિહાળીજ રહ્યા. પરંતુ પોતે શા ઉદ્દેશથી અહિં આવ્યો છે, તે ભાન થતાં તેને સાફ જણાયું કે કેશવને મેળવવામાં અહિં અગાસી પર તેને લાવવામાં કંઈ મર્મ સમાયેલો હશે જેથી તેણે આતુર ચહેરે સાધુને પ્રશ્ન કર્યો ?

"અહિં અગાસીમાં કેશવ ક્યાં છે ? મારે તેની ખાસ જરૂર છે.

"ધીરજલાલ ! હવે જ્યારે સાહસ કરી અહિં સુધી વિશ્વાસે આવ્યા છો, સહેજ વિલંબ સહન કરશો તો સૌ બીના તમારી રૂબરૂજ બનશે." સાધુએ પરવા સિવાય જવાબ આપ્યો

"હા, બેશક નિઃસંદેહ ! પરંતુ અહિં બરાબર અગાસીમાં આવવાથી શું કેશવ એરોપ્લેન રસ્તે ઉતરવાનો હતો ? મહેરબાની કરી જલદીથી મારૂં કાર્ય પતાવો" શંકિત ચહેરે ધીરજલાલે સહેજ માર્મિક ભાષાનો ઉપયોગ કર્યો.

"મહેરબાન સાહેબ ! જુવો આ ગામ અને પેલી તરફ અન્ય આવુજ વન ! તાપીનદીના તટેજ આવેલું પેલું દૂર જણાતું મકાન તેજ કાન્તાનો વાસ છે; માટે જઈ કાન્તાને બચાવો ! એટલે અમો રાજી ખુશીથી કેશવ તમને સોંપીશું. તમો વિશ્વાસપાત્ર માણસ છો કે નહિ; તથા તમારી કાર્ય દક્ષતા એ સૌ આ બાબતપર અવલંબે છે, તેનો ખ્યાલ કરી જે કાર્ય કરો તે બુદ્ધિનો ખૂબ ઉપયોગ કરી કરશો, તો જરૂર તમો ફતેહમંદ થશો એમાં જરાપણ સંદેહ નથીજ યાદ રાખજો કે જો કાન્તા તમારાથી નહિ બચે તો તમો કેશવ પણ મેળવી શકશો નહિ."

"હા ! પરંતુ કેશવને તથા કાન્તાને આ બાબતમાં શું સબંધ છે ? ચાલો મને તો કેશવનુંજ કામ છે માટે તેને જલદી હાજર કરો; નહિ તો મારે મારી સત્તાનો ઉપયોગ કરવો પડશે સમજ્યા ? કડક અવાજે ડીટેક્ટીવે ચાનક બતાવવી.

સાધુના મનપર આ કચવાશની સહેજ પણ અસર થઇ નહિ તેથી ધીરજલાલને પણ મનમાં સંદેહ થયો કે કદાચ અત્રે કાંઇ

પ્રપંચ પણ હોય. કેશવ તથા કાન્તા બાબત આ સાધુ જાણે છે તે વાતતો નિસંદેહ છે; પરંતુ આ સાધુ સારા રસ્તે જનાર હતો કે બદમાસોનો સોબતી છે, એ સૌ બાબતો તેને ઝાઝો વિચાર કરતાં ગોટાળા ભરેલી જણાઇ. તેથી અગાસીમાં ઉભા ઉભા નીચે પોતાના મનુષ્યો હતાં ત્યાં ચુપકીથી નજર કરી ત્યાં જોતાંજ તેની આંખ ઝાંખી બની ગઇ. તેના સોબતીઓ ત્યાં હતા નહિ. ત્યારે હવે તેઓ આમ સહેજમાં કયાં ગયા તે તે પોતે સહેજ પણ સમજી શકયો નહિ. તેને હવે ખુલ્લે ખુલ્લું તર્કટ સમજાયું. પરંતુ સહેજ પણ આગળ વાત ઉપાડે તે પહેલાંજ સાધુએ ( ધીરજલાલ જાણતો હતો કે પોતે ખાનગી રીતે આમ તપાસ કરી છે, છતાં ) તેના તરફ હસતાં હસતાં કહ્યું !

"ધીરજલાલ ! ગભરાશો નહિ. તમારા માણસોની સેવા ચાકરી ઠીક થાય છે તમો અમારા મહેમાન છો."

"શી સેવા ચાકરી સાધુ મહારાજ ! મને તો લાગે છે કે તમો ભરમાઇ જાવ છો મારા માણસોની સેવા શી ?"

"વગર ભાડા કે પઇસા સિવાય અહિં ખાવાપીવાનું તથા અમારી દેખરેખ નીચે રહી સુખી જીવન ગાળવાનું તેમના ભાગ્યમાં કયારનુંયે નિર્માણ થઇ ગયું છે; તેથી મારા અન્ય સાધુ મિત્રોએ તેમને માટે તમો છુટા પડતાંજ સર્વ બંદોબસ્ત યથા ગોઠવણ પ્રમાણે કરી દીધો હશે, તેમાં તમો સહેજેય ગભરાશો નહિ. જુવો ધીરજલાલ નદીની પાર પેલો કોઇ મનુષ્ય બગર ભાનેજ દોડતો કાન્તાના રહેઠાણ તરફ જાય છે; તે મ્હોંતના જડબામાં સપડાવા માટેજ જાય

છે, માટે જલદી કરો અને તમારૂં સી. આ.ઇ.ડી ખાતાનું કાર્ય યશસ્વિ બનાવો."

"હા, કોઇ જાય છે તે વાત ચોક્કસ છે. પરંતુ તેમ કોઇ તમારા જેવોજ સાધુ કંઇ આપી ગયો તે શું ?"

"મ્હોતમાંથી ઉગરવાની દવા તેણે આપી. હવે તે દવા વાપરતાં આવડશે તો તે બચશે, નહિ તો રામશરણે તો ખરેજ." કહી સાધુ નીચે ઉતરવા લાગ્યો.

તેની પાછળ પાછળ ધીરજલાલ પણ ઉતરી પડયા બીજા માર્ગે જઈ સાધુ ધીરજલાલ સામે જોઇ ચાર વખત તાળી પાડી કે તુરતજ ધીરજલાલ ઉતરતો હતો તે આખો દાદર તેની સાથે નીચે જમીનમાં ઉતરી પડયો.

ધીરજલાલ જેવો મુંબાઈમાં પ્રખ્યાત થયેલ ડીટેકટીવ આજે સાધુના ભરમાવવાથી આમ ભોંયરામાં સપડાઈ ગયો. સાધુ ઘડી પહેલાં જે માર્મિક ભાષા બોલતો હતો તે બધાનો ભાવાર્થ હવે તે બરાબર સમજી ગયો. જો કે તે ભોંયરામાં સપડાયો હતો છતાં તેમાં હવા તથા અજવાળું બહારના જેવુંજ હતું. એ અજવાળું કયાંથી આવતું હતું તે સમજવું ઘણું મુશ્કેલ હતું. આવા જંગલમાં આ ભવ્ય મકાન તે અજાણ્યા ભૂલા પડેલા લોકોને ભરમાવી સપડાવવાનું સ્થળ છે તેમ હવે તે બરાબર ધારવા લાગ્યો. ચારે દિશાએ ભોંયરામાં ચાર બાંધ કરેલાં દ્વાર હતાં તે ખોલવા તેણે પ્રયત્ન કર્યો, પણ સૌ પ્રયત્ન વ્યર્થ ગયો. પૂર્વ દિશાના દ્વાર તરફથી કંઇક અવાજ આવતો હતો તે સ્પષ્ટ સંભળાતો હતો. આથી તે દ્વાર ખોલવા પ્રયત્ન નહિ કરતાં તે અવાજ તેણે સાંભળવા માંડયો.

"વાસન્તી ! ધીરજલાલ ડીટેકટીવને આબાદ રીતે [illegible] પૂર્યો છે: હવે આપણે આગળ શું કરીશું ? આ બાળકને કેમ છે ? કેશવ પણ હવે ઘર ભૂલી ગયો છે તેમાં શંકા નથી. આ ધીરજલાલ લુચ્ચાનો સરદારજ લાગે છે. માટે કેશવને સમજાવતાં પહેલાં તેજ સપડાયો તે વાત ઘણી સારી છે કેમ નહિ ? "

' હા પરંતુ અત્યારેજ નરેન્દ્રને મારી પાછળ ચાલી આવતો મેં જોયો છે. તેને વહેમ બહુ પડયો છે. તે લોકોની વાત ઉપરથી મને જણાય છે કે નરેન્દ્ર તથા અન્ય ધીરજલાલ તે બંન્ને ખરેખર કાન્તાને શોધવાજ [illegible] છે. ધીરજલાલને એકલો તે ભૂલીયા મકાને નહિ જવા માટે [illegible] લખી મોકલ્યો હતો. પણ તેનો કાળ ખુટવાથી ચાલ્યો ગયો છે. માટે આપણે જલદી ત્યાં જઇ તેને પ્રભુ ઇચ્છા હોય તો બચાવીએ તો ઘણું સારૂં. ત્યાર પછી આપણે પૂર્ણ ખાત્રી કરી આ બાળક પણ જો તમારી સંમતિ હશે તો તેમને સોંપીશું. કેમ ગુરૂજી તમારો શો અભિપ્રાય છે ? વળી તાપીમાં દૂરથી એક હોડી આ તરફ આવતી પણ મેં જોઇ છે. "

" ઠીક હવે પછી આપણે સૌ વિચાર કરીશું. હાલ તો ભૂતિયા મકાને જઇ નિરાધાર અબળાને બચાવીયે. જય શ્રી કૃષ્ણ પ્રભુ સ્હાય કરજે. "

જરા ખડખડ અવાજ થયો અને ચોતરફ શાંતિ ફેલાઇ ગઇ. ધીરજલાલ સમજ્યો કે જે સાધુ તેને સપડાવી ગયો છે તેની કોઇ શિષ્ય પણ આ કાર્યમાં બહુ ઇંતેજારી ભરેલો પાઠ ભજવે છે. છતાં એટલી વાત ચોક્કસ છે કે તેઓ શયતાન નથી. હિન્દુ ધાર્મિક લાગણી વાળા છે, પરંતુ આ જગ્યાએથી તેને છુટવું મુશ્કેલ

હતું; કારણ હજારો વાતો કરતાં તેની પર તેમને વિશ્વાસ આવવો કઠિન હતો. તેવો સાર ત્હેમની સૌ વાતોમાંથી તેણે ખેંચ્યો.

આ પ્રમાણે આશરે ૧૫ મિનિટ થોભી, આમથી તેમ ભોંયરામાં આંટા મારી તેણે દ્વાર ખોલવાનો પ્રયત્ન કર્યો છતાં પુનઃ કોઈ દ્વાર ખુલ્લું થયું નહિ. પૂર્વ દિશાના દ્વાર તરફ ઉંચે નજર કરતાં તેને કંઇ બટન જેવું જણાયાથી તેનો ઉપયોગ કરી જોવાનો ઈરાદો થયો. તેમ કરતાંજ ભારે અજાયબી વચ્ચે અચાનક ચારે દિશાનાં દ્વાર ખુલ્લાં થઇ ગયાં

વિના સંકોચે કે ભય સિવાય ધીરજલાલ પોતાની પીસ્તોલ બરાબર સંભાળી પૂર્વ તરફ ચાલ્યો. અહિંયાંથી જવાને હવે માર્ગ નહિ હોવાથી તેણે નજીકનો એક ઓરડો સાંકળ ખોલી ચુપકીથી ખુલ્લો કર્યો, તેમ જતાં તેની અજાયબીનો પાર રહ્યો નહિ.

કારણ કે તેણે ત્યાં મોજવિલાસનાં સર્વ સાધનો જોયાં. આટલાં સાધનોતો તેને પોતાને ત્યં મુંબાઇમાં પણ નહિ હોય. જુદી જુદી તરેહની છબીઓ; ચાર બાજુ ચાર પલંગ રાજકુટુંબને શોભે તેવા, તથા ટેબલ, ખુરશી, કબાટ વિગેરેનો દમામ જોઇ ધીરજલાલ તો દીંગમૂઢ થઇ ગયો. ઓરડાની વચ્ચે એક પારણું હતું; તેમાં જોતાં તેણે એક સુકુમાર ખુબસુરત નિર્દોષ ભાવનાવાળુ બાળક દીઠું. કુદરતે સહેજ થોભી ઘણા વિચારોને અંતે આ બાળકને ઘડયું હશે તેવો તેનો રમણિય ચહેરો હતો.

અચાનક ધીરજલાલે પોતાના ખીસ્સામાંથી એક ફોટો કહાડયો ફોટો તથા આ બાળક બંન્ને સરખાં જણાવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. એકદમ હસતાં બાળકને તેણે ઉપાડી લઇ ત્યાંથી નાશી

છુટવા માટે રસ્તો તપાસ્યો; ત્યાં દાદર હતો, કિન્તુ દાદરનું દ્વાર વાસેલું હતુ જેથી તે ખોલવું મુશ્કેલ હતું. છતાં તેણે આ ભવ્ય ઓરડાને છેલ્લી સલામ કરી દરેક સ્થળે પડેલાં વ્યાઘ્ર ચર્મ નિહાળી દાદરો ચઢવો શરૂ કર્યો. પોતાનાથી કેમે કરી દાદરનું ઢાંકણ ખુલ્લું નહિ થવાથી તેના મનને પરિતાપ થયો. નીચે ઉતરી કંઇ કળ હોય તો તપાસું એ ઇરાદે તે નીચે ઉતરવા લાગ્યો. લગભગ ત્રણ પગથીયાં નીચે ઉતર્યો કે તુરતજ દાદરનું ઢાંકણ ખુલ્લું થયું. પોતે સહર્ષ બાળક સાથે ચારે ગમ નિહાળતો બ્હાર નીકળી આવ્યો. મકાનની બ્હાર કેટલાક સાધુઓ વાતો કરતા ઉભેલા હોવાથી શું કરવું તે સમજી નહિ શકાવાથી તેણે ત્યાંજ ઉભા રહી આખરે બીજે માળે જઈ પાકળના દ્વારેથી નજીકના ઝાડની ડાળી પકડી નીચે જવાનું ઉચિત ધાર્યું.

બીજે માળે જઈ પછીતની બારીએ ઉભા રહી તેણે મકાનના પાછળના ભાગને અડી ઉગેલા પીપળાના ઝાડની ડાળી પણ પકડી પરંતુ તે ભાગી જવાના ભયે તેણે આ સાહસ કરવું ઠીક ધાર્યું નહિ. કારણ કે તેની સાથે બાળકનું પણ રક્ષણ કરવાનું હતું તેથી પોતે ત્રિજે માળે ચાલ્યો ગયો. અહિંની બારીમાંથી નજીકના એક બાગના ઝાડ સુધી એક બાંધેલું દોરડું તેણે દીઠાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. બાળકને પોતાની પીઠે બરાબર બાંધી, દોરડું બે ચાર વખત ખેંચી વિશ્વાસ લાવી તેણે તે પકડી ઝાડ સુધી સરી જવાનો પ્રયત્ન કર્યો પરંતુ તે અર્ધો માર્ગ ચાલ્યો ગયો હશે, તેટલામાંજ અચાનક દોરડું સરી જવાથી બાળક સાથે તે નીચે લથડી પડ્યો પડતાં પડતાં પણ તેણે પીપળાની એક ડાળી પકડી

લાગી. હવે તેને આ બધું કાર્ય ખુલ્લે ખુલ્લું સી. આઇ. ડી. નું અગ્રુ સી. આઇ. ડી. ખાતું કરતું હોય તેમ જણાયું.

પીઠે બાંધેલા બાળકને સંભાળવાનું કામ અને તેની સાથે આમ જવાનું કામ બંન્ને એકી સાથે કરવા મુશ્કેલ તો જણાયાં, પરંતુ તેમ કર્યા સિવાય એકે ઉપાય નહિ હોવાથી તેણે ધીરેધીરે ડાળ પકડીને આગળ જવા માંડયું કર્મવશાત [illegible] બાળક પણ આ બધા કુતુહલથી રડવા લાગ્યું જેથી પોતે પાછો પકડાશે તે ભય તેને લાગ્યો પરંતુ તે વખતે જોઇ લેવાશે એવા ઇરાદે તેણે તે તરફ લક્ષ આપ્યું નહિ.

રડતું બાળક અણધાર્યું પીઠપરનો બંધ શિથીલ થવાથી છુટું થઈ જમીન પર પડયું, પરંતુ પ્રભુએ તેને માટે બેદી મદદગાર હાજરજ રાખ્યો હતો. એક મનુષ્ય નીચે ઉભેલો હતો તેણે બાળકને પડતાંજ પોતાના હાથમાં યુક્તિસર અદ્ધર ઝીલી લીધું. ઘડીપણ વિચાર સિવાય ત્યાંથી તે પલાયન થઇ ગયો ધીરજલાલે બાળકને લઇ જતા મનુષ્યને જંગલ તરફ જતાં જોયો, જેથી તેણે ત્વરીત ગતિથી નીચે ઉતરવા માંડયું.

બાળકના રૂદનનો સ્વર શ્રવણ કરી બે સાધુઓ લાંબી ડાંગ નહિ કિન્તુ મોટા ચીપીયા લઇ ત્યાં ધસી આવ્યા. ડીટેકટીવ નાસવાની તૈયારીમાં હતો તેટલામાંજ બંન્ને સાધુએ તેને ઘેરી લીધો. એક જણે પોતાનો સાંકેતિક સૂર કર્યાથી આખા જંગલમાંથી જાણે એવા પડઘા થતા હોય તેમ સર્વત્ર દિશામાંથી સૂર સંભળાવા લાગ્યા. મકાનની બહારની બાજુના સાધુઓ પણ દોડી આવ્યા. ધીરજલાલે હવે પોતાની યુક્તિ અજમાવવા માંડી

'તેઓ સહુ આમ કરી ક્યા મનુષ્યના કાર્યમાં વિક્ષેપ નાખો છો તે જાણો છો ? ”

"હા ! હા ! અમે સૌ મુંબાઇના બાહોશ ડીટેકટીવને વધારે યુક્તિઓ શખવી તેને હોશિયાર બનાવી ભવિષ્ય માટે આબાદ પાઠ પઢાવીએ છીએ ” આગળ પડી એક સાધુએ જવાબ આપ્યો.

ધીરજલાલ સમજ્યો કે પોતાને ઓળખવા છતાં આ સર્વ સાધુના મનમાં તેના માટે વિપરીત શંકા રહે છે, તેથી તેણે વધુ વિલંબ નહિ કરતાં પોતા ખીસ્સામાંથી એક ગોળો એકદમ બહાર કહાડી જમીનપર પછાડયો. મોટા અવાજ સાથે ચારે દિશામાં ધુમાડાના ગોટેગોટ ઉભરાઈ ગયા. સાધુઓ પણ સ્તબ્ધ બની પોતાની આંખો તપાસવા લાગ્યા. ધીરજલાલ ત્યાંથી બારોબાર હવે છુટો થઈ બાળક લઈ જનાર વ્યક્તિના રથ પાસે દોડી ગયો. દોડનાર વ્યક્તિ જંગલમાં અદૃશ્ય થવાથી તે બહુ આગળ જતાં તેનો માર્ગ ભૂલી જવાથી નદી નજીક આવી પહોંચ્યો.

નદિને કિનારે કિનારે જતાં તેણે દૂરથી એક હોડી પોતાના તરફ આવતી જોઇ. તેના તરફ મીટ માંડી તપાસ કરતાં તેને તેમાં ત્રણ માણસો જણાયાં, પોતાના દુરબીનની મદદથી બારિક નીરીક્ષણ કરતાં અંદરનાં ત્રણમાંથી તેણે એક મનુષ્યને ઓળખ્યો. હર્ષસહ તે તેજ જગાએ ચારે દિશાથી કદાચ સાધુઓ આવે તે તપાસતો ઉભો રહ્યો. હોડી નદીના વચલા પટમાં તેની સ્હામે આવી પહોંચી. આજ વખતે તેણે પોતાના સામે કિનારે તેને પકડી જનાર સાધુ તથા તેની સાથે એક યુવાન યોગિની બંન્ને હોડી તરફ તાકી રહેતા જોયાં

હોડીની અંદર બેઠેલ એક યુવકે અચાનક હોડી ફેરવવા

ખલાસીઓને સુચના કરી. એજ પળમાં તેણે ઉભા થઈ પાણીમાં તણાઇ આવતી કોઇ વ્યક્તિ જોયાથી આ પ્રમાણે સમયસુચકતા વાપરી હતી. પ્રભુ ઇચ્છાએ ત્રણે પક્ષોએ હવે તણાઇ આવતી વ્યક્તિ બરાબર જોઇ હતી. સામે કિનારે ઉભેલ સાધુ યોગિનીની સાથે એક પણ શબ્દ બોલ્યા વગર જળમાં કુદી પડયો. તેજ વખતે ધીરજલાલ પણ વગર બીકે જળમાં કુદી પડી હોડી તરફ તરવા લાગ્યો. આ સૌ બનાવ કીનારે ઉભેલી યોગિની જોતી હતી.

હોડીવાળા યુવકે ખલાસીની મદદથી તણાઇ આવતી કોઇ સ્ત્રીને હોડીમાં લઇ લીધી. સ્ત્રીને જોતાંજ તેના હર્ષનો પાર રહ્યો નહિ. હોડી એકદમ નદીના વહેણમાં પાછી વળી પાણીના જોરથી રેતાવળી પાછી ચાલી. ધીરજલાલે અંદરના યુવકને તરતાં તરતાં બૂમ મારી.

"જરા થોભો મી. કાન્તિલાલ મુંબઇવાળા ? આપણે અહિં ઘણાં કાર્ય કરવાનાં છે."

આ પહાડીસૂર સાંભળતાંજ સામે કિનારે ઉભેલ યોગિનીયે પોતાના કપાળપર હાથ મુકી આંખમાંથી બે અશ્રુઓ સારી પાડયા. સાધુ પણ સમજ્યો કે પોતે પકડેલ ધીરજલાલ છુટો થઈ ગયો છે. જેથી તેણે સાંકેતિક સૂર જળમાંજ કર્યો. તેની મદદે બીજા અનુયાયિઓ આવી પહોંચે તે પહેલાં તો ધીરજલાલ હોડીએ પહોંચી જઇ તેમાં ચઢી ગયો હોવાથી હવે કંઇ બને તેમ નહતું, જેથી સાધુ પોતે પાછો ફરી ગયો. વહાલા વાંચક ! હોડી સહેજ વખતમાં તો નદીના વાંક સાથે અદ્રશ્ય થઇ ગઈ. જે સ્ત્રીનું શબ હતું તે સમજતાં તને વખત નહિ લાગે. આપણી પૂર્વ પરિચીત જળ જંપાપાત કરનારી કાન્તાનો મૂર્છિત દેહ તેજ તે તણાઇ આવેલ

ચીજ હતી. સુરતના સ્ટેશને ઉતરી ઘણા પઇસા ખર્ચી કાન્તિલાલ પણ પ્રભુ ઇચ્છાએ આ તરફ નહિ માર્ગે આવી પહોંચ્યો હતો, અને પોતાના પ્રયત્નમાં સફળ પણ થયો તે સૌ હવે આપણે જાણ્યું. હોડીમાં કાન્તિલાલે ધીરજલાલને કાન્તા બાબતની સૌ ઓળખાણ આપી જેથી ડીટેક્ટીવ પણ રાજી થયો. આ અરસામાં નજીકનું બીજું ગામ આવવાથી પોતાનું બીજું કેશવ બાબતનું કામ સાધીનેજ પાછા જવાને ઇરાદે આવેલો ધીરજલાલ કાન્લિલાલને ટુંકમાં સહુ બીના જણાવી સાવચેત રહેવાનું સુચવી ત્યાં ઉતરી પડયો. તેને ખરેખર ખાત્રી થઇ હતી કે સાધુ તથા પેલી યોગિનીનો બરોબર પીછો લેવામાં જરૂર શશી તથા કેશવ પ્રાપ્ત થશે. પરંતુ શશી તો ગુમાવ્યો હતો. કારણ કે કોઇ વ્યક્તિ તેને ઉપાડી ચાલી ગઇ હતી.

નદીની ઠંડી લહરીઓથી તથા કાન્તિલાલના ઉપચારોથી કાન્તાને સહેજ ભાન આવતું. ખલાસીઓ પોતાના કામે ઇનામની લાલચે ખૂબ ધ્યાન આપી કાર્યમાં પરોવાયા હતા, જ્યારે કાન્તાના અચેતન દેહ પાસે બેસી કાન્તિલાલ હજારો તર્કમાળાઓ ગુંથતો હતો તથા તોડી નાખતો હતો. તેના મનમાં અત્યારે ભારે કુતુહલ જાગ્યું હતું

પોતે ધારતો હતો કે આ વખતે તો આભાર નીચે દબાયેલ કાન્તા પ્રણયની અંજલી અર્પવામાં નહિ ચૂકે, જેથી તે ધૂનમાંજ તેણે કાન્તાની સારવાર કરતાં કરતાં સ્વર્ગનાં સ્વપ્નાંમાં મીઠાશ

બોલતાં બોલતાં કંઇ કંઇ લવવા માંડયું. તેના મનનો ઉભરો બીજો નહિ પણ નીચે પ્રમાણે હતો.

" મહાત્મા શિશુપણમાં, હૃદયનો રસ અમી પીધો;
ગમી તુજ ગોઠવાડીલો, યુવાની લ્હાવ ના દીધો
નજરનું સ્નેહનુર ખેંચી, રીઝાવે છે દધ નીશો;
બિના કંઇ દોષ અમીલાળી, પૂછે કયાં શું હવે પીશો!

દિનો પર દીન વહી જાતાં, થતા જોનાર મદમાતા,
દરદ દીલનાં દુભીદુજે, કદર કયાંએ કરે કાન્તા "

આજે આભાર નીચે આવેલ કાન્તાને બારોબાર વાસદ લઇ જવી કે મુંબઇ, તેપણ એક પ્રશ્ન હતો મુંબઈ લઈ જવામાં પણ એક જાતનું સાહસ તો ખરૂંજ, પણ તેમ કરવામાં કાન્તા પાસે પોતે જે ચાહશે તે કરાવી શકશે એવી આશા હતી છતાં એક બાબત હતી કે જો ધીરજલાલે તેને જોયો નહત તો મુંબાઇ જવું ઉચિત હતું, જેથી વાસદ જઇ સૌ જોવાશે; એવો નિશ્ચય કરી તે કાન્તાની સારવાર કરતો હતો. ખલાસી લોકોએ છાતીએ ઘસવાની દવા આપ્યાથી તે દવા ઘસતાં ઘસતાં આ ભાન સિવાયના બાળસખી ઉપર ખરેખર કાન્તિલાલ બીભત્સ ચેષ્ટાઓ કરવામાં પણ ન ચૂકયો. એક પંથે દો કાજ સારતાં તેને ઠીક મઝા પડી. બીચારી બેભાન કાન્તાને કયાં ખબર હતી કે અજાણપણમાં તેણી કલંકિત બનતી હતી! ખરૂંજ કહ્યું છે કે સિંહ જેવા પ્રાણીના મુંછ, સ.પનો મણિ કૃપણનું ધન, સતિનારી, તથા શુરવીર ક્ષત્રિયની તરવાર આટલી વસ્તુઓ જીવજતાં બીજાને હસ્ત સ્વાધીન થાય પરંતુ આ વખતે

કાન્તા બેભાન હતી જેથી તેને આવી ચેષ્ટાનું ભાન ક્યાંથી હોય? અને તેમ છતાંયે આભારનો બદલો કેવી યુક્તિથી અગત્યનો. સ્વાધીન બની તેણી આપશે તેતો આપણી કલ્પનાજ ગણાય. હા! એ વાત ચોક્કસ હતી કે કાન્તિલાલ સ્વર્ગમાં મહાલતો હતો. આટલું બધું જોખમ ખેડી પોતે બાળસખીને બચાવી છે, તો જરૂર તેનો બદલો પ્રણય તે પણ ઓછોજ ગણાય, તેવી તેની ભાવનાઓ હતી.

વાસકમાં રમાનાથ પત્નિના ગૂમ થયાથી શોકાતુર બની અન્નપાણી ત્યજી ઉપવાસો કરતો હતો. ઘેલાભાઇ તથા સરસ્વતી તો બિચારા તો શરમીંદાં બની ગયાં હતાં. દયાળભાઇ તથા સરલા પણ આ દુઃખથી આંસુ પાડતાં. બે ત્રણ દિવસ સુધી ક્યાંકથીએ તેમની ખબર નહિ આવવાથી તેમના દુઃખનો પાર રહ્યો નહિ. તેટલામાં અણધાર્યો ડીટેક્ટીવ ધીરજલાલ તરફથી તાર આવ્યો કે ' કાન્તાને લઇ કાન્તિલાલ આવે છે, જ્યારે પોતે શશી તથા કેશવ ત્યાંજ હોવાથી તેમની તપાસ ચલાવે છે ! તાર વાંચી સૌને આનંદ થયો. હવે કાન્તાની વાત વિસરાવા જેવી થઇ અને શશીનાં રોદણાં ચાલુ થયાં. ' આવો સરસ બાળક હતો. ' ' તેનું હાસ્યથી ભરપૂર વદન હતું. ' એવી એવી ઉપમાઓ હવે બાળકને અપાવા લાગી.

ધીરજલાલ ડીટેક્ટીવનો તાર આવ્યા બાદ ચાર કલાક પછી કોઇ નરેન્દ્ર નામના મનુષ્યનો તાર મળ્યો તેમાંની વિગત એવી હતી કે ' શશી મળ્યો છે. કાન્તા નથી, અને ધીરજલાલનું ખુન થયું છે. ' આ સૌ એક બીજાથી વિરૂદ્ધ વિગતના તાર વાંચવાથી સૌનાં મન ઉંચાં થયાં. એક કહે છે કે કાન્તા છે અને શશી નથી; જ્યારે બીજો કહે છે કે શશી છે અને કાન્તા નથી. આમાં ખરૂં

શું ? વળી ધીરજલાલનું ખૂન ! તે કયા ધીરજલાલનું ? અને આ નરેન્દ્ર કોણ ? આવી ઘટનાથી સૌનાં મન વ્યાકુળ બન્યાં. પોલીસની મદદ લઇ સુરત તરફ જવાનો ઇરાદો પણ તેમણે કર્યો. બીજે દિવસે સવારમાં ઉપડવાની તૈયારીઓ પણ થઈ ગઇ અને પોલીસ અમલદારે પણ મદદ આપવા વચન આપ્યું.

વહાલા વાંચક ! આમ વાસદેનો દેખાવ આપણે જોયો; હવે ચાલ કાન્તાની તપાસ કરીએ. કાન્તિલાલના ખલાસીઓ હોડીને નદિના વહેણમાં પૂર વેગે હાંકતા હતા; અને કાન્તિલાલ કાન્તાના દેહને ખલાસીની પણ પરવા કર્યા સિવાય ચેષ્ટાથી કલંકિત બનાવતો હતો. આખરે કંઇક ભાન આવવાથી તેણે એક ખલાસીની પાસેથી તેનું વસ્ત્ર વધારાનું હતું તે લઇ કાન્તાને પહેરાવવાનો વિચાર કર્યો; કારણ કે તેનું ભીનું વસ્ત્ર ઠંડીમાં વધારો કરતું હતું.

પ્રિય વાંચક ! હવે ચાલ જરા આપણે સોનગઢ પાછા જઇએ. કાન્તિલાલ ભલે મનથી માનેલ પ્રણય સખીને વસ્ત્ર બદલાવે. અત્રે એ કહેવું ઉચિત જણાશે કે જે વ્યક્તિ ધીરજલાલ ડીટેકટીવના પાસેથી શશી બાળકને લઇ ગઈ તે અન્ય નહિ પણ નરેન્દ્ર પોતેજ હતો. કાન્તાના ભાઇ ધીરજલાલથી છુટા પડી તેણે યોગિની પાછળ જંગલમાં આવવા માંડયું. આ સૌ વાત યોગિની જાણી ગઇ હતી તે તો આપણે જોઈ ગયા છીયે. જ્યારે યોગિની તથા સાધુ બંન્ને ગામ તરફ ચાલ્યાં જતાં હતાં, ત્યારે તેણે મકાને જઇ તપાસ કરી તો તેને જણાયું કે આગળના ભાગ સાથે કામ લેવું મુશ્કેલ હતું; કારણ કે ત્યાં મનુષ્યો હતાં. જેથી નજીકના કુવા પર પડેલ દોરડું લઈ તે પાછળ ચાલ્યો ગયો. અને સાગના ઝાડ પર ચઢી પોતાના

ખીસ્સામાંથી ધો કહાડી તેણે મકાનની બારીમાં દોરડું બરાબર ભેરવ્યું. ને તે દોરડાનો ઉપયોગ કરી પોતે મકાનની અંદર જવા તૈયાર થયો તેટલામાં તો ડીટેકટીવ ધીરજલાલ તેનો ઉપયોગ કરી નાંસવા લાગ્યો. નરેન્દ્રને ખબર નહોતી કે આ ધીરજલાલ છે. કારણુ કે તે તેને ઓળખતોજ નહોતો. તેણે તો ધાર્યું કે "સાધુની ટોળીનો કોઇ મનુષ્ય આ નથી એતોં ચોક્કસ છે; કારણુ કે તે આમ જાય નહિ. જેથી આ કોઇ બદમાશ હશે." આમ વિચારી તેણે સાગના ઝાડે બાંધેલ ભાગ એકદમ છુટો કર્યો. ત્યારપછી પોતે હવે શું કર્યું તે આપણે તપાસી ગયા છીયે.

શશીને લઇ તે બહારો બહાર સોનગઢમાં ગયો, પણુ ત્યાં ધીરજલાલ ન હોવાથી તે ગભરાયો. જેથી ભોમિયાને ત્યાં તપાસ કરતાં માલુમ પડયું કે તેઓ નદિ પાર ગયા છે. તુરતજ શશીને ભોમિયાની સ્ત્રીને સોંપી પોતે નદી તરફ ચાલ્યો ગયો. આ વખતે બેભાન બનેલ ભોમિયો પણુ ભાનમાં આવવાથી નરેન્દ્રને સામે કીનારે લઈ ગયો ત્યાંથી મકાનમાં જતાં કાન્તા જણાઇ નહિ, પરંતુ ધીરજલાલનું શબ હાથ આવ્યું. નીચે જમીનપર એક પીસ્તોલ પડી હતી. તે ઉપાડી લેતાં તેના પર ડીટેકટીવ ધીરજલાલ એવું નામ જણાયું. શું ધીરજલાલ ડીટેકટીવે પોતાના સોબતીનું ખૂન કર્યું ? આનો બદલો તેને બરાબર આપવો. એવો દૃઢ નિશ્ચય કરી કાન્તાનાં ત્યાં પડેલ વસ્ત્રો સાથે તેણે ધીરજલાલના શબને યોગ્ય સંસ્કાર કર્યા. પછી ભોમિયાને ત્યાં જઇ વાસદ તાર કર્યો.

કાન્તિલાલની હોડીમાંથી ઉતરી ડીટેકટીવે પણુ નજીકના ગામથી તાર કર્યો તે આપણે જોઇ ગયા છીયે. ત્યારબાદ પોતે અન્ય વેશમાં

જ્યાંથી આવ્યો હતો તે તરફ એકલોજ ચાલ્યો ગયો. આટલા નજીવા વખતમાં મકાને જતાં તેને જણાયું કે મકાનમાં કોઇ મનુષ્ય અગર તો પહેલાંની કોઇ ચીજ ત્યાં હતીજ નહિ. હવે આ લોકો અહિંથી છટકી બીજે સ્થળે ચાલ્યા ગયા છે એમ ધારી પોતે નિરાશ બન્યો; છતાં કેટલાક દિવસ તપાસ કરવી ઉચિત જણાયાથી તેણે પાછા જવાનું માંડી વાળ્યું.

આજ વખતે તાપીના પુણ્યમય જલ ઉપર વહન કરતી હોડીમાં કાન્તિલાલ ધીરે ધીરે ભાનમાં આવતી કાન્તાના દેહને નવું સફેત વસ્ત્ર પહેરાવતો હતો. છાતીનું પોલકું તેણે કહાડી નાખ્યું હતું તે હોડીમા સુકવી સાલ્લો કહાડી ધીરેધીરે નવું વસ્ત્ર ખલાસીની મર્યાદા જાળવી પહેરાવતો હતો. આવાં સુંદર બાંધાનાં પોતાનાં પ્રણય સખીનાં ગાત્રો આગળ મુંબાઇની કંચન જેવી બાહોશ પાતર પણ પાણી ભરે એ વિચાર તેના મનમાં આવ્યા સિવાય રહ્યો નહિ, દવાની અસરથી આજ વખતે જ્યારે કાન્તિલાલ નગ્ન છાતીવાળી કાન્તાને શરીરપરની સાડી બદલાવી જેમ તેમ સફેત લુગડું વીંટતો હતો, તેજ વખતે એકદમ કાન્તાએ પોતાનાં નયન ખોલી " ભાઈ મને બચાવો આ નવનીત શયતાનથી " એ અવાજ સાથે બીકથી કાન્તિલાલને પોતાની છાતીએ દબાય તેટલો દાબ્યો. અને આ યુવતિ તેવીજ સજજડ ભુજાઓ રાખી પાછી બેભાન બની ગઇ. કાન્તિલાલ દબાયેલોજ રહ્યો: આથી વધારે કાન્તિલાલને મધુર મીલન શું હોય !



# પ્રકરણ ૧૪ મું

## સુખી વાતાવરણ.

રજની રીસાઈને ચાલી ગઈ હતી; અને પ્રાતઃકાળનું સામ્રાજ્ય સારી આલમ પર સ્થપાઈ ચૂક્યું હતું. પૂર્વમાં ભાસ્કર દેવના સારથીએ પોતાના ધણીનો રસ્તો ખુલ્લો કરવા મહાન દુર્ગનું દ્વાર ખુલ્લુ કરવા માટે લાલ રંગની અવનવી પ્રેરણાઓ પ્રેરતી કુંચી ઉંચી કરી હતી. રજનીને મનાવવા કાજ પ્રભુરજનીકાન્ત પણ તેની શોધમાં જતા હતા. તેમની પાછળ પાછળ વીલા મુખે તેમનાં મહાન તારકનાં ઝુંડનું દળ પણ વિદાય થતું હતું. પ્રિયતમની સોડમાં લપાયેલી નવોઢાને રજની લંબાયાનાં મીઠાં સ્વપ્ન આવી ચાલી ગયાં હતાં, જેથી આશાભરી સહેજ આશા લંબાવી સંતોષ માનતી નવવલ્લભા, સુવાનીના મદે મદઘેલી શ્યામા, પિયુકરમાં કર મેળવી રસ સુધાનું પાન કરાવતી હતી. પરંતુ હવે તસ્કરને ભય ઉપજાવનાર દેવની આણ પ્રસરતી હોવાથી એ સહુ સહેજ માટે આનંદ માનવાનાં કારણ હતાં. ગમે તેમ હોય, છતાં અરૂણોદયનો રમ્ય દેખાવ તથા તેમાં થતાં નિશાબાજોનાં કાર્ય વ્યક્ત કરવાં અત્યંત રમ્ય દશ્યો એ સૌ કયા મનુષ્યને આલ્હાદ ન ઉપજાવી શકે ?

આવા મધુર રમ્ય વખતે મુંબાઇ તરફથી અમદાવાદ જતી ફાસ્ટમાં કાન્તિલાલ કાન્તાને લેઇ વાસદ તરફ જતો હતો. કાન્તાને સારી રીતે ભાન આવ્યું હતું. બાળ સ્નેહિ કાન્તિલાલે આજ તેને આવી અણધારી રીતે બચાવવાથી તેણી તેના આભાર નીચે દબાઇ ગઇ હતી. બાળક શશી સાંભળતાં આંખમાંથી અશ્રુ સારતી હતી. રમાનાથ કુશળ છે તેમ તો કાન્તિલાલે તેને સુરતના સ્ટેશને ટ્રેનમાં બેસતાંજ જણાવ્યું હતું. સવારના વખતમાં ટ્રેન મીયા ગામના સ્ટેશનને વટાવી વડોદરા તરફ દોડતી હતી ત્યારે કાન્તાના મનમાં હજારો તર્કો થતા હતા કે રમાનાથ શશીને નહિ જુવે ત્યારે તેમની શી દશા થશે! કાન્તિલાલ પણ ઉપકાર વશ બનેલ અબળા માટે કંઇ કંઇ તર્ક ઘડયા કરતો હતો.

વડોદરાના ભવ્ય સ્ટેશનમાં ટ્રેન દાખલ થઇ તે સાથેજ કાન્તાનું હૈયું પણ હર્ષ શોકમાં ગરકાવ થઇ ગયું. ટ્રેન થોભી તેજ વખતે કાન્તાએ પ્લેટ ફૉર્મ પર અશક્ત બનેલ દયાળભાઇને દીઠા રમાનાથ તેમની સાથે હતા નહિ. કાન્તિલાલને ઉતરતા ઉતરતા તેણે દયાળ-ભાઈની ઓળખાણ આપી; જેથી તુરતજ કાન્તિલાલે દયાળભાઇને સંબોધિ તેમનું ધ્યાન તેમના તરફ ખેંચ્યું. દયાળભાઈના હર્ષનો પાર રહ્યો નહિ.

પુત્રને લઇ નજીકમાં ઉભેલ સરલા પણ વહેલી વહેલી દેરાણીને ભેટી પડી.

કાન્તાએ સજળ નયને ભત્રિજાને લઇ લીધો. સ્ટેશનમાં રમાનાથ! રમાનાથ!! ના નામની બૂમો દયાળભાઇ પાડવા લાગ્યા. મુંબાઇની સખી સરસ્વતિ પણ કાન્તાને અશ્રુસહ ભેટી પડી.

તરતજ ગાંડા જેવો બનેલ રમાનાથ દોડતો આવ્યો. તેની પાછળ હાથમાં શશીને લઇને ઘેલાભાઇ દલાલ પણ નરેન્દ્ર સાથે આવી પહોંચ્યા. આનંદમય વાતાવરણ સહેજમાં થઇ ગયું. કાન્તાના મોટાભાઇ ધીરજલાલ કાળનો કોળીઓ બન્યા, એ વાત સાંભળી સૌનાં મન ઉદાસ બન્યાં પણ આ પ્રસંગે આઘાત કાન્તા સિવાય અન્યને થોડો લાગ્યો. વડોદરાથી ઉપડતી લોકલમાં બેસી સૌ મંડળ વાસદ તરફ રવાના થઇ ગયું.

જે ટ્રેનમાં કાન્તિલાલ તથા કાન્તા હતાં તેજ ટ્રેનમાં નરેન્દ્ર પણ શશીને લઇને આવ્યો હતો. સુરતથી તેણે વાસદ તાર કરવાથી આવી વિલક્ષણ રીતે તેઓ સહુ વડોદરા એકબીજાને મળ્યાં.

આજે વાસદ ગામમાં બધે કાન્તાનીજ વાતો ચર્ચાતિ હતી. ધીરજલાલ જેવા બંધુઓનાં પણ સ્તુતિ શ્રવણ મુક્ત કંઠે સર્વત્ર સંભળાતાં હતાં. કાન્તિલાલ તથા નરેન્દ્રની પણ અવરનવર વાતો દભરાતી હતી, કારણ એકે કાન્તાને શોધી તો બીજાએ શશીને શોધ્યો હતો. આ બન્નેને શો બદલો આપવો તેનો ખ્યાલ રમાનાથ આનંદ સાગરમાં ડુબી શાંત રીતે કર્યા કરતો હતો. અને આનંદનો દિન તો ટુંકો થઇ જાય; જ્યારે દુઃખ તથા શોકનો દિન લંબાતો દિસે. તેવુંજ અહિં પણ થયું. નિશા દેવીએ પોતાની અચળ પાંખો પાથરવી શરૂ કરવા માંડી.

અંતે તેજ સાંજે પતિ પત્નિએ પ્રભુનો આભાર માની એક બીજાને રસસુધાનાં પાન કર્યાં કરાવ્યાં. શશી બાળકને સરલા સહેજ પણ અળગો કરતી નહિ. પતિએ પત્નિને આશ્વાસન આપ્યાં, તથા બીજે દિને સર્વની રજા લઇ પોતે કલકત્તા તરફ રવાના થયો.

ઘેલાભાઇ તથા સરસ્વતિ પણ મુંબાઇના પંથે પળી ગયાં. કાન્તિલાલ વાસદમાંજ પિતાને વિસારી રહ્યો.

વ્હાલા વાંચક! હવે આપણે મુંબાઇનો તમાસો જોવા માટે જઇએ પિતાને કહી કાન્તિલાલ કેવું પરાક્રમ કરી રવાના થયો તે સૌ આપણે જાણી ગયા છીએ. કંચન નાયકણની સોબતીનો નાશ થવાથી તેણી પ્રથમ તો મનમાં દુઃખી થઇ. કિન્તુ વખત જતાં એટલે કે લગભગ ૨૪ કલાકની સેંકડોના લાંબા વખત બાદ તેની બાલ સખી તથા સહચારી સહઆચરણીયા વેશ્યાને તે ભુલી જવા લાગી. જયારે કાન્તિલાલ ગ્રાન્ટરોડ થઇ ચાલ્યો ગયો ત્યારે તેને ભાગ્યેજ ખ્યાલ હતો કે કાંતિલાલે પસાના હકે તેને ખરીદેલી માની તેનું ખુન કર્યું હતું

બે દિન બાદ કંચને ધીમે ધીમે કાન્તિલાલની ભાળ કહાડવી શરૂ કરી, કારણકે ગત બનાવથી કોઇ શિકાર તેને ત્યાં જવા માટે મરદ બની હિંમતવાન થતો નહિ. તપાસ કરતાં ખબર મળી કે કાન્તિલાલ દેશ તરફ ગયેલ છે, જેથી તેણે પોતે એકલીજ તેને ત્યાં જઇ મંગળાને મળી તથા રૂ. ૫૦૦ ) બાબત પણ વાત તેણે મંગલાને ખાનગીમાં કહી. વ્હાલા વાંચક! આ રૂપીઆ ૫૦૦) તે અન્ય નહિં પરંતુ કાંન્તિલાલે પોતાના પિતાને નફાનુ જુઠુ બાનુ બતાવી માગી આણેલ હતા. રાંડ વેશ્યાનો વિશ્વાસ શો? તેના પ્રિતી તે આશક પતગીંઆ પર નથી પરંતુ પઇસાના બળ ઉપર હોય છે તે તો આ આલમને હવે કયાં સમજાવવું પડે તેમ છે!

મંગળાને કંચનને માટે ઘણોજ સારો અભિપ્રાય પહેલીજ તકે બંધાઇ ગયો. તે સમજી કે આ કોઇ સદાચરણી નાયકણ સ્ત્રી હોઇ

પવિત્ર રીતે પોતાના ઉદર નિર્વાહ માટે આ ધંધો કરતી હશે; જેથી તેને અન્ય વખતે ખાસ ભાર દઇ આવવાનું સુચવી વારે વારે આગ્રહે કરી ખુબ ભલામણ કરવા તે ભુલી નહિં. કંચનને તો આ બનાવ બહુજ ગમી ગયો. તેને તો જોઇતું હતું અને વળી આ ધતીંગ મળી ગયું, જેથી એક પંથ ઓર દો કાજ, એવી ચાનક પ્રાપ્ત થઇ ગઇ આ સોબત ક્યાં સુધી ટકે છે, અને જો ટકીતો તેનાં પરિણામ સારાં અગર નરસાં કેવાં ફળે છે તે જોવા માટે ધીરજ એજ ઉત્તમ સાધન છે.

બિલાડીના પેટમાં [redacted] રહે તોજ ગમે તેવી મનાયેલી સ્ત્રીના પેટમાં વાત ટકે [redacted] આખર ચાર કે પાંચ કલાક બાદ ડોસા મોહનલાલને આ [redacted] જણાવી દીધો; અને સાથે સાથે ડોસાના મનમાં એમ પણ ઠસાવ્યું કે કંચન એક પવિત્ર આચરણ પાળતી નાચનારીજ છે પુત્રના આવા લક્ષણથી મરણ સેજામાં પડેલ પિતાને સખત આઘાત થયો; પણ હવે તેને માટે કંઇ ઉપાય યોજાય તેમ હતું નહિં. પોતે પોતાના હાથેજ પૂત્રનુ ચારીત્ર દુષીત બનવા દઇ તેને પાપ પંકજમા ખસેડી મુક્યો હતો તે સૌ આ મૃત જેવા ડોસાને સાંભળ્યું તેજ દિને તેણે સોલીસીટરને બોલાવી વીલ બાબત પુછ પરછ કરી તો જવાબ મળ્યો કે બે દિનમાં હજી વીલ તેયાર થશે કારણ કે કોર્ટમાં રજાઓ હતી. કોર્ટમાં વીલ નોંધાઇ ગયું હતું, પરંતુ તેના ઉપર મોટા ઓફીસરની સહિજ બાકી હતી જેથી તે માટે ફીકર કરવા જેવું હતું નહી.

ડીટેકટીવે ધીરજલાલ નિરાશ બની બારોબાર મુંબાઇ આવી ગયો હતો. તેનો ઑફીસર પણ આમ આજે ધીરજલાલ જેવો માણસ

અશક્ત બનવાથી અજાયબ બન્યો. વળી કોઈ યુવાન યોગિની તથા તથા તેના સાથીઓ સહેજ વખતમાં કઈ દિશામાં અલોપ થઇ ચાલ્યાં ગયાં તે સૌ તેના મનમાં તો આશ્ચર્યજનક કૃત્ય જણાવા લાગ્યું પરંતુ સી. આઈ. ડી. ખાતુંયે પણ આંખ આડા કાન કરવામાં બાકી ઓછુંજ રાખે છે? આટલેથી આ તપાસ ચાલુ રહી. બીજેજ દિને ઘેલાભાઇ મારફતે ખબર મળ્યા કે બંન્ને બચી ગયા છે. ફક્ત કાન્તાના મોટાભાઇનું ખૂન થયું. તેટલોજ કરપીણ બનાવ બનવા પામ્યો છે.

રમાનાથ પણ પાંચ સાત દિવસમાં કલકત્તાનો સર્વ વહેવાર પતાવી ઘર તરફ આવવા તૈયાર થયો. છેલ્લી ઘડીએ મીસ મુન્નાએ દયાળભાઈ પાસે માગતા રૂા ૫૦૦) ની માગણી કરી. તે માગણી જો કે અયોગ્ય તથા જુઠ્ઠી હતી; છતાં બળતા દીલે રમાનાથે ભાઈની આબરૂ માટે તેના પઇસા વગર શબ્દે આપી દઈ કલકત્તાને કાન્તાના વિચારોમાં સલામ કરી વિદાય દીધી. વાસદ આવી કેટલાક વડોદરા જેવા પ્રખ્યાત ડૉક્ટરોની સલાહ લઇ આખરે દરિયાની હવાથી દયાળભાઇના થતા વ્યાધિ પર સારી અસર થશે એ નિશ્ચયે આવી સૌએ મુંબાઇની તૈયારી કરી. યોગ્ય સમયે સર્વ મંડળ મુંબાઈ આવી પહોંચ્યું. મુબાઇ આવ્યો તેજ દિને રમાનાથે પોતાની ઑફિસનો ચાર્જ સંભાળી લીધો.

આ તરફ કાન્તાને ઉપકાર વશ બનાવી શબ્દની જાળમાં તેને ફસાવી કાન્તિલાલે પણ મુંબાઇ જઈ અવનવા તરંગો કરવા વિચાર કર્યો હતો, તેને મકા જતાંજ ખબર મલ્યા કે મોહનલાલ વધારે બિમાર હતા તથા રૂા ૫૦૦ ની વાત પણ મરતા ડોસાના કાને

આવી હતી. આ વાતથી કાન્તિલાલ અજાયબ થયો. આવી બાબત ડોસાના જાણ્યામાં આવી છે જેથી ગરતા મરતાં પોતાના વિરૂદ્ધ થયેલ મંગળાને મિલ્કતમાંથી વધારે હિસ્સો ડોસો આપી પણ દે તેવો ખ્યાલ આ બાહોશ મગજમાં ઉતર્યા સિવાય રહ્યો નહિ. બારોબાર ઘેર જવાનું માંડી વાળી તેણે અન્ય સ્થળે ભટકી તે આખો દિન વિતાવ્યો.

તેજ સાંજે ધીરજલાલે આવી ખબર આપ્યા કે કેશવ હયાત છે તે વાત ચોકકસ છે; પરંતુ અચાનક તેને કોઇ બીજી જગાએ જવું પડયાથી હવે તેની તપાસ કરવી વ્યર્થ જેવીજ હતી. વખત જતાં કોઈ દિન જરૂર તેને ઉપાડી જનાર અગર તો તેનું રક્ષણ કરનાર સાધુ મંડળ મુંબાઇમાં પહોંચતો કરવા જેટલી દયા કરશે. ત્યાર બાદ કાન્તિલાલે કાન્તાને આવી તે વાત નિવેદન કરવામાં આવી. મંગળાના હર્ષનો પાર રહ્યોજ નહિ. પોતાની બ્હેનને કાન્તિલાલે બચાવી તે બીના તેને મગરૂર થવા જેવી લાગી. મંગળાની ગેરહાજરીમાં ડીટેકટીવે મોહનલાલને હોશિયાર રહેવા જણાવ્યું

અર્ધરાત્રિના શુમારે એક કાળો ઝબ્બો પહેરેલ આકૃતિ આ તરફ ચુપકીથી આવતી હતી. મોહનલાલનું ઘર તેનું પરિચિત સ્થળ હોય તેમ માની લેવામાં શક ન હતો. કારણ કે ત્યાં આવી તેણે અંદરથી ચાંપ વાસેલ દ્વાર પોતાની પાસેની ચાવીથી ખુલ્લું કર્યું, તેજ બતાવે છે કે આ વ્યકિત આ ઘરની જાણકર હોવાથીજ બંધ બેસતી ચાવી તે લાવ્યો હશે.

નિશાના સામ્રાજ્યમાં મોહનલાલના પલંગ નજીક એક નાનઃ પણ સુંદર પલંગપર મંગળા અવ્યવસ્થિત હાલતમાં પડેલી હતી.

તેનું શરીર અત્યારે જોનારને બહુજ મનોહર તથા આકર્ષક દેખાય તેમાં સહેજેય અતિશયોકિત નથી મૂળમાં તે બહુ રૂપાળી તથા સુંદર હતી, જેથી કોઇ કોઇ દિનતો આરસામાં નીરખી માથુ હોળતાં તેણી પોતે પોતાના દેહપર મોહીજઇ ભાન ભૂલતી હતી. અને તેમાંય વળી અત્યારે તો રજનીકાન્તની [redacted] હતી, એટલુંજ નહિ કિન્તુ પરસ્પર દાંપત્ય પ્રેમના પાઠ [redacted] વખતે તેણી ભાન સિવા-ય એટલે વસ્ત્રના ભાન સિવાય [redacted] ખોળામાં વિશ્વાસે માથું મૂકી અન્ય સૃષ્ટિમાં મહાલતી હતી એક તરફ આ મરણતોલ વૃદ્ધ પતિ. અને બીજી બાજુ આ નવયૌવના એ બન્નેને જોતાં આપણા સમાજ તથા તેની રૂઢીઓ અને આવી કન્યાના માબાપ તથા તેમના સલાહકારકો એ સર્વને ધિક્કાર આપ્યા સિવાય રહેવાય નહિ. પરણ-નાર બુઢ્ઢો ગમે તે લાલચ આપે, પણ વિચારતો કન્યાના બાપને કરવો રહ્યો કુળવાનશાહી અગરતો સારા ઘરની લાલચે પઇસા દેખી દિકરી આનંદ માની સુખી થશે, અને તેમ છતાંયે જો પ્રભુ ઇચ્છાએ ખુણે ભરાઇ બેસવાનો વખત આવશે, તો તો પઇસાને લીધે દુઃખ નહિ પડે. આવી ધારણાઓ ધારી સમાજમાં જકડાયેલા માબાપો કેટલીયે કુમળી તથા જીભ બંધ કરાયેલી કન્યાઓને તેમના આંતરિક મનની હાયવરાળ સાથે ખાડામાં ધકેલી દેતા હશે, અરે ! સમાજ ! તથા તેના ચાલકો ! અને અનુયાયીઓ ! તમે આમ વિચાર કરો. છો તે પહેલાં તેમનાં જીવન અને તમારાં વિષયી જીવનનો તોલ શે કરતા નથી ? કંઇક બુરી હાલત બનતાં એ તો પ્રભુ ઇચ્છા, આપણે તો ઘર તથા પઇસો બન્ને શોધ્યાં છે એવો તર્ક તમો બાંધતાં અચકાતા નથી ? કુમળી કળીઓ પાસે વૈધવ્ય પળાવવાનો તમારો દુરાગ્રહ જોઇને તો દેવ દુભાઇ આ ભારતની રસાળભૂમિમાંથી

અન્ય બાજુ ઉતરી પડયા છે તેનો ખ્યાલતો કરો! તમો નરપશુઓ! એક નહિ પણ ફાવે તેવી સંખ્યામાં સ્ત્રીઓ પરિણિત તથા અપરિણિત ભાહુતિ કરવામાં જ્યારે તમારામાં શયતાનનો કીડો પૂર જોસમાં ભરાયો હોય છે ત્યારે ચૂકતા નથી; તો પછી આ નિરાધાર અબળાઓને અન્ય સાથે પાણિગ્રહણ કરવામાં વાંધો શો ? જીવનભર કલંકિત બનવું તેના કરતાં આ શું ખોટું ! માનવ સમાજમાં પણ કેટલીયે વ્યક્તિઓ શુદ્ધ અને સરળ આચરણવાળી હશે તે આનંદની વાત, પરંતુ થોડા પાણીને પાણીનું મોટું પૂર કદવવાળું કરે છે તે કયાં અજાણ્યું છે ! એક નાની સરખી વાદળી ચંદ્રને ઘેરે છે ત્યારે આખા જગતપર તિમીર વ્યુસી જાય છે તે પણ કયાં અજાણ્યું છે ? અને તેવીજ આપણી દશા ! પછીથી આવા વિચારોમાં ઉતરવું પડે તે પહેલાંજ સમાજમાં રહેનાર વ્યકિતઓએ વિચાર કર્યો હોય તો આવું પરિણામ ન આવે.

આવનાર વ્યક્તિ ધીમે પગલે મોહનલાલના ઓરડામાં દાખલ થઇ. ધીમો ધીમો બળતો દીવો તેણે બંધ કર્યો. ચારે તરફ નજર નાખી ચોર ફાનસથી તેણે પહેલાં મંગળાનું નિરીક્ષણ શાંતરીતે મુગ્ધ બની કર્યું. પંચ મિનિટ આ રમણીને નિહાળી તેના તરફ દાંત પીસી તેણે પ્રકાશનો ઓળો ત્યાંથી લઈ ડોસા મોહનલાલ તરફ નાંખ્યો. કાળ નજીક આવેલો હતો જેથી ડોસા લગભગ ચાલુ અરસામાં મૂળ તો અશક્ત બન્યા હતા, અને તેમાં વળી દરદની વેદનાથી તેઓ અત્યારે અર્ધ નિંદ્રિત દશામાં હતા.

વ્યક્તિએ પોતાનું ફાનસ નીચે મુકી ખીસ્સામાં હાથ નાખી એક શીશી હસતા ચહેરે બહાર કહાડી. વિના વિલંબે કે વિના ભયે

તુરતજ તે શીશી તેણે મંગળાને સુંઘાડી દીધી, જેના પ્રતાપથી તેના તરફનો જરાયે ભય રહ્યો નહિ. પછીથી નજીક પડેલ તીજોરી ખોલી તેમાંથી ઘરેણાંનો દાબડો પોતાના કોટમાં છુપાવી દીધો. બીજાં કેટલાંક કાગળીયાં પણ તેણે ત્યાંથી લઈ લીધાં. ત્યાર બાદ ડોસા નજીક જઈ જાણે તેનો ખરેખરો દુશ્મન વેર લેવા આવ્યો હોય તેવા ભાવ સાથે આ દયાહીન વ્યક્તિએ ડોસાના મુખમાં એક જાતનો પ્રવાહિ પદાર્થ રેડ્યો.

પાંચ મિનિટમાં પદાર્થની અસર થઇ, અને તે સાથે ડોસાના હાથપગ પણ તણાઈ ગયા. થઇ રહ્યું આ જીવનનું, આ મોહનલાલ ડોસાનું કાર્ય ખતમ ! પાપ યા પુણ્યનાં ફળ ભોગવવા તેનો અમરાત્મા પ્રભુ ઇચ્છાયે પ્રભુ દરબારમાં નિર્માણ કરેલી ન્યાયની જગ્યાએ ચાલ્યો ગયો અને આ સૌ તમાસો એ નરપિશાચ ખૂની હસતે ચહેરે જોઈ રહ્યો. આમ આજે અચાનક અણધાર્યો એક દેહનો ચેતન દેવ ઉડી ગયો, તે સાથે મંગળાના કપાળમાં વૈધવ્યનું કલંક પણ ચોંટાડી ગયો.

તરતજ તે વ્યક્તિ મંગળા તરફ ફરી ગઇ બેભાન ભરેલ અબળાને તેણે જેવાય તેટલી મોહભરી આંખોએ જોઈ. નાજુક બાંધાની નવયુવાન અબળામાં પ્રભુએ અજબ નુરનો દેખાવ નાખ્યો હતો. પુત્ર પ્રસવ થયા બાદ તેના દેહ કળીમાંથી સૌંદર્ય સહેજ પણ ઉડ્યું નહતું. વસ્ત્રના ભાન સિવાય તેણી પોતાની લટાઓ પથારીમાં છુટી મુકી પડી હતી. બન્ને હાથ છાતીપર પડી તેની અંદર સંતાયેલ દુનિયાના મોહક્ષેત્રને સાચવતા હતા. એક પગ સહેજ પહોળો થઇ જરા દૂર ખસેલ હોવાથી તેનું વસ્ત્ર પણ સરી ગયું

હતું. નાજુક પગ પર શોભતા નિતંબ અને કેડને તો હરરોજ મારામારી થતી હશે. આવા સૌંદર્યના ગુલાબને મૃત્યુ પાશમાં જકડાયેલ ડોસા સાથે સંબંધ બાંધી નાખનાર માબાપને શા શ્રાપ આપવા !

કુમળી કળીને પથ્થર પર પછાડી નાશ કરનાર માબાપ સારા પરંતુ આવું બેશરમી કાર્ય કરી તેમનાં જીવન કંટકમય બનાવવા એ તો અનહદ પાપજ મનાય. ગમે તેવી પણ ચંચળ દીલની અબળા ! તેનું દીલ કદી દઢ થઇ શકે નહિ; અને થાય તે પણ કેટલા માટે ? સૌંદર્યની મૂર્તિ સમી મંગળાએ ઘરડા ડોસાનો પાલવ પકડી મૂભમાં ઇસ્કની ખૂમારીમાં પડી પોતાના ઓરમાન દિકરા સાથે અણઘટતો સંબંધ બાંધ્યો તેનું કારણ શું? જયાં માધુર્ય છે ત્યાંજ તેને રસવાળું કરનારની ખોટ પણ છે. જે સ્થળે કેવડો થાય છે તે જગા કેવી મધુર લાગે છે! પણ તેને હસ્ત લગાવતાં તેમાંના કાટા પહેલાં પોતાનો ચમત્કાર બતાવે છે. એટલે શરૂઆતમાં ઉપરના મોહથી અંજાઇ મનુષ્ય ગમે તે ધારણા બાંધે, છતાં આખરે તો આ વિષમય સંસાર ખરેખર વિષમય માનવામાં સહેજેય ભૂલ નથી.

મંગળાના પલંગ નજીક જઇ તેના સૌંદર્યનુ પાન કરનાર મૂર્તિ ત્યાંની ત્યાંજ ઉભી રહી. આશરે પંદર મિનિટ સુધી તેણે આ પ્રમાણે અભયપણે પોતાની નજરથી અમીરસ તપાસ્યો નાજુક બાંધાની અનહદ રૂપાળી મંગળા ! તે પણ નિંદ્રાને શરણુ બની અવ્યવસ્થિત હાલતમાં. અત્યારે તો શશીના બળે બનેલ બેભાન અબળા !

મનની અંદર ઉંડી ગડમથલ ચલાવતો હોય તેમ કરી આખરે આ ખૂની નરપિસાચે બે ડગ આગળ ભરી બેભાન બનેલ, પણ તરૂણ લાવણ્યમયિ અબળાના દેહને ચુંથાય તેટલો કાગડાની વાસનાથી ચુંથ્યો. આનંદમાની નિરાધાર અબળા પર સિતમ વરસાવ્યો રે નરપિશાચ! તમારા જેવા અમુક વર્ગના પાપે હવે ભારતમાતા રસહીન બનતી જાય છે તેનો ખ્યાલ તમારા મનમાં કેમ આવતો નથી.! છુટાં છુટાં પણ અક્ષમનિય કેટલાંક મનુષ્યોનાં પાપે સારી આલમને સહન કરવું પડે તેનો બદલો તમો આ જીંદગાનીમાંજ અવશ્ય ભોગવશો તે પણ સાથે સાથે ભૂલશો મા !

રહાય તેટલો આનંદ માની આ નરપિશાચ હસતા ચહેરે ત્યાંથી પલાયમાન થઇ ગયો. તેને ગયે લગભગ પાંચ મિનિટ થઈ હશે તેટલામાંજ એક વ્યકિત અન્ય ચાલથી મકાનમાં દાખલ થઇ. ઉપર જઇ તપાસ કરતાં તેને સર્વ બીના માલમ પડવાથી અફસોસ પાંચ મિનિટ મોડુ થયું, એમ કહી તેણે કપાળે હાથ મુકયો. પાછા ફરી નીચે ઉભેલ પોતાના સોબતીઓ સાથે કંઇક ગોષ્ટિ કરી ફરીથી બે વ્યકિતને લઇ તે ઉપર ગયો. અને અન્યને આજુબાજુ તપાસ કરવા માટે રવાના કર્યા.

વાંચક વૃંદ ! આવ્યકિત બીજી કોઇ નહિ પરંતુ ડીટેકટીવ ધીરજલાલ પોતેજ હતો. તેના સાથી તે બધા પોલીસના માણસો હતા. " તુરતજ તેણે પોતાની ઓફીસમાં ટેલીફોન કર્યો. આજુબાજુ તપાસ કરતાં તીજોરી વીગેરે ખુલ્લાં જણાયાં. વળી મંગળાની હાલત હજી બેભાનમાંજ હતી. તથા તેના પર થયેલ સીતમ એ સૌ તેની જાણમાં આવ્યાથી તેની અજાયબીનો પાર રહ્યો નહિ. નજીક પડેલ

ટેબલપર એક પરબીડીયું હતું તેનાપર પોતાનું નામ હોવાથી શકથી તેણે ખોલી વાંચવા માંડયું.

'ડીટેકટીવ ધીરજલાલ !'

" જે વખતે હું અહિં કાર્ય પતાવવા આવ્યો છું તેજ વખતે ત્હમારા મકાનમાં પણ અન્ય પત્ર પહોંચાડવા માટે બંદોબસ્ત કર્યો છે, જેથી તમારો ઓફીસર આવો મુદ્દો પકડવાથી તમારીપર રાજી થાય. અફસોસની વાત છે કે તમો આવ્યા પહેલાં હું ચાલ્યો જઇશ પણ લાચાર છું મારા મિત્ર કે તેમ કર્યા સિવાય છુટકો નથી. હવે સાથે સાથે એટલું પણ યાદ રાખ જો કે તમો જ્યારે આ તરફ આવશો ત્યારે તમારા ગૃહમાં પણ નવા જુની તો બનશેજ. ':

" લી તમારા જેવો."

આ પત્ર વાંચી ધીરજલાલ તો છકક થઇ ગયો. મુંબાઇમાં તેમને પણ ભુલાવે તેવો મનુષ્યો હજી પણ ફરે છે. તે વિચારે તે દિંગ બન્યો. તેટલામાંજ ટેલીફોનની ઘંટડી વાગી.

" હલો મી. ધીરજલાલ ! તમારા ગૃહમાં પ્રવેશ થઈ ચુકયો છે. નિશાની જે તમારી સ્રીની છાતીપર કાળી શાહીથી ટપકું કર્યું છે. સાહેબજી ! "

આ વાકય સાંભળતાંજ ધીરજલાલ ગુસ્સે થઇ ગયો. તેણે તેજ વખતે બીજાં સ્થળોએ ખબર આપવા ટેલીફોન શરૂ કર્યા. પરંતુ સામો જવાબ કયાંયથીએ મળ્યો નહિ એટલે પોતે વધુ અકળાયો. એક પોલીસને અહિં બેસાડી પોતે અન્ય સાથે બીજી

બાજુએ ચાલ્યો. પોતાના મકાને જતાં વખત લાગશે. તે દરમ્યાન જુલમગાર જુલમ કરી નાખશે તે વિચારે તેનું દીલ શોકાન્વિત બન્યું હતું. અનાયાસે એક મોટર મળવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ.

હવે જે મનુષ્ય મંગળાના મકાને હતો તેની દશા તપાસીયે મોહનલાલ તથા મંગળા તરફ નિહાળી પોતે બેઠો હતો, તેટલામાંજ પાછળથી કોઇએ તેની નાસિકા પાસે શીશી ધરી એટલું તે સમજે તે પહેલાં તો તે બેભાન બની જમીન દોસ્ત બની ગયો. તરતજ એક વ્યકિત અંદર દાખલ થઈ આ વ્યકિત પહેલાં હતી તેજ હતી. મંગળાને અન્ય શીશી સુંઘાડી ટેબલપર બે પત્રો મૂકી પોતે ચાલતો થયો. કેવો શરીફ બદમાશ :



# પ્રકરણ ૧૫ મું.

## બ્હેનને શરણે.

આપણે આગળ જાણી ગયા છીયે કે મંગળા કાન્તા સાથે ઉછરી મોટી થઇ હતી જેથી બન્ને બ્હેનોમાં એકબીજન માટે અનહદ પ્રેમ હોય તે સ્વાભાવિક છે. પરંતુ વખતના બળે આજે તેઓ એકબીજાને વિસરી ગયાં હતાં. મંગળાનો કોઇ વાલી નડીયાદમાં હતો નહિ. તેને મન જે ગણે તે મુંબાઇ હતું. પોતાનો પુત્ર કેશવ ગૂમ થયો તે પાપની શિક્ષા પ્રભુએ કરી છે તેવું પણ તે સમજેલી. ગમે તેવી ટેવોના પરિણામે પ્રાપ્ત થયેલ સારો અગર નરસો બ્હેરો, લુલો, આંધળો કે કાણો પુત્ર કઇ માતાને અળખામણો હોય ?

મુંબાઇમાં ઘણી તપાસ કરાવી, વળી ધીરજલાલ જેવા ડીટેકટીવે તપાસ કરી, છતાં કંઇ પરિણામ સુઅર્થમાં ફળ્યું નહિ જેથી મંગળાએ હવે આશા છોડી હતી. સોનગઢ નજીક કોઇ યોગિનીના કબજામાં કદાચ કેશવ હોય તે માનવા જેવી બાબત છે, તેમ તો આપણા પરિચિત ડીટેકટીવે જરૂર ધારેલું. પરંતુ અહિંથી પણ સર્વ મંડળ અચાનક પોતાનો હેતુ પારખી પલાયમાન થઇ ગયું તે અજાયબીની વાત હતી. સોનગઢથી ધીરજલાલને કંઇ વસ્તુ મળી

નહિ. ફક્ત જે દોરડું ઝાડ સાથે બાંધેલ હતું તે દોરડાનો બીજો છેડો જે ઘોના બળે મકાનને વળગી રહ્યો હતો તે ઘો તે ભવિષ્ય માટે લાવ્યો હતો.

ગત પ્રકરણમાં બનેલ ઘટના બાદ ડીટેકટીવ ધીરજલાલ પોતાને ત્યાં ગયો. દ્વાર ખુલ્લુંજ હતું. મકાનમાં તપાસ કરતાં તેને માલમ પડયું કે પોતાની સ્ત્રી નિંદ્રાધીન હતી; પરંતુ ટેલીફોન મારફતે જે બીના શ્રવણ કરી હતી તે સર્વ ખરી બીના હતી.

મકાનમાં બીજે સ્થળે તપાસ કરતાં અન્ય કંઇ વસ્તુ આડી-અવળી જણાઈ નહિ. પત્નીને જગાડતાં તેણીએ કહ્યું કે અત્રે કોઇ આવ્યુંજ નથી. ધીરજલાલે તેની છાતીપર ડાઘ બતાવ્યો; પરંતુ 'તે ડાઘ તો તમે જ કરી મને ભરમાવો છો' એવો પ્રત્યુત્તર પત્નીને આપવાથી તે ચીડાયો. એટલામાંજ બે ત્રણ પોલીસના મનુષ્યો એક ઝભ્ભાવાળી વ્યક્તિને ત્યાં પકડી લાવ્યા.

જે મનુષ્યને પકડયો હતો, તે વારે વારે કાલાવાલા કરતો હતો પણ કોઇ તેનું માનતું હતું નહિ. ધીરજલાલે તેની અરજ સાંભળી તેને પોલીસના હાથમાંથી છુટો કર્યો. પરંતુ તેણે જે ઝભ્ભો પહેર્યો હતો તે ઉતારી લીધા બાદ ઝભ્ભાનાં સર્વ ખીસ્સાં તપાસ્યાં તો તેમાંથી બે ત્રણ કાગળો મળ્યા કાગળમાં લખેલ અક્ષરો પોતે હમણાં વાંચેલ અક્ષરને બરાબર મળતા હોવાથી ધીરજલાલને વધારે શક ગયો. ખૂદ એક પત્ર તો મંગળાના નામનોજ હતો.

આવી રીતે ઝભ્ભાની તપાસ થતી જોઇ પકડી લાવેલ માણસે કહ્યું.

"સાહેબ! આ ઝબ્બો તો મને કાલબાદેવી રોડ પરથી જડયો છે; માટે મારો નથી."

"તો તમારી ફરજ હતી કે તે પોલીસ ચોકીએ લઈ જવો હતો" કરડતા સ્વરે ધીરજલાલ ધુરકયો.

"હા! હું પોલીસ ચોકીયેજ જતો હતો ને! મને નાહક નિર્દોષને પકડી આણ્યો છે."

"તો તે પહેરીને જવાની શી જરૂર! તમો પોતે યાદ રાખો કે જ્યાં સુધી સત્ય બીના નહિ જણાવો ત્યાં સુધી હવે છુટા થશો નહિ; માટે સાચું બોલી જો અપરાધ કબુલ કરશો તો જો ઉગરવાની બારી હશે તો હું તમને છુટા કરાવી દઇશ; નહિતો પોલીસ ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટને આજ સવારમાંજ સોંપી દઇશ. પછી શું કરવું તે સર્વ તેમના હાથમાં છે. પારકા ગૃહમાં જઇ આવું અઘોર નિંદનિય કાર્ય કરવાનું કારણ શું? બોલો મી. નંદલાલ!"

"હેં સાહેબ! તમે મારૂં નામ પણ જાણો છો! મ્હેરબાન દેવ સાહેબ! તમો મ્હારૂં નામ જાણો છો તો પછી મ્હારી આબરૂ માટે મને છુટો કરો. હું તદન નિર્દોષ છું વળી તમે અપરાધ વિષે વાત કરો છો તે કયો અપરાધ?"

"ચુપ કરો નંદલાલ! આબરૂદાર ગૃહસ્થો આમ અંધારી રાત્રે એકલા ભટકે નહિ હોંકે! તમારે અને મોહનલાલને શું વેર હતું?"

"કયા મોહનલાલ? સાહેબ! ઝટ બોલો સાહેબ! મારી આબરૂ તમારે ખોળે છે."

"વારૂ, ચાલો મંગળા પર તમો મોહ શાથી પામ્યા?

મને જો મોહ પામ્યાં તો તેનું કારણ શું કે કોઇ આબરૂદાર ઘરની સ્ત્રી પર સીતમ ગુજાર્યો ! સાચું બોલો."

"સાહેબ ! ત્હમો પોતે દેવ જેવા છો. પરંતુ મારી આબરૂ ખાતર જો મને છોડો તો મારી ભૂલ કબૂલ કરી દઇશ."

"બસ થયું. ચાલો પોલીસો આ પોતેજ ગુન્હેગાર છે; માટે તેને હવે વધુ તપાસ સિવાયજ હાથ કડી નાંખી ચોકી પર લઈ જાવ. હું હમણાંજ આવું છું." ધીરજલાલે આખરે દરિયામાં પ્રવેશ કરી ગુસ્સાસહ ન્યાય આપી દીધો.

રડતા કકળતા નંદલાલને પોલીસો લઇ ચાલ્યો ગયા. ત્યાર બાદ મંગળાના નામનો પત્ર ધીરજલાલે ફોડયો.

"વ્હાલી મંગળા !"

"મુંબાઇ તું આવી ત્યારથીજ મારૂં દીલ હરવા તું સમર્થ નિવડેલ. પરંતુ અનેક પ્રયત્નો કર્યા છતાં કોઇ પણતક ત્હેં અર્પિ નહિ. જેથી આજે ત્હારા બેભાન દેહને વળગી આનંદ માનીશ. આશા છે કે આટલી શરમ છુટયા બાદ તું જરાયે શરમાશે નહિ. જે ડોસાનો તને ભય હતો તેને વિદાય કર્યો છે. માટે જો હવે મારી સાથે કલકત્તા રહેવા આવવું હોય તો આવતા અઠવાડીયામાં મને નીચેના ઠેકાણે આવી મળજે. આપણે ત્યાં જઇ પતિ પત્નિના પાઠ શીખીશું. ત્હારા સૌંદર્ય પર હું તો શું પણ સ્વર્ગના દેવ પણ આંખ કરી રહ્યા છે. મને હવે ન તરછોડીશ. ના ! તું તરછોડીશ નહિ. કારણ સ્વપ્નામાં ત્હેં મને અધરામૃતનું પાન દેવા વચન આપ્યું હતું."

લી. ત્હારોજ.
'નંદલાલ'
ઠે. લાલ બાગની ગલીના નાકે.

આ પત્ર દેવીનો નંદલાલે લખ્યો હતો; તે સર્વ તે વાંચતાંજ માલમ પડ્યું. પત્નીને સાવધ રહેવાનું કહી પોતે ત્યાંથી ચાલવાની તૈયારી કરતો હતો તેટલામાંજ તેનો ઑફીસર ત્યાં આવી પહોંચ્યો. ધીરજલાલની પત્ની તો આ બનાવથી બહુજ ચોંકી હતી. પોતાના પતિએ જે ડાઘની વાત કરેલ તે તેને સત્ય લાગી; જેથી પકડાયેલ કેદીને ત્યાંજ બેચાર ખાસડાં લગાવવા તેનો ઇરાદો થયેલ પણ ભયથી ચૂપજ રહી. ત્યારબાદ તુરતજ બન્ને સી. આઇ. ડી ખાતાના મનુષ્યો મોટરમાં રવાના થઇ ગયા. આજે રાત્રિ કોણ જાણે લંબાયાજ કરતી હતી.

નિંદ્રાધીન બનેલ મંગળાને કયાંથી ભાન હોય કે તેને વિધવા તથા બેભાન બનાવનાર વ્યકિત પોતાના સૌંદર્યનું પાન ચકચૂર બની કરતી હતી અજાણપણે તેની યૌવન વાડીમાં તેના પતિઘાતક ખૂની બદમાશે છીંડુ પાડી રસ્તો કર્યો તેની તેને કયાં ખબર હતી ! દવાના બળથી તેણી દશ મિનિટમાંજ જાગી ઉઠી. પથારીમાં આમતેમ આળોટતાં તેને સ્પષ્ટ સમજાયું કે પોતાના દેહ પર કોઇએ વિષય વાસના પુરી રીતે સેવી છે છાતી પરનું બદન પોતે પહેરી નિંદ્રાધીન બની હતી તે ખુલ્લું હતું. ' શું ? મોહનલાલ આજે આવી માંદગીમાં મને છેલ્લી વખત [illegible]ાડયા સિવાય આમ કરી ગયા હશે ! ' એવો ખ્યાલ તેને આવ્યો[illegible]ુ ના ના એમ ધારવું નકામું છે. એમ માની તેણી બેઠી [illegible]તો પોતાની નજીક એક પોલીસનો માણસ હાથમાં બંધૂક સાથે બેભાન બની પડેલ હતો.

આજ પોલીસ દારૂની ધૂનમાં રાત્રે રોન ફરતાં અહીં ઘુસી ગયો હશે એમ માની મંગળાએ હળવે લઇને બંધૂક છીનવી તેને

એ ચાર લાતો લગાવી દીધી; પરંતુ તે જાગ્યો નહિ એટલે તેણી મોહનલાલ તરફ ગઇ. ત્યાં જતાં ટેબલપર પડેલ પત્ર જોયા. એક પોતાના નામનો હતો; જ્યારે બીજો ધીરજલાલના નામનો હતો. પોતાનો પત્ર લઈ એક હાથમાં બંધુક બરાબર પકડી આ વિકાળ બનેલી સ્ત્રી તેને વાંચવા લાગી.

" પ્રિય મંગળા !

ગુલબદનનું ગુલાબ આજે સુંઘ્યું છે. ત્હેમાં વાસ મીઠી છે. હવે તો દરરોજ જાણે એ ક્ષેત્રમાં લપાઇ રહીશ. ત્હારા ધણીને મારવાનો જે હેતું હતો તે હું રૂબરૂ મળીશ ત્યારે સમજાવીશ. કાન્તિલાલને મ્હેંજ ભરમાવી ગ્રાન્ટરોડના સ્ટેશને આજ સાંજે મારા મકાનમાં લઇ જઇ પૂર્યો છે. તે છુટો કરીશ. કોઇને વાત કરીશ નહિ. કાન્તિલાલનો બહુ વિશ્વાસ નકામો છે તે યાદ રાખજે. "

' લી. ત્હારો થનાર. '

" આ વળી કાન્તિલાલને ફસાવી મ્હારો થનાર કોણ મુવો છે " એમ કહેતી મંગળા શક સાથે મોહનલાલ તરફ ગઇ તો પત્રમા લખેલ બીના મુજબ મોહનલાલનું શબજ હતું. ત્યાંજ આ અનાથ બનલ અબળા બેભાન બની શબપર ઢળી પડી

અર્ધા કલાકમાં ડીટેક્ટીવ ધીરજલાલ તથા તેનો ઓફીસર બન્ને પોલીસની મદદ સાથે અહિં આવી પહોંચ્યા ઓરડામાં પુરેલ મનુષ્ય બેભાન હતો તે; તથા મંગળાની દશા મૃતપતિને દેખી બનેલ હતી તે, સૌ જોઇ બંન્નેપુરૂષો થોડી મિનિટતો ત્યાંજ સ્તબ્ધ બની એક બીજા સામે જોઈ રહ્યા તુરતજ સરકારી ડૉકટરને બો· લાવી મંગાવતાં તેણે મોહનલાલ મરણવશ થયા બાબત તથા

મંગળાને ભયથી મૂર્છા આવવા બાબત અભિપ્રાય આપ્યો. મંગળાની દવા ચાકરી ચાલુ થઇ. પોલીસના વધુ માણસો રોકી બંન્ને ચાલ્યા ગયા.

આવો ખુની હેવાલ બીજેજ દીને પેપરોમાં ચોંકાવે તેવી વધારે બાબતો સહ છપાઇ ચૂક્યો. રમાનાથ ઑમ્બે ક્રોનીકલ વાંચતાં આ બનાવ અથઇતિ વાંચી તુરતજ સાહેબની રજા લઈ ઘર તરફ જઈ કાન્તાને સમાચાર જણાવ્યાથી પેપરના બતાવેલ ઠેકાણે બંન્ને પતિ પત્નિ જઇ પહોંચ્યાં. મંગળાએ મોટી બ્હેનને લાંબા વખતે જોઇ અશ્રુ પાડયાં. પોતાના વૈધવ્યથી કાન્તા પણ અનહદ રોતી હતી તેથી તેને સમજાયું કે બ્હેન [redacted] નથી. મંગળાને મનમાં ઘણી જાતના વિચારો ઉભરાતા, [redacted]ક પણ તે કોઇને કહી નહિ શકવાથી તેનું મગજ વારેવારે ભ્રમીત થઇ જતું.

જયારે રમાનાથ તથા કાન્તા આમ મંગળાને આશ્વાસન આપતાં હતાં; તેજ અરસામાં મૃત ડોસાના સોલીસીટરે આવી ખબર આપી કે મોહનલાલનું કરેલ વીલ અચાનક જાદુઇ રીતે તીજોરીમાંથી ગૂમ થયું છે માટે આ બાબતમાં તરતજ વહેમ પડતા મનુષ્યો પર પગલાં ભરવાં ઉચિત છે. આ વાતથી મંગળાના દીલમાં ધ્રાસકો પડયો. જે પતિને પોતે બેવફા થઇ હતી તેજ પતિએ પોતાના માટે અઢળક મિલકત વીલમાં રાખી હતી તે સૌ વીલ આમ ગૂમ થવાથી હવે તેને કશો આધાર હતો નહિ. ઘરેણાં હતાં તે સૌ રાત્રે ચોરાઇ ગયાં હતાં

રમાનાથે બહુ સમજાવ્યા છતાં મંગળાએ રૂદન ન મૂકયું જેથી તે દિને પતિપત્નિ ત્યાંજ રહ્યાં. બીજે દિને સવારે મંગળાને સમ-

જાવી પોતાને ત્યાં ખેતીવાડી ગલીમાં જરીના કેરિજમાં લઈ જવા તેઓ સમર્થ બન્યાં. નાની બ્હેનનું વૈધવ્ય જોઇ કાન્તાથી જરાયે સહન ન થતું; પણ સમાજમાં સપડાયેલાંને તે સહન કર્યેજ છુટકો સમાજની રૂઢીઓ ખુલ્લા હોય છે તો વાદળ સુધી દોડતાં હરકત ન આવે; પરંતુ સહેજ વાત ચર્ચતાં પણ સહેજ સહેજ બાબતમાં મહાભારતનો સમુદાય ઉપસ્થિત થઇ પડે.

પિતાને રામશરણ થયા બા[illegible] દિવસે બપોરનો કાન્તિલાલ ભાડે મોટર કરી પોતાના [illegible] આવ્યો; એટલે આડોશી પાડોશીએ તેને સર્વ બીના જ[illegible] સાંભળતાંજ તે પણ રૂદન કરવા લાગ્યો; અને તરત[illegible]ને આ ખબર પહોંચાડવામાં આવી. રમાનાથ ઑફીસમાં ગયેલો હોવાથી, અને વળી બ્હેન વિધવા બનવાથી કાન્તા એકલીજ શશીને લઇ કાન્તિલાલને આશ્વાસન આપવા વિના સંકોચે ત્યાં આવી પહોંચી. તેણે પણ કાન્તિલાલને સમજાવી પોતાને ત્યાં આવવા આગ્રહ કર્યો. આખરે કાન્તિલાલ પણ ત્યાં ગયો. આવી રીતે મા તથા ઓરમાન દીકરો કાન્તાને ત્યાં એક બીજા સાથે આંખોથી લડતાં રહ્યા, અને વીલ તથા મિલકત બાબત સર્વત્ર તપાસ કરવા માંડી.

જે બેંકમાં મોહનલાલની રોકડ રકમ હતી ત્યાં તપાસ કરતાં જણાયું કે એક બે દિન પહેલાંજ સર્વ હિસાબ મોહનલાલના નામના ચેકથી ચુકતે કરેલ હતો. થઇ રહ્યું ! બસ ખલાસ ! જેની પર મંગળાઓની આશાઓ હતી તે ચીજ તો આમ સરકી ગઇ. એ ચંચળ પયપારાની કન્યાનો વિશ્વાસ શો !

થોડીક મિલકત તથા મકાન થઇ આશરે ૨૫થી ૩૦ હજાર

જોગનું સાધન તેમની પાસે ફક્ત રહ્યું. પણ જતાં કાન્તિલાલે મંગળાને પોતાના મકાને જવા કહ્યું, પણ મંગળાએ ત્યાં જવું ઉચિત નહિ ધાર્યાથી, વળી કાન્તાના આગ્રહથી ત્યાંજ રહેવું ઠીક માન્યું. જેથી કાન્તિલાલ પણ રમાનાથને ત્યાંજ રહ્યો. રમાનાથે એક બે માસમાં પોતાની ઑફિસમાં રૂા. ૬૦ ના કારકુનની જગા ખાલી પડવાથી સાહેબને કાલાંવાલાં તથા સલામો ભરી ખાસ ભલામણથી તે જગા કાન્તિલાલને અપાવી. ઑફીસમાં કાન્તિલાલ બેપરવાથી કામ કરતો; પરંતુ રમાનાથની ધાકે કોઇ પણ કારકુન તેના વિરૂદ્ધ થઇ સાહેબ પાસે જતો નહિ આનું પરિણામ કાન્તિલાલ માટે શું સરસ આવે ? તેને તો મર્કટને વળી મદીરા જેવું થયું. રમાનાથ તેને સમજણ પાડે તે સહુ રમાનાથની પૂઠે વિદાયજ કરતો. ધીમે ધીમે મંગળા વૈધવ્યનું દુઃખ ભૂલી જવા લાગી. બ્હેનની સારંગી લઇ પ્રેમનાં ગાન ગાવાનું મન તેને થતું, પણ ભાન આવતાં તે ગાન મૂકી ભક્તિનાં ગાન ગાતી. સીવવાનું કામ પણ કાન્તાએ તેને ધીમે ધીમે હાથ પર બેસાડયું. વળી સારાં સારાં પુસ્તકો પણ રમાનાથે લાવી આપવાથી તે પુસ્તકો વાંચી તેઓ બન્ને બહેનો આનંદથી દિનો વિતાવતી હતી. આમ લગભગ ૭ માસ વીતી ગયા. તે દરમ્યાન કાન્તિલાલનો પગાર પણ રૂા. ૧૦ વધારી આપવામાં આવ્યો. રમાનાથ તેનો હિસાબ બરાબર લેતા હોવાથી આડાં ખર્ચ કરી શકાતાં નહિ. પરંતુ ઑફીસમાંથી ગોટાળા કરી ઉપજતી રકમોથી તે ખાનગી રીતે મોજ કરતો. તે કોઈની જાણમાં હતું નહિ. એક વખત તો કાન્તા બહાર ગઈ હતી ત્યારે તેણે મંગળાને ઠેઠ પહેલેથી છેવટ સુધીનું કુતુહલ ભર્યું વિવેચન સંભળાવવા

માંડયું. તેમાંથી હરકોઈ ભાગ તો કાન્તાએ ત્યાં આવી પહોંચવાથી સાંભળ્યો પણ ખરો. તેને મંગળાપર ધિક્કાર પણ આવ્યો. પરંતુ કાન્તિલાલે જે વાત કરી તે સૌ વગર શબ્દે સાંભળી આખરે મંગળાએ એવો જવાબ આપ્યો કે " કાન્તિ ! હવે આપણને આપણી ફરજોનું ભાન આવ્યું છે તો [illegible] પાસે માફી માગી કૃતાર્થ બનીયે." એ વાકયથી કાન્તા રા[illegible]

રમાનાથ સાથે કાન્તા છુટ લઈ જે વ્યવસાયથી આનંદ ભોગવતી તે જોઇ આ નવયૌવના વિધવાને અશ્રુ આવતાં. એકાંતમાં તેનો દેહ કપાઇ જતો હોય તેમ તેને લાગતું. પરંતુ રહેવાના ઇરાદાથી તેણી કંઈ આપણ લાગે તેવું કાર્ય કરતાં અચકાતી.

આજ અરસામાં દેશમાં કાન્તાની વિધવા ભાભી ઇન્ફ્લુએન્ઝામાં સપડાવાથી તેની સારવાર કરવા કાન્તાને જવું પડયાથી હવે સૌ ઘરના કાર્ય મંગળાના શીરે આવ્યાં. કાન્તાને દેશમાં જવાથી કાન્તિલાલ રાજી થયો. તેણે ધીમે ધીમે મંગળા સાથે વધારે છુટ લેવા માંડી. પરંતુ મંગળા સૌ કરતાં ચૂપ રહેવું તે ઉત્તમ માનતી હોવાથી તેનાં કડવાં વચનોના ઘુંટડા ગળી જતી હતી. આખરે કાન્તિલાલ છેકજ નફ્ફટ થતો ગયો. રાત્રે પણ તે કંઇકંઇ રમાનાથથી છાનાં તોફાન કરવા લાગ્યો. વળી મંગળા રમાનાથ સાથે છુટથી વાત કરતી તેને માટે પણ તે બંન્ને પર આરોપ મુકી મંગળાને ધમકાવતો. મંગળા તેને જણાવતી કે આ વાત જો રમાનાથ જાણશે તો ઘરમાં પગ નહિ રહેવાદે. પણ એ સર્વ તો પોતાની ચોરી છુપાવવા માટે મંગળાની જાળ છે તેમ માની કાન્તિલાલ તેને દરરોજ ડરાવતો.

રમાનાથે કાન્તિલાલના વિવાહ માટે ઘણી ખટપટ કરી. પરંતુ તેના યોગ્ય કોઇ કન્યા ન મળી શકી. કાન્તિલાલે ગમે તે રસ્તે મંગળાને ફરીથી તાબે કરવાનો નિશ્ચય કરેલ હોવાથી ઘણી ઘણી યુક્તિઓ તથા લાલચો બતાવી, પણ તે સૌ તેવી વસ્તુઓને ઠોકર મારવા લાગી. જેથી આખરે કમળાના ખૂન બાબત વાત કહાડી તેણે મંગળાને કબજે કરવી યોગ્ય ધારી. સમાપ્તીની અવધિ તો હોયજ. દરરોજની માગણી, વળી એકાંત તથા મન્મથ થતો કામ એ સહુના પરિણામે મંગળાનું દીલ પણ ડગવા લાગ્યું અને આખરે તેણે ફરીથી એક વખત પશ્ચાતાપ કરી કાન્તિલાલની થવા તૈયાર થઇ. બે ત્રણ વખત હા પાડી તેણે કાન્તિલાલને પાછો કહાડ્યો. પરંતુ આખરે સર્વ નિશ્ચયનું પાણી થઇ ગયું.

અને એક વખત કુમાર્ગ જડ્યો તો પછી તે છોડવો મુશ્કેલ થઇ પડે, તે મુજબ હવે તો થવા લાગ્યું. પોતે વિધવા હોવાથી તેને સમાજની બીક લાગતી, પરંતુ વખત આવ્યે સૌ જોઇ લેવાશે એવે ઇરાદે બંન્ને પાપી જીવો આનંદ માનવા લાગ્યા.

કાન્તા દેશમાં ગયા બાદ કોઇ કોઇ વખત તો રમાનાથની ગેરહાજરીમાં કંચન પણ ત્યાં આવતી. મંગળાની સાથે મોટી મોટી વાતો પણ કરતી. વળી કાન્તિલાલની પણ ખબરો પુછતી હતી. રમાનાથ બાબત પણ ખબર અંતર કહાડી ચાલી જતી.

સાંજના વખતે કંચનની મોટરમાં મંગળાને દરરોજ ફરવાનું સાધન પ્રાપ્ત થયું હતું. પહેલાં તો રમાનાથે આ સૌ જોયું ન જોયું કર્યું, પણ આખરે તેના જાણ્યામાં વાત આવી કે મંગળાની સખી તે અન્ય કોઇ નહિ પરંતુ કંચન નાયકણ છે, ત્યારે તેના

દીલમાં ધ્રાસકો પડ્યો. અને તેણે કાન્તિલાલ મારફતે મંગળાને તેના સોબત તજવા કહેવડાવ્યું. કાન્તિલાલે મંગળાને સર્વ વાત જણાવી. અને હવેથી સાવચેત રહી કાર્ય કરવા સમજાવ્યું; કારણ કંચન આવવાથી તે રાજી હતો. રમાનાથને અંદરના ભેદની ખબર નહિ જણાયાથી પોતે નિશ્ચિંત થઇ ગયો. અને કાન્તિલાલને વખત મળતાં આશીસ, માટે સુઝ પ્રાડી રાજી થતો.

આજ અરસામાં દયાળભાઈ તથા સરલા તે બંન્ને પોતાના પુત્ર સાથે મુંબાઇ આવી ટુંકમાં મહાબળેશ્વર તરફ ગયાં હતાં તે પાછાં મુંબાઈ આવી પહોંચ્યાં. જેથી મંગળા તથા કાન્તિલાલને ઘણી અડચણ પડવા લાગી. એટલે એક દિવસ મંગળાએ પોતાના મકાને જવા આગ્રહ કર્યો; પરંતુ કાન્તા આવ્યા બાદ તેમ કરવા રમાનાથે જણાવ્યાથી ન છુટકે તેમણે ત્યાં રહેવા માંડયું.

દયાળભાઇની તબીયત દિનપ્રતિદિન બગડતી જતી હતી, અને હવે બહુ તો તેઓ બે ત્રણ માસના મહેમાન જણાતા હતા. રમા-નાથે મુંબાઇમાં ઘણી દવાઓ કરી પણ કંઇ ફેર પડ્યો નહિ. જેથી તેણે પણ આશા છોડી. દેશમાં કાન્તાની ભાભીની બીમારી વધારે લંબાવવાથી તેણીને ત્યાંજ રહેવું પડ્યું. બાળક શશી હવે તો દોડા દોડ કરતો હતો. કાલી કાલી બોલી બોલીને માતાને આનંદ આપતો હતો; તથા રીઝવતો હતો. સૌ વાતો કરતાં કે છોકરો તેના બાપ જેવો ચાલાક થશે. જેથી કાન્તાના હર્ષનો પાર રહેતો નહિ.

જ્યારે આફતો આવે છે ત્યારે ચારે કોરથી દોડી આવે છે. તે કહેવત અનુસાર ચાર માસમાં દયાળભાઈ ઘણું દુઃખ ભોગવી રાજય-ક્ષયના રોગે આ દુનીયા તજી સરલાને વિધવા બનાવી બાળક

સાથે રમાનાથના આશ્રયે મૂકી ચાલ્યા ગયા. રમાનાથને પણ ભાઇના મૃત્યુથી દુઃખ થયું. તેજ અરસામાં દૈવના કાન્તાની ભાભી પણ દુઃખ પામી મરણ પામી હતી.

ભાઇના શોકને લીધે રમાનાથને મનમાં દુઃખ થતું. પણ 'ઇશ્વરેચ્છા બલિયસિ' એમ માની તેણે ભાભીને આશ્વાસન આપવું યોગ્ય માન્યું. મંગળા તો સરલા પોતાના જેવી થવાથી મનમાં આનંદ અને ઉપરથી શોક દર્શાવવા લાગી.

આ અરસામાં એક અજાયબ બનાવ બનવાથી રમાનાથનું દીલ વધારે વિવ્હળ બન્યું. એક દિન બપોરના વખતે માથું દુઃખવાનું નામ દઇ કાન્તિલાલ ઑફીસમાં ઘેર આવ્યો હતો; અચાનક કંઇ કામ પ્રસંગે રમાનાથ પણ ત્યારબાદ અર્ધા કલાકે ઘેર આવી પહોંચ્યા. તેમણે દાદર ચઢી ઉપર જતાં કાન્તિલાલને પોતાની કાંતાની છબી ઉપર ચુંબન કરતાં જોયો. જેથી ગુસ્સાનો પાર રહ્યો નહિ. અને તેજ દીને તેમના દીલમાં શંક બંધાયો.

"કદાચ કાન્તિલાલે કાન્તાને બચાવી આણી છે તેનો ઉપકાર વાળવા કાન્તા તેના પ્રેમમાં તો નહિ પડી હોય ! નહિ તો કાન્તિલાલ તેની છબીપર ચુંબન કેમ કરે ! સ્ત્રીઓનો વિશ્વાસ શો ? મહાન નૃપ ભર્તુહરિને સ્ત્રીના વચને રાજપાટ બંધુ વિગેરે જતાં કરવાં પડયાં હતાં, તેપણ સ્ત્રી જાતિ છે. માટે આ બાબતમાં ખાસ તપાસ કરવી; અને જો કદાચ આ બીના સત્યજ હોય તો કાન્તાનો સદા માટે ત્યાગ કરવો." આવા વિચારો રમાનાથના દીલમાં ત્યારથી પેસી ગયા.

બેજ દિવસમાં મંગળા જરા બિમાર થવાથી રમાનાથ તેને દવાખાનામાં લઇ ગયો. ત્યાં ડૉક્ટરે બાઇને વિધવા જોયાથી ખાનગી રીતે રમાનાથને જણાવ્યુ કે " આ બાઇને ગર્ભનાં ચિહ્ન જણાય છે"

આ સાંભળતાંજ રમાનાથ તો દિંગ થઈ ગયો. તેને મંગળાપર તિરસ્કાર છુટયો. વિધવા બની કયા પુરૂષ સાથે પ્રેમમાં પડી હશે ? તે તેના સમજવામાં આવ્યું નહિ. બંન્ને બ્હેનો સાથે ઉછરીને મોટી થઇ છે તો જરૂર એકજ ભાવના વાળી હશે. જે વધુ પ્રેમનો ડોળ કરે છે તે હંમેશાં બદમાસજ નીવડે. આવા આવા વિચારો રમાનાથ કરવા લાગ્યો.

અચાનક આ વાત કાન્તિલાલના જાણ્યામાં આવ્યાથી બે માસની રજા લઈ દેશ જવા વિષે તેણે રમાનાથને કહ્યું. રમાનાથે રજા મંજુર કરાવી અને કાન્તિલાલ મંગળાને મુકી દેશમાં ચાલ્યો ગયો. મંગળાને હજી ખબર નહતી કે પાપનો ઘડો હવે ફુટવાનો છે. રમાનાથને પણ મનમાં વેદના થવા લાગી કે આ સ્ત્રીને હવે પોતાને ત્યાં રાખવાથી જગતની અપકીર્તિ જરૂર વહોરવી પડશે જેથી તેણે તરતજ કાન્તાને મુંબાઇ આવવા તાર કર્યો.

કાન્તિલાલે દેશમાં જઈ કાન્તાને ન કહેવાય તેવા બોલ કહી આબાદ ઉશ્કેરીને રમાનાથની ચાલ ચલગત વિષે મંગળાની બાબત કહી પૂર્ણ શક પેદા કર્યો હતો. આ બાબત સાંભળી અજાયબ બની. તેજ અરસામાં તાર આવવાથી તેણી મુંબાઇ તરફ રવાના થઇ. તેના મનમાં રમાનાથ માટે હજારો વિચારો તથા મંગળા માટે હજારો તિરસ્કારો આવવા લાગ્યા, બ્હેન થઇ તેણે આવું ઘટે નહિ તેવું કામ કરવાથી તેના ક્રોધનો પાર રહ્યો નહિ. મુંબાઈ જતી હતી.

જ્યારે મુંબાઇમાં રમાનાથ, કાન્તિલાલે તેની છાતી ઉપર ચુંબન કર્યું, તે માટે શક લાવી ગુસ્સામાં તેની રાહ જોતો હતો. કાન્તા આવે કે તરતજ તેને બે ચાર લાત લગાવી દઉં તેવો તેનો નિશ્ચય થઇ ચુકયો હતો.

વાંચકવૃંદ ! કેવી અજબ ઘટના ! હવે આ ઘટનાના સંબંધે આગળ ઉપર કેવાં પરિણામ આવે તે તપાસવા માટે અન્ય પ્રકરણ ઠીક ગણાશે.



# પ્રકરણ ૧૬ મું.

## નર્તકી !

—(૦)—

ચોથા સમયે કાન્તા રોપ સહ મુંબાઇમાં આવી પહોંચી. પતિને દોષિત ધારી જે તર્કો તેણે ઘડયા હતા તે સર્વ રમાનાથની મૂર્તિ જોતાં તેના દીલમાંથી ખસી ગયા. રમાનાથે તો કાન્તાને પૂછી સર્વ બાબત ચોક્કસ કરવાનો ઇરાદો રાખેલ હોવાથી, પોતે પહેલાં તો પત્નિ સાથે બહુ શાંત રીતે વર્તવા લાગ્યો. કાન્તાને મનમાં થયું કે રમાનાથની પ્રકૃતિ ઠીક નથી. ચિંતાથી ઘેરાયેલ પતિને આરામ નથી તેવો ખ્યાલ તેણે કરી આનંદ માન્યો. રમાનાથ શશીને લઇ આનંદ કરતો હતો.

સાંજ પડતાં વખત જરાયે ન લાંબો થયો કે ન ટુંકો થયો. આજે ઘણા વખતે પતિપત્નિ એક બીજાને મળ્યાં. પહેલાં તો કોઇએ એક બીજા સાથે સહેજે પણ વાત કરી નહિ. પરંતુ અગાસીમાં બેસી રમાનાથ ચંદ્રકાન્તનું પુસ્તક વાંચતો હતો, તે કાન્તાએ તરતજ લઇ લીધું.

“ વ્હાલા ! તમારી તબીયત સારી નથી ? આપ સુકાઇ શાથી ગયા ? ”

" હું નથી સુકાયો. અને કદાચિત જો તેમ હોય. તો સંભવ છે કે મનની વેદનાઓથી તેમ પણ બને. "

" હા. દયાળભાઇ ગુજરી ગયા જેથી આપને મનમાં આવે તે સ્વાભાવિક છે. છતાં પ્રભુ કરેને તે સર્વ સહન કર્યામાંજ આપણે તો કસોટી બતાવવાની છે. "

" દયાળભાઈ ગયા ત્યાં હું પણ ક્યાં નથી જવાનો ? અને જો મૃત્યુ ચોક્કસ છે તો પછી મને શામાટે જરાયે પણ શોક થાય?"

" તો તમારા દીલમાં શું દુ:ખ છે તે તો કહો. નાહક આમ શા શારૂ સુકાવો છો ? આખો દિવસ તમને આમ જોઈ મારો જીવ બળે છે. "

" ત્હારો જીવ બળે અગર રાજી થાય તેમાં મારે શું ? કાન્તા બોલ ત્હેમાં હું શું કરૂ ? "

" ત્હમારા દુઃખે દુ:ખી બનું એ મારાથી થઇ શકે. પરંતુ મારા દુ:ખે હું આપને દુ:ખી નકરૂં નાથ ! તમો આજે આમ માર્મિક ભાષા શાથી બોલો છો ?

" કંઇ નહિ. જો કાન્તા એ તો સહેજ પણ આજે ચંદ્ર નિસ્તેજ કેમ જણાય છે ? "

" કૌમુદી તેનાથી દૂર ખસી વચનનો ભંગ કરતી જણાય છે; જેથી ચંદ્ર તેજહિન બન્યો છે; તેમાં મને શું પુછતા હશો ? " કહી કાન્તા હસવા લાગી.

" તો તું એટલી તો વાત કબૂલજ કરેછે કેમ કાન્તા ? "

" હાસ્તો એતો ત્હમારાથી ક્યાં અજાણ્યું છે ? "

"ના હવે તો જરાયે નહિ. આજે સર્વ ભેદ હું સમજી ગયો છું. અને હવે મુંબાઇ છોડી જવાનો પણ વિચાર કરી દીધો છે."

"શા માટે ? તેમ કરવું શાથી પડે છે તે તો કહો ? શું ઑફીસમાં કંઈ બનાવ બન્યો છે; જેથી તમારે નોકરી છોડવી પડશે? બોલો રમાનાથ ! સત્ય બીના કહો. મને નાહક આમ ભરમાવી સતાવો નહિ. આજે તમે આમ નિષ્ઠુર શાથી બન્યા છો ?"

"એતો નિષ્ઠુરની આગળ નિષ્ઠુર. કાન્તા અગ્રેજીમાં એક કહેવત છે કે આંડે લાકડે આડો વેહ. (Tit for Tat)"

"હા પણ તેમાં અહિં શું ? પાડાના બદલે પખાલીપર શા માટે જુલમ કરવો પડે ?"

હા તેમ કરવામાં પણ ઝખમી દીલને આરામ થાય તો ભલે કરે. તે બાબતમાં વધુ વિવેચન હોયજ નહિ."

"ભલે ! પણ તમો સમજો છો કે હવે સરલા ભાભી થતા ઉછરતો બાળક એ બન્નેને આપણે પોષવાનાં છે; વળી મંગળાનો પણ હાથતમારા સિવાય કોણ પકડે ?" કહેતાં કહેતાં કાતિલ નયને કાન્તાએ રમાનાથના હાવ ભાવ જોવા માંડયા. તેમાં તેને જરાયે ફેર ન સમજાયો.

"કાન્તા ! મંગળાની વાત હવે તું મ્હને ન સંભળાવ. તું ત્હેની બ્હેન છે. હવે એ દુષ્ટ આચરણવાળી મંગળાની બ્હેનને માટે પણ મારે તો વિચાર કરવાનો છે."

મંગળા દુષ્ટ બની અગર ગમે તે બની પણ તે શાથી ? હુંતો બધો દોષ તમારા શીર દોળું છું. જુવાન બ્હેનને પુનઃલગ્નથી જોડવા

માટે મ્હેં આપને ખાસ ભાર દઈ કહેલ હતું, છતાં તમે મારી વિરૂદ્ધ જઇ ત્હેને અહિં રાખી, તોપછી હવે તેનાં સુકૃત્ય અગરતો દુષ્કૃત્ય એ સહુ માટે લોકવાયકા તમારે ખુલ્લા કાને સાંભળવીજ રહી. તમારા મિત્રમંડળ તથા અન્ય કેટલાક ગૃહસ્થોએ પણ જ્યારે મોહનલાલની મિલ્કતના ફના ફાતિયા થયા, ત્યારે આપને પણ આ બાબત માટે સલાહ આપેલી, તેમ છતાં તમે તમારો જુનો સમાજ સાચવી આ વખત આણ્યો. પ્રભુ જાણે લોકતો કયાં સુધી જશે? જગતને દાઝ દેવા ઓછું ત્હમારાથી ઘર ઘર જવાવાનું છે! ”

કાન્તાની શીક્ષાસોટી સાંભળી ઘડીભર રમાનાથને તે સર્વ બીના સત્ય જણાઇ; પણ હવે તે માટે અફસોસ કરવો વ્યર્થ હોવાથી તેણે તેને શાંતરીતે પ્રત્યોત્તર આપ્યો.

“ કાન્તા ! થનાર થઈ ગયું તેને માટે હવે વધુ વિવેચન શા માટે કરવાં પડે ? સમાજ આટલો બધો દુષ્ટ હશે તેવો ખ્યાલ મેં કદિ પણ બાંધેલ નહિ. મંગળા ભરજોબનવાળી, વળી સુંદર બ્હેનની સુંદર બ્હેન તે સૌ તથા હાલનો પવન એ બધા ખ્યાલ મને તે વખતે પણ આવેલ, કીન્તુ એક આબરૂદાર ગૃહસ્થની બૈરી આમ તેના અચાનક મરી ગયા પછી પુર્નલગ્ન કરે, તો એક તો મરનારની અપકીર્તિ થાય અને બીજું એ બૈરી ઉપર આક્ષેપ એ બધો વિચાર કરી મ્હેં તે વાતમાં સંમંતિ નહિ આપેલ મોહનલાલ કમોતે ન મર્યો હોત તો પછી મારે વાંધો હતોજ કયાં ? આજ સુધી મ્હેં તેને પાળી પોષી સદ્‌ભાવે મકાનમાં રાખી, તેનો બદલો તે તારી કુલટા બ્હેને ઠીક આપ્યો. અને તું પણ કયાં ઓછી છે?”

“ શું કહો છો ? રમાનાથ ! હું કયાં ઓછી છું એટલે ?

ત્હમે આજે શું બોલો છો ? મંગળાના પાપે મ્હને કુવામાં નાખો છો નાથ ? પ્રભુ ! આટલી બધી નિષ્ઠુરતા ! વળી ડૉક્ટરે તમને કહ્યું તે સત્ય શાથી સમજાય ? અને જો કદાચ સત્ય હશે તો પણ તમારા માથે શો બોજો આવશે તેનો ખ્યાલ તો કરો ! ”

“ એટલે શું કાન્તા હું તેને હવે આ મકાનમાં રાખુ એમને ? ના એ નહિ બને. આવતી કાલેજ હું તેને અહિંથી વિદાય દઇશ. તેને ગમે તે ત્યારબાદ પોતે કરે; મ્હારે બિલકુલ વાંધો નથી. અને તેમ છતાં જો તને મનમાં લાગણી ઉદ્દભવતી હોય તો તુ પણ તેની પાછળ ચાલી જજે. ”

“ આજે તમે આ શું ઉચ્ચારો છો ! તેની પાછળ મારે શું કામ જવું ? વળી મકાનમાંથી તમો ત્હેને કહાડશો તો એ છટકેલ મારી બ્હેન તમોને જરૂર અપકીર્તિ અપાવશે. અને સમાજ શું એવી વાયકા સત્ય નહિ માને ? તમે તેને પુનઃર્લગ્ન ન કરવા દીધું તેજ પુરાવો બસ છે. માટે હજી પણ જે કરો તે વિચાર કરી કરશો થઇ ગયેલ બાબતને સુધારવામાં હવે તમારી અને અમારી શોભા છે. ” આમ કહી કાન્તા રમાનાથથી દૂર હતી તે સહેજ નજીક આવી.

“ ભલે ગમે તે થાય કાન્તા ! પણ તું અહિંથી દૂર થા. ” ગુસ્સે થતા રમાનાથે સ્પષ્ટ શબ્દોમાં હાથ લંબાવી દાદર બતાવ્યો.

“ શા અપરાધ માટે તે જણાવશો ? ”

“ હા ! દુનિઆ મ્હને ગમે તે કહે છતાં આજે વર્ષો પર્યંતનો ત્હારો અને મ્હારો સંબંધ હોવા છતાં તું પણ મને આવા નિરર્થક વેદના કરતાં વચન બાણ મારે તો પછી ત્હારી સાથે પણ

સહકારશો ? પડ પડતો સદાવડી. બસ, એજ ન્યાય માટે ત્હારે પણ જેમ કરવું હોય તેમ કરવાની છુટ છે."

"હવે હું તમોને ખોટું ન લાગે તો પૂછવાની રજા લઉં છું કે નાથ ! તમોએ આજ સુધી મારા પવિત્ર પ્રેમને પીછાની તમારી બાલસખી કાન્તા ઉપર પણ કયાં વચન બાણ નથી વર્ષાવ્યાં ? છતાં પણ હું તો તમને સહેજે કહેતી નથી. આતો સમાજની વાત કહું છું."

"ત્હારો સમાજ પડે કુવામાં, અને તું પણ દરિયામાં પડ કે મર; મને ઓછી પરવા છે. બતાવ તેના માટે કંઈ પુરાવો છે ? હવે વધુ વાત કરીશ તો મારો મિજાજ આજ ચાલ્યો જશે."

"ઠરેલ માણસોનો મિજાજ ચાલ્યો જશે ત્યારે પૃથ્વી રસાતાળ જશે. સમ દષ્ટિવાળા પતિને પતિઓ સંતાપશે ત્યારે આકાશમાં પિતૃઓ તથા દેવો દુભાશે; અને ઘરના કંકાશથી કુટુમ્બનો નાશ થશે એ સૌ ધાર્મિક બાબતો આજ તમે વિસરી આવી વાત કરો છો તે કઇ સાનથી ? વળી મ્હારે તમારા ઉપર શક લાવવાનું કારણ પણ શું હોય ? જો શક હોય અગર ન હોય છતાં પત્નિની ફરજ એટલીજ છે કે એકાંતમાં પતિદેવને સહેજ ઇશારો કરવો, જ્યારે પતિ પોતાને ગમે તે શિક્ષા કરે અગર તો દોષ દે તે સર્વ શરૂઆતમાં તો મુંગા મુખે સહન કરી પાછળથી પોતાના જળહળાતા પ્રભાવે પતિને પણ સાબિત કરી આપે કે પોતાના પર આવતું કલંક નિરર્થક છે તેજ બૈરી જાણવી. બીજી અન્ય પતિને સામો ઉત્તર આપી દુભવે તે સુભાર્યા નહિ પણ કુભાર્યા તો પછી વ્હાલા રમાનાથ ! હું તમારા વિષે કદી આમ ધારૂં તેમ તમે માનોજ કેમ ?

સાબિતિ એટલી કે તે આપણા મકાનમાં રહી છે. અને તે પણ આપની દેખરેખ નીચે આ સૌ સમાજને તો બ્હાનાં છે ને!"

"વ્હાલા અને વ્હાલીના પાઠ કાન્તા હવે જવા દે. તું જ ચોકખા ભાવે આટલી બધી લાંબી ટાયલા વાળી શિખામણ જવા દઇ એમજ કહેને, કે ત્હારા દીલમાં મારા ઉપર સો એ સો ટકા વહેમ ભરાયો છે! આડકતરી રીતે 'આમ થશે' અને 'આમ કહેશે' એ સહુ વાત મારે નથી સાંભળવી. કાલેજ તેને હું વિદાય કરીશ; અને તેની ચાકરી કરવા તારે જવું હશે તો હું ના નહિ પાડું. તને પણ પાછળની જીંદગી માટે ભાથું લઈ જવાની છુટ છે."

"બસ તમારો એજ નિશ્ચય! મને સમજાય છે કે તેમોને કોઇએ કાનમાં વિષ નાંખી ભરમાવી દીધા છે. નહિ તો મારા રમાનાથના મુખમાંથી આવાં વાકય કદિ નિકળે નહિ તેની ખાત્રી મ્હને તો હૈયામાં છે."

"રમાનાથ મ્હારો અને ત્હારો એ બધી ડહાપણભરી અને લલચાવનારી ગભીર ભાષા આજે નહિ ટકે. ટુંકમાં મારી સાથે વાત કર્યાં સિવાય તું સિધાવી જા. ઓ શંકાદેવી અને પાપી આચરણુવાળી મહામાયા! હવે તને વિદાય છે. માટે જા સુખેથી ચાલી જા." કહી રમાનાથે પોતાનું મુખ ફેરવી લીધું.

"હેં! શું? મને પણ પાપી આચરણવાળી તમે માનો છો?" કહેતી કાન્તાની નયનોની ધારમાંથી અશ્રુ સરવા લાગ્યાં.

"એ અશ્રુના પ્રતાપે હવે મોટાં સમુદ્ર જેવાં સરોવર થશે તો પણ તે નકામાં છે કાન્તુડી દૂર થા; ચાલી જા;! બદમાશ;! સ્ત્રીઓની

એતો ટેવજ છે કે છેલ્લા ઉપાયે રૂદન કરી પતિને શાંત કરવા પ્રયત્ન કરવો પરંતુ હું સારી રીતે જાણું છું કે તે તો તેમના કુળમાં વારસો હોય છે. કહેનારે ઠીક કહ્યું છે, અને અનુભવથીજ કહેલું હશે કે—

"ભણેલી પણ ભામિનિ, અજવાળી પણ રાત.
ડાહ્યો પણ દારૂડીઓ, તે ત્રણે કમજાત."

માટે હવે વધુ વિવેચન અને રૂદન કર્યા સિવાય તું ઝટપટ ત્હારા મન્મથ દેવને મળવા માટે ભેટવા ચાલી જા. બદમાશ બૈરી ! આજસુધી ત્હેં મને ઠગી [redacted] વહેવાર ચલાવ્યો તે વાતની જો મને પહેલેથી ખબર [redacted] આ પરિણામ ન આવત. જે બ્હેનને પવિત્ર માની ધીરજલાલ જેવા મોટા બંધુએ પોતાની ફરજે પ્રાણનું બલીદાન આપ્યું તે ભાઇનો અમરાત્મા ત્હારાં બુરાં કર્મે કેટલો બળ્યો દુભતો હશે ? ઓ ચંડાળણી કુલટા ! વ્યભિચારી વામા ! શ્યામા ! મોહમાયા ! ત્હારામાં વિશ્વાસ મુકી ભુલ્યો એજ મારૂં અધઃપતન."

"મારીપર આમ આક્ષેપ મુકવાનુ કારણ નાથ ! મંગળાનો બચાવ કરતાં આમ આપ ઉતરી પડશો તેમ મને ખ્યાલ ન હતો તમો તેના બદલામાં આજે મારીપર આમ ઉથલી પડી મારો તિરસ્કાર કરો છો તે શા ગુન્હા બદલ તેતો જણાવો. નવનિતલાલ ઠગ મને લઇ ગયો ત્યાં પ્રભુ સાક્ષીએ હું શુદ્ધ રહી છું તેની ખાત્રી મારા પ્રભુ સિવાય કોણ આપે ?"

"અરે ત્હારા નવનિતલાલને કોણ પૂછે છે ! જો દુષ્ટા કાન્તા !

દેખ આ ત્હારો પત્ર વહેવાર અને આ તારા યાર સાથેનો ફોટો ”

“ ક્યાં છે પ્રભુ! લાવો મને જોવા દો. એ સૌ તર્કટ હશે. હું તદ્દન નિર્દોષ છું.” કહી કાન્તા વધુ રૂદન કરવા લાગી.

“ લે ત્હારાં પાપ સંભાળી લે ” કહી ગુસ્સાભેર રમાનાથે એક પત્રનું બંડલ તથા એક જડીત ફોટો બંન્ને પથારી નીચેથી ખેંચી કહાડી કાન્તા ઉપર નાખ્યાં. ફોટાનો કાચ ભાગી જવાથી કાન્તાની પાની પર સહેજ ઘા [illegible] પણ તેની ગણત્રી કરવાનો વખત અત્યારે તેને ક્યાં હતો! તેનો સનમ સમુદ્ર આજ ખરો થતો હતો.

બધો પત્ર વહેવાર પોતે બાળપણમાં કાન્તિલાલ સાથે કર્યો હતો તેજ હતો. તે ઉપરાંત એક પત્ર હાલ તરતજ લખેલો પણ કાન્તિલાલનાજ હસ્તનો હતો. ફોટો પણ કાન્તિલાલ તથા કાન્તાનો હતો. આ સૌ જોતાં કાન્તાના દીલમાંથી હાય નિકળી ગઇ. તેની ધીરજ ખુટી ગઇ. જે પત્ર વહેવાર ચોરાઇ ગયો હતો, તે સર્વ રમાનાથ પાસે ક્યાંથી આવ્યો: વળી આ ફોટો પણ ક્યાંથી પડ્યો? એ સૌ તેને સમજાયું નહિ. તેણે ધીમે ડગલે જઇ રમાનાથના પાદ કમળ પકડી તેના આગળ આ તર્કટ છે એમ જણાવ્યું. પરંતુ રમાનાથના દીલમાં આ બનાવની રહેજ પણ અસર થઇ નહિ ઉંઘતો બાળક શશી પણ જાગી ઉઠયો. તેનું મુખ માતાને અત્યારે રૂદન કરતી જોઇ ઉતરી ગયું. પણ પાંચ મિનિટમાં તો તે પાછો નિંદ્રાધિન બની ગયો.

કાન્તાએ જ્યારે ઘણાં કાલાવાલા કર્યા ત્યારે રમાનાથે ફક્ત જવાબ આપ્યો કે

" ઠગારી પત્નિનો હવે વિશ્વાસ શો ? બસ તું દૂર થા."

" નાથ આ પત્રો મારા નાનપણમાં વિદ્યાર્થી અવસ્થામાં મેં લખેલા તે વાત હું આપની આગળ કબુલ કરૂં છું. પરંતુ પ્રભુ સાક્ષીએ મારા આચરણને મેં કલંકિત નથી બનવા દીધું. આપ મારા પર વહેમાઇ મને તરછોડશો તો જરૂર કોઇ દિન ખરો હેવાલ જાણવામાં આવતાં આપને પશ્ચાતાપ કરવો પડશે."

" બસ ચૂપ કર ! આથી કેટલું વધારે બાગવું છે ! જુઠ્ઠી વેરી !. હવે આડાં અવળાં બ્હાનાં કહાડી મને ફોસલાવે છે ? ભલે એ પત્ર નાનપણના હોય; પણ આ ટુંકમાંજ લખાયેલો પત્ર તારા નામને બદલે મારી પર ભૂલથી આવ્યો છે તે જો તારી પર આવ્યો હતતો શું તું મને બતાવત ! બોલ ખરો જવાબ આપ ! વળી આ ફોટો તો પ્રત્યક્ષ પુરાવો આપે છે. છતાં મને ભરમાવવાની વાત કરે છે તે કેમ બને ?"

" ભલે આપ ગમે તે માનો. ભલે મને નિર્દોષને વિશ્વાસઘાતી કહો ! અગર છુંદી નાખો, મારી નાખો, દરીયામાં ફેંકો, અગર તો અત્યારે ઝેર આપો એ સૌ મારે કબૂલ છે. આપ એક વકીલ છો; અને ગમે તે રસ્તે અત્યારે તમારા દીલમાં ભરાયેલી વાત તમો છોડનાર નથી, પરંતુ પ્રભુ ! વ્હાલા રમાનાથ ! આપ આમ આજે શા કારણસર મને સતાવો છો. તે હું પોતેજ સમજતી નથી. આ ફોટો બનાવટી છે. વળી મારી પર કોઇ પત્ર લખે તેમાં મારો દોષ શો ?"

" હા હા ધર્મની પૂંછડી ! બીજી આટ આટલી મુંગાઇમાં વ્હારા કુળની છટકેલ અને નફટ બેરીઓ હશે તેમના ઉપર કોઇ

ત્હારો દીલદાર યાર કેમ નથી લખતો અને ત્હારા ઉપરજ તેનો પત્ર લખાય છે ?"

"બીજી ઉપર લખતા હશે તેની આપણને શું ખબર પડે ? અને લખતા હોય તો પણ મન પવિત્ર રાખી સુપત્નિ પતિને કંકાશ નહિ આપવા ખાતર આ પત્રોને [redacted] દેતી હોય તો પણ શી ખબર ? પુરૂષજાતિ માટે આપ [redacted]આવ બાંધો અને મારા જેવી નિર્દોષ માટે આમ ધારો [redacted] હડહડતો અન્યાય થાય છે. રમાનાથ ! આજ સુધીના મારા પ્રેમને તમે ભૂલી ગયા ! મને તો આ દોષ મુંબાઇનો જણાય છે. આપણું વાસદ ઘણું સારૂં હતું કે જ્યાં મારા રમાનાથ સદા મારાજ હતા. પ્રભુ હવે તું કરે તે ખરૂં—"

"બહુ થયું હવે વાસદને મુંબાઈની વાતો કરનાર વેરી ઔરી ! વ્યભિચારી સ્ત્રી તથા હરાયો માલ ખાનાર પશુ તે સૌની એકજ રીત હોય છે તે મારાથી અજાણ્યું નથી. વળી પારો સ્થિર હોય તોજ ચંચળ દીલની ચાપલ્ય વનિતાઓનો પવન પણ સ્થિર રહે. આજસુધી રમાનાથ ત્હારા હતા; અને હવે બીજીના થયા એમને ! ચાલ દૂર થા." કહી ગુસ્સે બનેલા રમાનાથે કાન્તાને એક સજ્જડ લાત લગાવી દીધી.

ભયથી અને શોકથી ધ્રુજતી અબળા અગાસીમાં ઢળી પડી એક અક્ષર પણ બોલી શકી નહી, ઉપરથી ફરીથી રમા નાથે બીજી લાત મારી જ્યારે કાન્તાએ પતિ તરફ દયા યાચતા ભાવે નીહાળી હાથ જોડી કહ્યું.

નાથ આજે ઘણા દિવસે તમારા પાદની લાત પામી મને આનંદ થયો, પ્રભુ પાદની સેવા પ્રાણ શી ખોટી ? વ્હાલા રમાનાથ તમે

મને શું ગુનેગાર ધારો છો મારો વિશ્વાસ જરા પણ નહી રાખો ! હાય હાય ભાભીની ચાકરી કરવા જતાં મારા રમાનાથનું મન ભ્રમિત થશે તેમ જો મ્હેં જાણ્યું હોત તો હું ત્યાં જાતજ નહિ. ઓ પ્રભુ આ સંકટમાં તું મ્હને બચાવ રમાનાથ દયા કરો મને બાળપણાની નિર્દોષ ભુલો માટે માફ કરો.

છતાંએ રમાનાથે કંઇ ગણકાર્યું નહિ અરે કંઇ માન્યું નહિ. કાચ વાગવાથી નાજુક પાનીમાંથી રક્ત વહેતું હતું. અને અત્યારે અગાસીમાં પડવાથી તેના એક હાથ પર સહેજ ઇજા થઇ હતી તે સહુ રમાનાથે જોયાં છતાં તેના દીલમાં દયા ન વસી પુરૂષજાતી પહેલે-સ્ત્રી જાતીપર જુલ્મ તથા દાબ વર્ષાવવામાં કયાં પાછી પાની કરે છે? આખી જીંદગી ભર સહચારી બની તેમનાં વેઠ વૈતરાં કરનારી ગુલામ સ્ત્રીથી જો એક વખત ગલતી થઇ ગઇ તો આખા જીવનની સેવાનો નાશ થઈ ગયો. બસ ખલાસ ! આ કેટલો બધો દમામ ! સ્ત્રીથી પતિને બોલ પણ ન કહેવાય ! કહેતો પતિને ગુસ્સો આવે ! આ શું માનવ સ્વભાવનુ સારૂં લક્ષણુ છે ? અલબત હજારોમાં ગણીગાંઠી સંખ્યા અનાથ વિરૂદ્ધ વર્તનવાળી હશે તે વાત આનંદજનક હોય; પરંતુ આજકાલનો રમાનાથ જેવો વર્ગ વગર તપાસ કર્યે બસ તું વિશ્વાસઘાતી એવા વાકયો ઉચ્ચારી કેટલીએ આશા ભરી પત્નીનાં હૃદયુ ઉપર છરી ફેરવતાં હશે આપણાં બંધન કેવાં શિથીલ હોય છે ? કાયદામાં કે શાસ્ત્રમાં જોતાં બંધનો સારાં જણાય પણ તેનો દુરાગ્રહથી દુરૂપયોગ થાય તે શું માનવ જાતીને શરમસ્પદ નથી ? સ્ત્રી વર્ગ પર તમો આટલો બધો જુલ્મ વર્સાવવા માટે તમોને ભાગ્યશાળી માનો છો તે કયા તપના બળથી ? અગરતો ગત જન્મનાં કયાં પાપથી

વાત વાતમાં ચિડાઇ જવું જે દોરડું પુરૂષે પકડયું તેજ દોરડું સ્ત્રી નમકડે તો બસ ખલાસ થઇ. એ સારા જીવનની સેવાઓ ! કેવો અન્યાય ! કેવી શરમ ભરેલી બેવકુફતા ! આજ ત્હારાં હાડકાં સીધાં કરીશ. તોડી નાખીશ ખબરદાર જીભ ઉપાડીતો. વળી કંઇતો રાંડે આશું માંડયું છે! આ વેશ શા ! એ સૌ જેમણે પતિનાં મીઠાં કથન સાંભળવાની આશા રાખી હોય તેમને સાંભળતાં તેમજ હૃદયના-અરે જીગરના અને આશાના ટુકડા થતાં કેટલીવાર ! માટીનો ઘડો ભાગી જાય તો કંઇ ઉપાય થાય પરંતું પ્રેમ જેવી વસ્તુ ફુટતાં વર્ષો વીતી જશે પ્રેમને અનુસરી એક બીજાએ હળીમળી આ સંસારમાંથી પાર ઉતરવું તે મુળ ઉદેશને તિલાંજલી આપી વિષય વાસનાથી ભરેલા પુરૂષો સ્ત્રી આલમને પોતાનાં ગમ્મત તથા આનંદનાં પુતળાં સમજે તે કેટલી બધી નીચતા અને અધમતા બિચારી કાન્તાની જરાયે દયા તેના પતિને ન આવી. એ સો નિષ્ફળ નીવડયાં.

કાન્તાના પડવાનો અવાજ સાંભળી તેની જેઠાણી સરલા દોડતી દોડતી ઉપર આવી પહોંચી તેણે આ સૌ તમાસો જોયો. અને તેજ વખતે રમાનાથને ઉપદેશ દેવામાંડયો પણ એ સૌ પત્થર પર પાણી હશે તેમ તેણે નહી જાણેલ. ટુંકમાં કાન્તાએજ સરલાને સમજાવી ત્યાંથી વિદાય કરી વિધવા જેઠાણી આજ પોતાની મર્યાદા છોડી અહીં આવી છતાં કાન્તાના પતિને જરાયે અસર ન થઇ.

વ્હાલા વાંચક ! મૂળથી તે અત્યાર સુધી બનેલ સૌ હેવાલ કાન્તાની ચંચળ બ્હેન મંગળા એક બારીમાં ડોકીયું કરી જોતી હતી. તેણે શ્રવણ કર્યું કે પોતે અત્યારે ફરીથી બુરી હાલતમાં આવી છે; ત્યારે તેને પણ ભાન આવવા માંડયું. વિષય વાસનાને પુરી

કરતાં પોતાની સ્થિતિનું ભાન ભૂલી જનારની આ દશા! ડૉકટરની વાત ઉપરથી તે સૌ બીના સમજી ગઇ આવતી કાલેજ રમાનાથ તેને વિદાય કરશે. હવે તેને સંઘરનાર કોઇ નહતું. પતિએ પૈસાની વ્યવસ્થા કરેલ તે સૌ ઉપર ધુળ ફરી ગઈ હતી. પોતાની પાસે ઝેર પીવાને એક પાઈ પણ મળવી મુશ્કેલ હતી: તે અવસ્થામાં રમાનાથ વિદાય આપશે તો તેની શી દશા! ત્યાંથી દૂર ખસી પોતાના ઓરડામાં જઇ તેણે પથારીમાં પડયા પડયા વિચારો કરવા માંડયા. પરંતુ તેનું મન ભ્રમિત થવાથી કંઇપણ સુઝ તેને પડી નહિ.

"હાય સમાજ! ત્હારા બંધનેજ મારી આ દશા બનાવી.

માબાપે વગર વિચાર્યે શા ઇરાદાથી મને આવા ધરની ગૃહણી બનાવી હશે? અને મેં પણ ભવિષ્યનો વિચાર નહિ કરતાં પાપ કર્મો કર્યાં. અને તેનો પ્રશ્ચાતાપ કરતાં કરતાં કેવી કેવી ભૂલો કરી નાંખી! ઓ કામદેવ રતિવલ્લભ દગાખોર! ત્હારો વાસ આખી આલમમાં પશુ પંખી અને માનવ એ સૌમાં સરખોજ છે તે શું તને ઠીક લાગે છે? હાય! આવતી કાલે મને જ્યારે હાથ પકડી રમાનાથ વિદાય આપશે ત્યારે મારી શી દશા?

મને કોણુ આશ્રય આપશે! પીછાનનાર લોકો મશ્કરી કરી મને વધુ સંતાપશે; અને તેમ છતાંયે એ સૌ શ્રવણ કરતાં પણુ મારો કોણુ બેલી! મારાં કર્મે મારી બ્હેનને જુલમ સહેવો પડે છે. અત્યારે મારી ભૂલની માફી માગી આવતાં! ના! પણુ કયું ઉજજવળ મુખ લઇ બ્હેન કાન્તા તથા રમાનાથ જેવા પાળક બનેવી પાસે હું જઇ શકું! કાન્તિલાલના લખેલ કાગળોજ એ જરૂર હશે. ફોટો તે દેખીતો કાન્તિલાલનોજ હશે તે દિવસે તેને મ્હેં ના કહી છતાં

અહિંથી કાન્તા બ્હેનનો ફોટો લઇ તે સાથે પોતાનો ફોટો કોઇ રૅાયલ આર્ટસમાં ભેગો કરી નાખ્યો છે તે વાત ચોકસ છે. હું આ બધો સ્ફોટ કરૂં તો બ્હેનનો સંસાર તો બગડતો અટકેને ! પણ પ્રભુ દુઃખ એટલુંજ કે હું ત્યાં શી રીતે જઇ શકું ! ગુસ્સે બનેલ રમાનાથ મને શું સત્ય બીના કહેનારી મન નહ ! તેઓ મારો ત્યાંજ તિરસકાર કરી મને ફીટકાર દે તે વખત ભૂ માતા માર્ગ આપે તો તેના ઉદયમાં સમાય જવું ઠીક લાગે. સવારના પહોરમાં મારે પગ મુકવા માટે જમીન ભારે પડશે. તે મને રજા આપે તે પહેલાંજ મારા પાપની શિક્ષા ભોગવવા હું ગમે ત્યાં જવાય ત્યાં સ્વેચ્છાથી ચાલી જઉં. તે શું ખોટું ! ના ! પણ મને અબળા ને આમ સાહસ કરવામાં શું શુયે સહન કરવું પડે ! આખા મુંબાઇમાં મારૂં કોઇ સ્નેહી પણ નથી કે જેની સાથે હું રહી શકું. ! દેશમાં પણ કોઇ નથી. અગર તો પાસે સાધન પણ નથી કે જેથી અલગ રહી મારી જીંદગી ગુજારી શકું. તો મારે હવે કરવું શું ! મારી અધમતાની વાત આજ નહિ તો ટુંકમાં બહાર પડશે ત્યારે આલમમાં શું મુખ લઇ ફરવું ? પ્રભુ ! હવે તું કંઇ રસ્તો બતાવ ! મારા પાપની શિક્ષા જે ઘટીત હોય તે આજે એકી વખતેજ મને આપી દે; કે જેથી બાકીનું જીવન હું ઉજ્જવળ બતાવી શકું. દૃઢ નિશ્ચય કરી મ્હેં મનમાં પ્રભુનું નામ લાંબો વખત રાખ્યું, પણ એ દુષ્ટ શયતાન કાન્તિએ મને લાલચોથી લલચાવી આખરે ફસાવી પણ તેમાં કોઇનો દોષ શો ? દોષ મારો પોતાનોજ કે વિષય વાસનામાં લપટાઇ મ્હેં મારી સ્થિતિ તરફ જરાયે જોયું નહિ. હા ! હા ! એક સ્થાન છે ! પણ ત્યાં જવું તેમાં પણ જોખમ તો ખરૂંને ! કંઇ નહિ પરંતુ ત્યાંજ જઇશ. મને જરૂર નર્તકી કંચન પોતાને ત્યાં આશ્રય આપશે. પ્રભુ

કૃપાએ ત્યાં પણ હું પવિત્ર રહી શકીશ, પ્રભુ આજે મારે શું એક આબરૂદારની કન્યા હોવા છતાં વિધવા બની નર્તકીના આશ્રયે જવું પડે છે તો મારી લાજ મર્યાદા રાખવી તે તારા હાથમાં છે દયા નાથ! કંચન મારો સત્કાર કરે એટલી પ્રેરણા તું જરૂર તેના દીલમાં ઉતારજે."

તુરતજ તે વખતે તેણે પોતાનાં વસ્ત્ર પહેર્યાં. ચાલવાની તૈયારી કરી. નિશાદેવીના સામ્રાજ્યમાં તેણીએ આ મકાનને હંમેશ માટે તિલાંજલી આપવાનો ઇરાદો કર્યો; પરંતુ તેના પાદ ચાલી શકયા નહિ પાછા ફરી રોવાય તેટલું તેણે રોઇ લીધું. એક પત્ર પણ લખી ટેબલપર મુકયો; અને તેજ વખતે તેણી મકાનનો ત્યાગ કરી ચાલી ગઇ

સમાજ! હવે તો સમજ! ત્હારા બંધને આજે એક સ્ત્રી કયાં જાય છે? આ પરિણામ શાથી?

આ તરફ કાન્તા પથ્થર ઉપરજ રમાનાથના ગુસ્સાનું કેન્દ્ર બની ઉંઘતી હતી. તેને ફક્ત સ્વપ્નમાં પણ એજ જંખના થતી કે પોતે રમાનાથના હસ્તથી ત્યજાયેલી બની છે. ઘણા કાલાવાલા કરતાં પણ રમાનાથ માનતા નથી. જેથી તેનું દીલ બળતું હતું. તેની દલિલો એક પછી એક એમ ચૂરા થતી હતી. રમાનાથનું હૈયું આજ નિષ્ઠુર બન્યું હતું. આ સૌ દૃશ્ય આ રસવેલી આશાના પૂરે નડીયાદથી મુંબાઇ આવેલી કાન્તાને સ્વપ્નમાં ભ્રમ પેદા કરતું હતું. કો માસિકમાં વાંચેલ લીટીઓ વારંવાર તેના મુખમાંથી સરી પડતી. રાત્રિ લગભગ ઘણી વીતિ હતી.

અચાનક રમાનાથ જાગી ઉઠયો. પોતાની પથારીથી દૂર કાન્તા

જમીનપર એકલી નિંદ્રાધીન બની કંઇક લવે છે તે પણ તેણે સાંભળ્યું. તેના વિચારોમાં ફેરફાર થવા લાગ્યો પત્નિને જગાડી ગોદમાં લેવા માટે ઇરાદો થયો; પરંતુ પાછો પેલો ફોટો મગજમાં ઉતરી જવાથી તે પથારીમાં જ બેસી રહ્યો. ઘણા વાંચનને લીધે માસિકની યાદ રહેલી કડી ફરી કાન્તાના મુખમાંથી સરી પડી.

"રીઝાવું નાથને હું કયમ, પડે ના કંઇ અરેરે ગમ;
સખિરી! હાય મારા સમ. જીગરમાં ના રહે કંઇ દમ."

પાછી કાન્તા ચૂપ બની.

"અરે આતો સુંદરી સુબોધ બગર તો બીજા કો એવાજ માસિકની ટેવ પતિથી ત્યજાયેલા મ્હોંવના મુખમાં પડેલ અબળાના શોકોદગાર! હા તેજ! ચાલ પ્રિયાને જગાડું."

કહી તે ઉઠયો. કાન્તાની નજીક ગયો. હસ્ત તેની દેહ કળી પર અટકાવવા લંબાવ્યો. પરંતુ ફરીથી કાન્તિલાલ સાથે તેના ફોટાનું દૃશ્ય તેની નજર આગળ ખડું થયું તરતજ ત્યાંથી દૂર ખસી ગયો.



# પ્રકરણ ૧૭ મું.

## તાબેદાર તરૂણી

—(०)—


ર વાગતાં તો મુંબાઇમાં કોલાહલ શરૂ થઈ ગયો. આ અવાજથી કાન્તા જાગી ઉઠી. પોતે વીના પથારીયે ઉંઘી ગઇ હતી તે ભાન તેને થયું. બેઠી થઈ અને વિચારમાં પડી. કુદરતે પ્રભાતનો દેખાવ કેવો રમણિય બનાવ્યો છે તે સૌ તે જોવા લાગી એક બાજુ ચંદ્રનાં શિતળ કિરણ ફુટતાં હતાં, બીજી બાજુએ હૃદયને અટકાવે તેવી ગરમી પેદા કરનાર વિશેષ સૂર્ય દેવની તૈયારીઓ પણ થતી હતી. ટ્રામ ચાલુ થવાથી ખડખડ અવાજો થતા હતા. પરંતુ આ સૌ લાભો વખત જોવાનું મન આજે કાન્તાને ન થયું, કાન્તિલાલ આખરે દુશ્મનની ગરજ સારી ગયો તે હવે તે સમજી. તેને નદિમાંથી બચાવી તે પણ તેના આશયથી તેની પણ તેણે પત્ર ઉપરથી કલ્પના કરી. ફેટો પોતા સાથે કેવી રીતે પડાવ્યો તે તેણી જરાયે સમજી નહિ.

બાળક શીશ પિતાની ગોદમાં નિંદ્રાધીન બન્યો હતો તેને ચુંબન કરી કાન્તા પતિની પથારી નજીક જઈ બેસી ગઇ મુગા મુખે ત્યાંજ રૂદન કરવા લાગી પંદર મિનીટ એ પ્રમાણે તેણીએ વિચાર

તથા રૂદનમાં વીતાવી તેને તેનું બાળપણુ આજે સાંભર્યું જે બાળપણુ ને લીધે તેની આ દશા થઇ તે તેને સાંભર્યું આજે તેણી કલ્પ વૃક્ષ નીચે બેસી રહી હતી છતાં તેના ભાવો અપુર્ણ રહ્યા હતા નાદને તિરે બેઠાં બેઠાં તેણે તૃષાજ સેવી હતી બાળપણામાં કાન્તીલાલ સાથેનાં સ્મરણો યાદ આવવા લાગ્યાં.

પોતે દરરોજ નિશાળમાં જતી હતી. ત્યાં રહી પોતાના પાઠ સારી રીતે કરતી હતી.એક દિવસ તેણીને મોટરના પંજામાંથી તેના વર્ગમાંજ ભણતા વિદ્યાર્થી કાન્તિલાલે બચાવી. તે ઉપકારના બદલામાં તેણીએ તેને હંમેશ યાદ રાખ્યો. તેઓની મૈત્રી વધી. તેઓ છુટથી બોલવા ચાલવા લાગ્યાં એકબીજાના હસ્ત પકડી વિકટોરીયા ગાર્ડનમાં ફરવા જવાનો વ્યવસાય પણ ચાલુ થયો. હૃદયની વાતો ત્યાં બંન્ને જણ એકબીજાને કરતાં હતાં.

જો કદાચ કોઇ દિવસે એક બીજાને દેખે નહિ તો મનમાં ચિંતા થતી અને મળે ત્યારેજ આનંદ પ્રાપ્ત થતો. આ વાત ઘણા વિદ્યાર્થિઓની અદેખાઇના સાધનરૂપ હતી; વળી આકર્ષણ રૂપ પણ હતી. એ સૌ તેઓ બંન્નેજણ જાણતાં હતાં પરીક્ષાના વખતે કાગળ લખી રજાનું બ્હાનું લઇ એકબીજાને પેપરોના જવાબો પણ અપાતા.

આ પ્રમાણે બંન્નેનાં દીલ ગાઢ મૈત્રિમાં બંધાયાં. સ્કુલમાંથી છુટી દરરોજ સાથે ફરવું અને વાતો કરવી તેજ તેમનું ધ્યેય હતું. હવે તો એક બીજા સાથે પ્રેમપત્રિકાઓ ચાલવા માંડી જે ભાવ પોતાને મુખે ન કહેવાય તે લખવામાં હૃદયને જરાયે બીતિ નહોતી લાગતી. પહેલો પત્ર કાન્તિલાલે શરૂ કરેલો, તેનો ખ્યાલ પોતાને હજી બરાબર હતો

" કાન્તા !

તને શા સબોધને બોલાવું ? તુંજ તેનો જવાબ આપજે જેથી ભવિષ્યમાં તેમ કરીશ. એક વાત કહું ? ના ! તું સમજી હશેજ. જવાબ આપતાં તેનો ઉલ્લેખ કરીશ ? હું તને ચાહું છું. તું મને નિર્દોષ રીતે ચાહે છે તે પણ સત્ય છે. વધુ ત્હારા જવાબથી આજેજ જવાબ લખી આપજે. કારણ કે આજે ક્રીકેટની મેચ હોવાથી હું નહિ મળું "

." લી. કાન્તાનો કાન્તિલાલ. "

આ પત્ર વાંચતાં કાન્તાને અનહદ આનંદ થયેલ પોતાના પર

કાન્તિલાલ આટલી બધી ચાહના રાખે છે તેથી તેણી ઘણી રાજી બનેલ તેનો જવાબ તેજ દિને દાખલો કરતાં તેણીએ લખી આપ્યો

" કાન્તિલાલ !

ત્હમે જે સંબોધને મને સંઘો ા છે તે ઠીકજ છે. હું પણ તેમજ કરીશ જ્યારે તમો મને પુછોશો ત્યારે તમેજ કહોને કે હું તમોને શું સંબોધન આપુ ? તમે ચાહો છો તેનો ક્યારનિયે જાણું છું લુચ્ચાના સરદાર !

લી. " કાન્તિલાલની કાન્તા "

પોતાના પત્રનો જવાબ જોઇ કાન્તિલાલને આનંદ થયેલો તે તો વર્ગમાંજ તેના ચહેરાપરથી કાન્તાએ જાણેલ. અમુક કારણોથી તેઓ ત્યારબાદ લગભગ દશ દિવસ સુધી ભેગાંજ ન થયાં. કાન્તિલાલ નિશાળે આવતોજ નહિ; જેથી કાન્તાના દીલમાં હોળી સળગતી હતી. શરૂઆતનો પ્રેમ હદ વગરનો હોય ! એનો ધીમે

ધીમે પ્રેમ બંધનમાં આવી જઇને તેના વેદનારૂપ ટકોરા વાગવા લાગે ત્યારે જરા જરા તે શિથિલ બને. પરંતુ અત્યારે તો બન્નેને ચડતું પૂર હતું.

અગિયારમે દિવસે કાન્તિલાલ સ્કુલમાં જણાયો. તેનો એક દાખલો નહિ આવડવાથી માસ્તરે તમાચો માર્યો. જેથી કાન્તાના મનમાં એમ થયું કે 'માસ્તરને છુટી સ્લેટ મારૂં. અને જો મારા હાથમાં અંગ્રેજ સરકારનું રાજ્ય હોય તો માસ્તરના આ ભારે ગુન્હા બદલ રૂ. ૧૦ કે ૧૫ દંડ પણ કરી દઉં' આવો વિચાર તેણીને થયેલ

તે સાંજે બંન્ને અજાણ્યાં પ્રેમિ પંખીડાં મળ્યાં, અને એક બીજાના વિરહનાં રોદણાં રડવા લાગ્યાં. કાન્તિલાલને અચાનક પોતાના ગામ કપડવંજ જવાનું હોવાથી તેઓની આ દશા થઇ હતી. "મને આમ થતું હતું; અને મને તમારાજ વિચારો આવતા હતા." એવી વાતો કરી તેઓ છુટાં પડયાં.

આજે રવિવારનો દિવસ હતો. કાન્તિલાલ કાન્તાના મકાને ગયો હતો. કાન્તા તથા તેની બ્હેન મંગળા સાતાર શીખતાં હતા કાન્તાએ મંગળાનું ઓળખાણ કરાવ્યું કે તેણી તેના કાકાની દિકરી હતી. નયનોનાં હૃદયબાણની ચાલાકીથી એક બીજાને મોહમાં નાખી કાન્તિલાલ છુટો પડયો. જતાં જતાં તેણે એક પત્ર ધીમે રહી નીચે નાખ્યો. એક પત્ર ચાલાકીથી કાન્તાએ ઉપાડી લીધો હતો. નવરાસ તથા એકાંત મળતાં પત્ર વાંચ્યો.

" વ્હાલી કાન્તા !

આજે તું બાગમાં બરાબર ૫-૩૦ વાગે બાગમાં આવી પેલા

બાંકડાપર બેસીને મારી રાહ જોઇશ ? મારે તને કંઇક ખાસ ખાસ કહેવું છે.

લી. ત્હારો "કાન્તિલાલ"

આ પત્ર વાંચી કાન્તાને ભ્રમ થયેલ. આ શો ભાવાર્થ ભર્યો કાગળ હશે, તે તેણી કળી શકી નહિ. પરંતુ જવું તેમ તેણે નક્કી કર્યું.

યથા સમયે તેણી ત્યાં ગઈ. પરંતુ કાન્તિલાલ સાથે વગર ઇચ્છાએ તેનો કોઈ ઓળખીતો આવવાથી તેમને છુટા પડવું પડયું.

બીજેજ દિવસે ફરીથી તેઓ બાગમાં મળ્યાં. એક બીજાને વ્હાલા વ્હાલીનાં સંબોધન આજે અજાણપણે થઇ ગયાં અને હા! તથા નાની બાજીઓ પણ રમાઈ.

ઠગારા કાન્તિલાલે કાન્તાનું દીલ સો એ સો ટકા જીતી લીધું. એક ટકો સરખો પણ તેણીને વિચાર કરવા ન રાખ્યો. તેણીએ બીજે દિને તેના માગણી પાળવા વચન આપ્યું

બીજે દિવસે આખો દિવસ તથા સ્કુલનો ટાઇમ પણ તેમને લાંબો લાગ્યો. શરમથી એક બીજા સામે તેઓ જોઇ પણ શકતાં નહિ. સ્કુલ બંધ થતાં કાન્તિલાલે વચન આપેલું હતું તે ઇશારાથી યાદ કરાવ્યું. તેનો જવાબ હકારમાં શરમાઇને કાન્તાએ હસવાથી આપી દીધો.

આજે કાન્તિલાલને પ્લેટફોર્મ પર ગાડી લઈ જવાનું ચોખ્ખું સીગનલ મળી ગયાથી અનહદ આનંદ થયો તે આગળથી આવા એક બાંકડા પર જઇ બેઠો. અહિં કોઇનો પગરવ થતોજ નહિ. કાન્તાએ ઘેર જઈ હજારો વિચારો કર્યા. કાન્તિલાલને વચન આપેલ હતું તે ન

ખમાય તો તેને ખોટું લાગે, અને જો પળાય તો અપકીર્તિ થાય તેવા વિચારો તેને થવાથી આખરે તેણી ત્યાં ગઇજ નહિ. આશાના અંદોરને પગથીએ બેસેલો યુવાન નિરાશ થઇ આખરે ચાલ્યો ગયો.

ત્યાર બાદ બે ત્રણ દિન સુધી તેઓ બન્ને એકબીજા સાથે બોલ્યાં ચાલ્યાં નહિ. વળી પાછો પત્ર વહેવાર ચાલુ થયો. એક દિનમાં સાત આઠ કાગળો તથા સામા જવાબો લંબાણ પૂર્વક તથા દલિલો સહિત તેમણે લખ્યા. આખરે કન્યાની હાર થઇ. તેણે જવાબ આપ્યો.

'વ્હાલા કાન્તિ !

તમારી એવીજ ઇચ્છા છે તો હું ન છુટકે પણ આજ તમારી ઇચ્છા પુરી કરીશ. બસ રાજી થયા ! જરૂર મારી રાહ જોશો. હું ગમે તે રસ્તે આવીશ પરંતુ મને શરમ નહિ આવે !

"લી૦ તમારી"

કાગળ પ્રમાણે તેણી ગઇ. કાન્તિલાલ કાગના ડોળે રાહ જોઇ બેઠો હતો, તેણે પહેલાંતો કાન્તાને નહિ જોવાથી તેણી એક લતા પાછળ છુપાઇ તેના પર કાંકરા નાંખવા લાગી. કાન્તિલાલ પાછળ તથા આજુબાજુ સર્વત્ર જોતો પણ તેને કંઇ જણાતું નહિ. આખરે ભોળી કન્યા તેના જોવામાં આવી ગઇ

બાર વર્ષની કળી જેવી કાન્તાનું શરીર ધીમે ધીમે ખીલતું હતું તેની મુખકાન્તિ ચંદ્રને લજાવે તેવી હતી. તેની ચાલ ગજગામિની હતી. તેનાં નયનો તીરછાં હતાં અને તેણી આખરે સૌંદર્યવાન હતી હસતી બાળાને નિર્લજ્જ બની કાન્તપાસે ઘસડી લાવી ખોળા પર બેસાડી.

"કાન્તા! ત્યારે તું સારંગી કેમ ના લાવી?"

"સારંગી લાવવાનું તમે મને કહ્યું હતું"?

"તો શા માટે આવી! તે કહે"!

"ના! હું નહિ કહું તમેજ કહોને કે મને ભોળીને શા માટે અહિં બોલાવી છે"?

"તું ભોળી કે હું ભોળો"?

"હુંજ રે તો કે તમારા કાગળથી ભોળવાઈ જીવન મકાને મૂકી અહિં દોડ ઉપાડી આવી." કહી કાન્તા હસવા લાગી.

"તો મારી પણ [redacted] [redacted] છે હાં કે! મ્હને તો સાવ ત્હારોજ વાંક લાગે છે."!

"શો વાંક"?

"શા માટે મને ભરમાવ્યો?"

"અરે ઠગારા ચોર તમે તો અજબ છો? પારકી કન્યાને પોતે ઠગી છેતરો છો અને વળી ચોર કોટવાળને દંડે તેવો ન્યાય પણ આપો છો તમે તો જબરા લાગો છો. આતો મીયાંને નમાજ પડતાં મસીદ કોટે વળગવા જેવું થયું"

"ખરેખર મારે માટે તો એવુંજ થયું ઓ ભોળા કાન્તા."

"આખરે તો હાર્યાને મને તમેજ ભોળી કહી" એમ કહેતી કાન્તા નયનો નચવતી હસવા લાગી. અત્યારે તેનામાં શરમ બહુ હતી

"હા! હું હાર્યો અને તું જીતી બસ રાજી થઈ."

"ના! હજી પણ તમારે વધારે હાર ખાવી પડશે."

" શી કહી દેશે " ચીડાઈ જતો કાન્તિલાલ બોલ્યો; કારણ વખત વહેતો હતો.

" પેલી જગાએથી મારા જેવી એક આબરૂદાર કન્યાનો હસ્ત પકડી અહિં સુધી ઘસડી લાવ્યા તે માટે."

કાન્તિલાલ હસી પડયો. હસાય તેટલું હસ્યો.

" ઓત્ તારીની ! કાન્તા તું તો ખરી જબરી ! વાહ કેવી ચાલાક છે ! "

" શિક્ષા ભોગવવા તૈયાર છો ને. " કાન્તાએ પૂછયું.

" જરૂર ત્હારા હાથની શિક્ષા ભોગવવામાં વાંધો શો. લે આ ખરડા પર મરાય તેટલું માર." કહી કાન્તિલાલે ખરડો બતાવ્યો.

" જાવ ! જાવ ! કંઇ સમજતા નથી. " કહી કાન્તા નીચું જોઈ રહી.

તેજ ક્ષણે વધુ વિલંબ ન કરતાં કાન્તિલાલે કાન્તાનો હસ્ત કોમળ હસ્ત પોતાના હાથમાં લીધો. ચુંબન કરવા ઉંચો કર્યો. શરમથી દબાયેલ કન્યાએ ને હાથ ઉંચો થવા દીધો. પરંતુ કાન્તિલાલ તેના પર ચુંબન કરી કન્યા-બારે નિર્દોષ કન્યાને-કલંકિત બનાવે તેજ પહેલાં પાછળથી ખડખડ અવાજ સંભળાયો.

કન્યાએ ભયભિત બની હસ્ત ખેંચી લીધો. અને શરમને લીધે ત્યાંથી દોડી દૂર ચાલી ગઇ.

કાન્તિલાલે ગુસ્સા સહ પાછળ તપાસ કરી તો પાંદડાના અવાજ સિવાય ત્યાં કંઇજ નહતું. જેથી તેણે કાન્તાને ફરીથી બોલવાના હદેશે તેની તપાસ કરી તો તેણી ત્યાં હતીજ નહિ. નિરાશ બની

કાન્તિલાલ ચાલ્યો ગયો. ત્યાર બાદ તેઓ એક બીજાને કદિ મળ્યાં નહિ.

ટુંક સમયમાંજ કાન્તાના પિતાએ તેને સ્કુલમાંથી ઉઠાઈ લીધી. યથા સમયે તેનાં લગ્ન વાસદના રમાનાથ સાથે પણ થઇ ગયાં.

ત્યાર બાદ વાસદમાં બનેલો બનાવ એ સૌ રમાનાથની પથારી નજીક બેસી રહેલી કાન્તાના મગજમાં આવી ચાલ્યું ગયું. આટલી બાબતપરથી તેનો રમાનાથ આજ રીસાઇ ગયો હતો: જેથી તેણી આંસુ સારતી હતી. અચાનક એક આંસુ રમાનાથના કપાળપર પડવાથી તે ઓચિંતો જાગી ઉઠયો.

પથારી નજીક બેસી કાન્તા રૂદન કરતી હતી. તે તેણે જોયું. સવાર થતું હતું, જેથી ગુસ્સા ભરેલો ભર્થાર ત્યાંથી નીચે ઉતરી પડયો. કાન્તા રડતીજ રહી. રમાનાથના ગયા બાદ તેની પથારીમાં સુઇ જઇ તેણીએ બાળકને ચુબન કર્યાં. આવા શોકમાં પણ માતાનો બાળક પ્રત્યેનો શો અનેરો પ્રેમ ! માતા ! તારૂં દીલ સુપુત અગર કુપુત માટે કેટલું ઉછળે છે !

ક્રોધિત રમાનાથ બહારે બહાર મંગળાની તપાસમાં ગયો. તેની રૂમે જતાં ત્યાં મગળા હતી નહિ. દીવો બળતો ટેબલ પર પડયો હતો. વળી તે પર એક પત્ર પણ પડયો હતો, તે એકદમ શકથી રમાનાથે ઉપાડી લીધો.

પુજ્ય બનેવી રમાનાથ!

ત્હમને શું મુખ બતાવું? હું પાપી છું અને આપને કલંક ન લાગે એવા હેતુથી તમારા મકાનને છોડી પ્રભુ ઇચ્છે ત્યાં ચાલી જઉં

છું મારાં પાપથી. મારી મ્હોટી બ્હેનને જરાયે દુભાવશો નહિ. તમો જે પોપટના બચ્ચાં ની વાત તો જાણતાજ હશો. મારી શોધ કરશો નહિ. કારણ કે મને શોધી કહાડશો; છતાં પણ હું એવા સ્થળે જઉં છું કે જે સ્થળ સાંભળતાં તમને મારા તરફ બહુ તિરસ્કાર આવશે. જે સમાજ ને લીધે મારી આ દશા થઈ તે સમાજને લાખો ધિક્કાર અને ધિક્કાર! મારા જેવી ક— બાલીકાઓ આવી રીતે જીવન કલંકીત બનાવી આ સમાજના ભોગ બની રહી હશે! તમો ભણેલા ગણેલા હોઈ ધારો તો સમાજમાં કંઈક ચેતન લાવી શકો તેમ છો. બ્હેનને માટે તમે જે શક લાવો છો તે સાવ જુઠો છે. હું અબળા કાન્તિલાલનો ભોગ બની કલંકીત બની છું. કાન્તિલાલ શયતાન છે. નાનપણમાં કાન્તા બ્હેન સાથે બનેલ સર્વ બીના તેણે મને કહી છે. વળી વાસદમાં એક રાત્રી તથા તાપી નદીનાં જળમાં હોડીમાં બનેલ સર્વ વાત તેણે મને કરી છે તે સૌ જોતાં બ્હેન કાન્તા પ્રભુ કૃપાએ આ કલંકિત છે તે હું પ્રભુ સાક્ષીએ આપને જણાવું છું. કાન્તાની છબી શી રીતે સાથે પડી તે માટે તમો રોયલ આર્ટસમાં પુછશો તો ખબર પડશે. વળી હમણાં જે કાગળ લખ્યો છે તે પણ બનાવટી જ છે તે બાબત ચોક્કસ છે. પ્રભુની ઇચ્છાથી એ કાગળ તમારી ઉપર આવ્યો તેજ પાપી કાન્તિલાલનો વિનાશ. છેવટે હું જ્યાં હઈશ ત્યાંથી પણ તમારી આબાદી સાંભળી આનંદ પામીશ. મારી શોધ કરશો નહિ. બ્હેનને દુભાવશો નહિ. અને શશીને સાચવજો. હું પસ્તાવો કરૂં છું પણ તે મોડો કરૂં છું એજ!

લી. મંગળા અભાગિણીના પ્રણામ."

પત્ર વાંચી રમાનાથ વિચારમાં પડયો. જેને દૂર કરવાને

રોષસહ પત્ર આવેલ હતો; તે મંગળા તો આપોઆપ દીવાનું અજવાળું ખુલ્લું કરી જ્યાં જવાય ત્યાં ચાલી ગઈ હવે તેના મનમાં શોક થવા લાગ્યો કે "પોતે આ પ્રમાણે ગુસ્સો શા માટે કર્યો ? ગમે તેવી પણ આખરે તો પોતાની સાળી હતી ને ? જગત શું શું વાતો કરશે ! તે સર્વ તર્કો એક પછી એક તેના મનમાં ઉભરાવા લાગ્યા. કાન્તા બાબત જે મિના વિગતસહ નિવેદન કરી એક્ષેરેટ જણાવ્યો હતો; તે વિષે પણ વાંચ્યા બાદ તેના મનમાં ઘણો પશ્ચાતાપ થવા લાગ્યો. પોતાની ઉપર અવલંબતી પ્રિયા કાન્તાને ડોહના દોષે અને બાળપણનાં નિર્દોષ આચરણને અનુસરી અરે ! ખરાં માની પોતે આજે ગંભીર ભૂલ કરી તેને અન્યાય દીધો છે, તે પણ હવે સમજ્યો એક વખત જઈ તેની માફી માગવાનું મન થયું પણ તેના પગ પાછા પડવા લાગ્યા. કાન્તા મ્હને શું ખોટું કહેતી હતી ! મંગળા પોતાનું લજ્જીત મુખ બતાવવા કરતાં ચાલી ગઈ તેમ મારાથી ઓછુંજ જવાય છે ? હવે જગત જીતવાનું તો બાકીજ રહે છે; અને પ્રિયા કાન્તા તે તો કહેતીજ હતી તે વખતે મ્હેં વિના વિચારે એ ગરીબ ગાયને ના કહેવાનાં કહેણ કહી સંતાપી, તે મારી વાસ્તવિક રીતે ખરેખર ભૂલજ હતી " આ સૌ વિચારો તેને ત્યાંજ આવવા લાગ્યા.

ત્યારબાદ હાથમાં પત્ર લઇ તરતજ ત્યાંથી પોતે અગાસીમાં ચાલ્યો ગયો. કાન્તા પુત્ર શશીને ગોદમાં દબાવી આંસુ સારતી હતી. જે હસ્તાગર ઈજા થઇ હતી તે હસ્ત સહેજ સુજી ગયો હતો. વળી પગે થયેલ વેદનાથી પણ તેમાં સણકા થતા હતા. તે સૌ વિસરી જઇ તેણી રમાનાથના રોષને સંભાળી રૂદન કરતી હતી.

રૂદન કરતી પ્રિયાની દશા રમાનાથની નજરમાં સહેજ પણ ગમી નહિ, તેને પોતાની જાતપર તિરસ્કાર પેદા થયો. પશ્ચાત્તાપ કરી, તુચ્છ જણાઈ કાન્તાના કપાળ પુર તેણે હસ્ત મુકયો. હૃદય ભરાઈ આવ્યું

" કાન્તા બસ ! મારી ભુલ થઈ છે. રૂદન કરી હૈયું ન ઠાલવીશ. ત્હારા એક આંસુએ મારી છાતી ચીરાઈ જાય છે. પ્રિયા શાંત થા. " કહી તેના કપાળપર તે હાથ ફેરવવા લાગ્યો.

" કોણ વ્હાલા ! મારા દેવ ! હું જાણતીજ હતી કે તમે દયાસાગર છો. પ્રભુ મારી પર વિશ્વાસ આવ્યો ? " એસી જઈને કાન્તાએ રૂદન કરતાંજ જણાવ્યું.

" કાન્તા રડ મા ! મને દુઃખ થાય છે. જોતું આખી રજની જમીનપર સુવાથી તારૂં શરીર કેવું દેખાય છે ! વળી તબીયત પણ બગડશે. અરે આ પ્રમાણે મ્હેં પહેલી તકે જાણ્યું હત તો હું આ પ્રમાણે ત્હારો ઈન્કાર નજ કરત.

પ્રભુ થવાનું થયું ! પણ આમ થવાનું કંઇ કારણ ? શું મારા નાથના નાથ ! પ્રભુએ મારી સ્તુતિ સાંભળી આપને આ સદવિચારોની પ્રેરણા કરી ! દીનાનાથ દયાળુ પ્રભુ ! ત્હારૂં કદી સંભાળેલું એક નામ પણ મિથ્યા નથી જતું ! ત્હારી લીલા અપરંપાર છે પ્રભુ ! " કહી તેણે આકાશ સામે હાથ જોડયા.

" હેં ! અરે ! કાન્તા ! આ ત્હારા હસ્તને શું થયું ? તું હજી શાંત કેમ બેઠી છે ? ચાલ દવાખાને લઈ જઈ દવા કરાવું. ત્હારા જેવી નાજુક કળી સમાન મારી કાન્તાથીઆ દર્દ સહેવાશે?" કહેતો રમાનાથ બાવરો બની તેનો હસ્ત જોવા લાગ્યો.

" નથ ! બાળપણમાં કરેલ નિર્દોષ પણ ભયંકર ભૂલોનું પ્રાયશ્ચિત ભોગવતાં મને હર્ષ થાય છે ! મને સહેજ પણ વેદના નથી થતી. આપ આવી રીતે ટુંકમાંજ રીસાઇ મનાયા તેજ મારે મન સુખ ! પ્રભુ હવે આપને જગત નિંદા સમજાઇ ! "

" હા સમજાઇ ! કાન્તા ! પણ તે પહેલાં તો મંગળા આપણી વાતનું શ્રવણ કરી આ પત્ર લખી પ્રભુના આશ્રયે ચાલી ગઈ છે. ખરેખર તે અભાગણીએ ઉતાવળ કરી છે. પરંતુ તેમાં તેનો પણ દોષ શો ? હું તેનો દોષ મૂકી દુર કરૂં તે પહેલાં તેણી આપો આપજ ચાલી ગઇ છે તેજ બતાવે છે કે તેનામાં હજી લોકલાજ છે. મન ચંચળ હોવાને કારણે તેણે અધમાધમ પાપ કર્યું છે; છતાં લોકલાજે તેનું મન જરૂર સ્થિર બનત. ખરેખર તેણે પણ મારા જેટલીજ ત્વરાથી તર્ક બાંધી આ કાર્ય માટે સાહસ કર્યું છે ! અફસોસ ! તે અત્યારે ક્યાં ભટકતી હશે ! "

" હાય ! મંગળા ! અભાગિણી બ્હેન ! આખરે તું ગઇ ! અને મારા શીરે બ્હેન ન પળાયાનું કાળું કલંક મુકતી ગઇ હેં ! રમાનાથ ! મારૂં કથન માનશો ? "

" શું ? બોલ. " કાન્તાને ગોદમાં લેતાં રમાનાથે પ્રશ્ન કર્યો.

" આજેજ તમો તેની ખબર કહાડો; અને તેને શોધી આપણા મકાને તેડી લાવો. થનાર ભૂલ થઈ ગઈ. તે માટે અફસોસ કરવો નિરર્થક છે પરંતુ તે સુધારવામાં શોભા છે. માટે તમો ગમે ત્યાં તપાસ કરી તેને શોધી કહાડો. આપણે જગતમાં સુખ બતાવવું પણ ભારે થઇ પડશે. " પતિની ગોદમાં સપડાતી પ્રિયાએ આનંદ સહ નિવેદન કર્યું.

"હા! એ સર્વ મને સમજાય છે; પણ તુંજ આ પત્ર વાંચ" કહી રમાનાથે તે પત્ર કાન્તાને આપ્યો. પત્રનો સાર વાંચતાંજ કાન્તા સમજી ગઇ કે હવે મંગળા પુતઃ અહિં પાછી નહિ ફરે.

"ત્યારે નાથ? શું તેણી સમુદ્રમાં ઝંપલાવશે? એ તો મહાપાપ!" "ના તેમ તો નહિ કરે; પરંતુ કદાચ મુંબાઇ ત્યજી અન્ય સ્થળે જવાનું સાહસ તેણે કર્યું હોય તે માનવા જેવું છે."

"તે અભાગણીને આશરા માટે કોઇપણ સ્થળ નથી. વળી એકલી વિધવા સ્ત્રીની ઉપર શાં શાં દુઃખ પડે તેનો પણ તેણે વિચાર ન કર્યો; તે કેટલી બધી ઉતાવળી! અરે પણ આપણે પાણી વહી ગયા પછી પાળ બાંધીએ છીએ તે શા કામની? આજે તમો મુંબાઇમાં તો જરૂર તપાસ કરાવશો, કે જેથી કંઇક પત્તો તો મળશે."

"ભલે તેમાં વાંધો નહિ આવે પ્રિયા." કાન્તાના અધરામૃતનું પાન કરતા પતિએ જવાબ આપ્યો.

આનંદ ગોષ્ટિમાં ઓચિંતો અંતરાય થયો.

"રમાનાથ! રમાનાથ ભાઈ! શશી બાબુ! ધીરજલાલભાઇ આવ્યા છે; તો જલદી નીચે આવો ને." સરલાએ બૂમ મારી.

તુરતજ પત્નિની ગોદને છોડી રમાનાથ નીચે ઉતરી પડ્યો. જુવે છે તો નીચે આતુર મુખે ડીટેકટીવ ધીરજલાલ બેઠો હતો.

"કેમ હલો! મી. ધીરજલાલ! અત્યારે સવારના પહોરમાં! શું કંઇ અગત્યનું કામ છે?"

"હા છે તો એવુંજ! ચાલો મંગળાને અહિં બોલાવો; મારે તેના લાભાર્થે કેટલાક પ્રશ્નો પુછવા છે."

"લો આ પત્રજ મંગળાની ગરજ સારશે" કહી ધીરજલાલ પર વિશ્વાસ મુકી રમાનાથે તે પત્ર ધીરજલાલને સોંપ્યો.

પત્ર વાંચી ધીરજલાલ ચિંતાતુર બન્યો. તેણે તરતજ રમાનાથનો હાથ પકડી જણાવ્યું:

" મી. રમાનાથ ! મુંબાઇમાં તેણીનું ઓળખીતું કોઇ છે કે નહિ ? વળી જે ફોટાનો ઉલ્લેખ આ પત્રમાં છે તે જુવો તો " કહી તેણે એક ફોટો રમાનાથના હાથમાં મુક્યો.

ખરેખર ફોટો એકજ હતો. રમાનાથ આ સૌ સમજ્યોજ નહિ. "મી. રમાનાથ ગભરાશો નહિ. રોયલ આર્ટસમાંથી જ મ્હેં તે ફોટો મેલવ્યો છે. તે શી રીતે પડાવ્યો છે તે પણ મ્હેં જાણ્યું છે. અને વગર તપાસે તે સ્ટુડીઓએ આવો ફોટો પાડયો તેથી તે સંચાલકોને પણ શીખામણ આપી છે કે, ભવિષ્યમાં કોઇના ફોટા સાથે બીજો ફોટો મેળવતાં વિચાર કરે, જુવો મંગળાની શોધ કરવી તે આપણી ફરજ છે. વળી તેના વીલ બાબત પણ પાકે પાયે ખબર મેળવી છે કે કાન્તિલાલે તે વીલ ગુમ કર્યું છે. અને બેંકમાંથી તેજ સર્વ પઈસા ઉપાડી ગયો છે. જે દાગીના મંગળાના મકાનમાંથી તેના પતિનું ખુન થયું તે દિવસે ગુમ થયા હતા, તે દાગીના પણ ઝવેરીની દુકાનેથી પકડાયેલા છે; ફકત મંગળા ઓળખીને ન્યાયની કોર્ટમાં પ્રભુ સાક્ષીએ કહી તે દાગીના લઇ જાય તેટલીજ વાર છે. માટે આપણે તેની શોધ તો કરવીજ પડશે. બિચારા મર્હુમ મોહનલાલની એક પણ આશા ફળી નથી. કાંતિલાલને પકડીને અમારે વિના ભાડે-મહેલ રહેવાને બંદોબસ્ત પણ કરવો પડશે; અને તે માટે અમોએ ખેડા ડીસ્ટ્રીકટમાં લખાણ પણ કર્યું છે."

એટલામાંજ લંગડાતી કાન્તા ત્યાં આવી પહોંચી. તેના હાથમાં એક પત્ર હતો.

"લ્યો ! જુવો ! આ પત્ર મંગળાનો છે; કોઇ પક્ષી અગાસીમાં આવી આ પત્ર મને બતાવવા લાગ્યું મ્હેં તે પત્ર છોડી દઇ તેને પકડવાનો પ્રયત્ન કર્યો પણ તે તરતજ રવાના થઇ ગયું. મારા નામનો પત્ર છે, છતાં કંઈ તોફાન હોય તેમ ધારી મ્હેં ફોડ્યો નથી." પત્ર આપતાં તેણીએ જણાવ્યું.

"પણ તું લંગડાય છે કેમ ! કાન્તા ?" રમાનાથે પત્ર લેતાં પ્રશ્ન કર્યો.

"એતો સહેજ પગ દુખે છે." કહી કાન્તા તેના સામું જોઇ રહી ધીરજલાલની ધીરજ ખુટવાથી તેણે પત્ર લઈ લીધો. ફોડ્યો, અને વાંચ્યો પણ ખરો. મોટા અવાજ સાથે તેણે ફરીથી પત્ર વાંચ્યો.

"વ્હાલી બ્હેન કાન્તા !

મારે માટે શોક કરશો નહિ; હું પાપી છું અને પાપનું પ્રાયશ્ચિત કરવા માટેજ આ પ્રમાણે કરી રહી છું. મારી શોધ પણ કરશો નહિ."

"લી. આપની પાપી બ્હેન"

પત્રનો સાર સાંભળી કાન્તાની આંખમાંથી બ્હેન માટે આંસુ પડયાં. રમાનાથે પત્ર લઇ તે ફરીથી વાંચ્યો. કાન્તાએ પણ વાંચ્યો.

સરલા પણ તે અરસામાં ત્યાં આવી પહોંચી; તેણે પણ સૌ હેવાલ જાણ્યો. ત્યારબાદ ધીરજલાલ રમાનાથના કાનમાં કંઇક બબડી ચાલ્યો ગયો.

કાન્તાના પગની પાની તપાસતાં રમાનાથની આંખમાંથી પણ આંસુ પડયાં.

" અભાગિની ખરા વખતે ચાલી ગઈ. " એમ ત્રણે જણાં એકી સાથે બોલી ઉઠયાં.

કાન્તાની પાનીમાં ભરાયેલી કાચની નાની ફાડને જોઇ રમાનાથ સર્વ બિના સમજી ગયો. સરલા પણ ત્યાંથી ચાલી ગઇ હતી. પોતાના કરેલા કાર્યથી પતિએ વિના સંકોચે અને વિના બોલ્યે કેવી ધીરજ વાપરી છે; તે તેના જાણ્યામાં આવ્યું. અશ્રુ સાથે તે ઉભો થયો.

" પ્રિયા ધનભાગ્ય મારા દેહને કે આ તારા જેવી દુર્લભ પતિનને પામી શકયો છું. મને માફ કર "

" પ્રભુ તમારીને તમે ફાવે તે કરો તેમાં મ્હારે શું ? કાન્તા હસી "વાહ ! મારી તાબેદાર તરૂણી ! " કહી રમાનાથે તેનો તે હસ્ત ખેચ્યો.



# પ્રકરણ ૧૮ મું.

## માયા !

" પતિથી શોભતી પ્રમદા, દીપકથી દીપતાં ધામો;
શિંસ થ વિણ રજનીનાં, નિરર્થક દીસતાં કામો."

રૂમાનાથનું મકાન તે અધોગતિના પંકમાં પડેલી વિધવાએ એક પત્ર મુકી સજી દીધું. બહાર નીકળી તેના મનમાં ઘણી ગડમથલ થવા લાગી. આમ કોઇ નાચનારીને ત્યાં જવું એ ખરેખર હડહડતું પાપ હતું. વળી ત્યાં પોતાના દેહને પવિત્ર રાખવાનો ઇરાદો પણ કેવી રીતે બને! ગમે તેવી અજવાળી હોય પણ અંતે તો રજનીને! વળી તેવી સ્ત્રીઓનો વિશ્વાસ શો? કદાચ તેણી પ્રભુ ઇચ્છાએ ના પાડે તો; પછી જો કદિ અન્ય મનુષ્યોના જાણમાં આ બાબત આવે તો આપઘાત કરી જીવ ગુમાવવો પડે; અને જો હા પાડે તો પણ તેમાં કેટલું બધું દુસ્તર દૈવ વેઠવું પડે. ! નહિ કોઇ આધાર કે નહિ કોઇ મદદ કરનાર.!

આવી રીતે તેણે રમાનાથના દરવાજે લગભગ પંદર મિનિટ વિતાવી. ભૂતકાળના મોહનલાલને સંભાળી આંસુઓની એવી ધારાઓ તેણી વેર્યાજ કરતી હતી. એકજ કુટુમ્બની બે બ્હેનોની કેવી કેવી વિચિત્ર દશા ! ગમે તેવો પણ પોતાનો પતિ તો હતો ને ? તેની સેવા નસીબનો દોષ માનીને પણ કરી હત, તો આવો વખત તો નહિજ આવત. અરે ! પણ પ્રેમના બંધનોની આગળ દઢ મનના સંકલ્પ પણ શા કામના ? ભલા ભલા લોક મહાતુર બની ન બુઝે તેવાં કાર્ય કરી ઉજ્જવળ જીવનને કલંકિત કરે છે, તો પછી કંચન દીલની વાત ક્યાં ? દાના, ભોળા માયાની ફાંસીના ફંદે ફોડી, આવી વગર માગ્યે કે વગર તેડ્યે હજારો-કોટી વાર-વારે, દાન કરવામાં મશગુરતા જાણે છે. તો પછી ખીલતી કળીને માટે શી આશા રખાય ! સમાજમાં સપડાયેલની દશા તો નિહાળો! આપણા સમાજની બધી રૂઢીઓ આવીજ છે તેમ તો નથી; પણ કેટલીક એવી છે કે જે સારી અને નરકીનો ખીચડો બનાવી દે છે.

ધિમે ધિમે મંગળાએ કંચનના સ્થળે જવા ચાલવા માંડ્યું. રમાનાથની ગેરહાજરીમાં એક દિન કંચન સાથે તેને ત્યાં જઇ તરત પોતે પાછી આવેલ હોવાથી ત્યાં જવું તેને અજાણ્યું નહતું. પરંતુ ત્યાં જઈ એ નર્તકી પાસે શી રીતે જીભ ઉપાડવી તેજ મ્હોટી આફત હતી. પોતાનું પાપ જાહેર કરતાં સૌને મન પ્રાસકો તો લાગે. પાપ કરતી વખતે આશામાં ઘેરાયેલા જીવને કંઇ ભય નહિ; કિન્તુ તે ખલાસ થઇ જાય અને પ્રભુ ઇચ્છાએ જો કદી કાળા પડદાનો ધોળો પડદો થાય તો તો શી શી વ્યથા મનમાં થાય તે તો અનુભવી સારી રીતે પીછાની શકે. આ જીવન નાશવંત છે. તેમાં

શાં શાં તોફાન એક મનુષ્ય દેહ કરી જાય છે! શી શી કૃતિઓ પણ મનુષ્ય દેહ બનાવે છે! કુદરતને સહેજ ભુલાવે તેવાં યાંત્રિક બળો આજે ક્યાં અજાણ્યાં છે! એ સૌ બનાવનાર એકજ મગજ છે. તેને જેમ કેળવ્યું અને જેવા સંસ્કારોમાં તે ઘડાયું તે પ્રમાણે રસચેતન લઇ તે કાર્યમાં પ્રવૃત થાય.

એકાન્ત એ ચંચળ દીલને બહુજ હાનિકારક છે. પોતાની સમો વચનો કાન્તિલાલ ઓરમાન દિકરો દરરોજ પોતાની આંખો નીચે હરેફરે તે પ્રેમની ભૂખી મંગળાથી શે જોવાય! નિશાના મદમાં એક બીજાનાં સગપણ ભુલી જવાય છે. અરે મદાંધ, વિષ્ટાધિ કીડાઓ! આખરે તમારા નસીબમાં શું? એકને મુંબાઇ ત્યજી ભટકવું પડયું છે, જયારે બીજું પાત્ર પાળકનું મકાન ત્યજી એક નીચ નર્તકિના આશરે જાય છે.

કંચનને ત્યાં જતાં જતાં તેના દીલમાં ચારે તરફથી ભય થતો હતો. કદાચ કોઇ પોલીસ હેરાન કરશે, તે પણ દિવા જેવો ભય હતો હતો; છતાં જવા સિવાય છુટકો નહિ હોવાથી અતતી છુપાતી તે ગલી તથા શેરીઓ વટાવી તેને મકાને આવી પંહચી તેનામાં બોલવાની હિંમ્મત નથી રહી. નથી તેનામાં હવે ચાલવાની પણ શક્તિ તેના દેહમાં મંઝવણ થતી હતી "હાય! દૈવ! આખરે આ અભાગિણીને આ સુઝયું"! તેજ તેનાં મનની વેદના હતી એક વખત અહિં રહેવું તેના કરતાં તો રમાનાથ તથા કાન્તાની માફી માગી તેમને ત્યાં જ રહેવા આગ્રહ કરવો તે સારૂં હતું પરંતુ રમાનાથ પણ હઠમાં ભરાયા હતા. જેથી માને કેમ? તે પ્રશ્ન જવાબમાં ખડોજ હતો.

" ભલે ભટકી આથડી ટુકડા માગી પેટ ભરાશ અગર તો કોઇ

વિધવાશ્રમમાં જઈ દિવસો વિતાવી લઈશ.” તેવો તર્ક પણ તેણે કર્યો. છતાં દુ:ખ એ હતું કે કલંકિની મંગળાનું પાપ દુર ન હતું તે તો તેની પાછળજ વિંટાએલ હતું જેથી કોઇ તેનો સત્કાર કરે તેમ ન હતું. હશે પ્રભુને ગમ્યુ તે ખરૂં એ ઇરાદે આખરે મન દ્રઢ કરી તેણે દ્વાર ખખડાવ્યાં.

નીચે કંચનના રાખેલ પુરૂષો સુઇ રહેતા હતા; તે તાબડતોબ કોઇ શિકાર આવ્યો જાણી દ્વાર ખોલવા માટે દોડયા. દ્વાર ખોલતાં તેમણે કોઇ સ્ત્રીને વીલા મુખે ઉભેલી જોઇ. એક મીયાંએ ધાર્યું કે કદાચ રાત્રે આ સ્ત્રીનો ધણી તેને ત્યજી આ તરફ આવ્યો હશે જેથી પોતે અહિં નકામી શોધ કરવા આવી હશે એટલે તેણે તો ટુંકમાંજ પતાવ્યું.

“ઇધર તુમેરા આદમી નહિ આયા હૈ. ચલે જાવ. બડી ફજલમેં ઇધર ઓરત લોકકુ આનકા ધરમ નહિ હૈ. ચલે જાવ!”
“આવો વગર પૂછ્યે ખુલાસો કરનાર નોકરની શાણા પાસેથી શી આશા રખાશે’? તેજ મંગળાને પ્રશ્ન થયો. પરંતુ ધિમે સાદે તેણે તેને કહેવા માંડ્યું

“ભાઈ મ્હારે કંચનનું કામ છે તેમને આપ બોલાવોને.”
બીજા મીયાં હતા તેમણે સંભળાવી દીધું

“ઓ બડી ફજલમેં કંચન ઇધર નહિ આયેગા; તે તો અમારા દોસ્ત રહેમત સાથ ચંપા નામી ઓરતકુ લે કર મઝા ઉડાતી હય; જો તુમારી કુછ હાજત અભી હોના તો મે વા ઓ મેરા જીગનદોસ્ત તે પૂરી કર લેના. એતના તો ઉમેરા કર હે ગુલશાન જોબન !”

હળાહળ ઝેર ભરેલો જવાબ ! મંગળા જે ઉચ્ચ આદેશો પાળવા અહિં આવતી હતી તેની શી દશા થઇ હશે તેનો ખ્યાલ વ્હાલા વાંચક ! આપોઆપ ત્હારા સમજવામાં આવશે. આપણે એકાદ કાર્યાર્થે કંઇક જઇ ઉભા રહીયે; અને ત્યાંથી બીજોજ મીજાજી જવાબ મળે તો આપણી શી દશા ! 'નોકરો સાથે રાત્રે ચેનબાજી કરતી કંચનનો વિશ્વાસ પણ શો ? ચંપા નામની કોઇ કન્યાને જરૂર તેણી ઉપાડી લાવી હશે; તો તેવીજ મારી દશા ! હાય પ્રભુ ! આ શું હું સાંભળું છું ! દૈવ ત્યારે હવે મારી શી દશા !" આવી ગડમથલ મંગળાના મનમાં થતી જોઇ તરતજ મીયાંએ દ્વાર બંધ કર્યું.

થઇ રહ્યું ! અહિંથી ખુલ્લો 'ના' જવાબ મળી ગયો. જે માટે લાંબી આશાઓ ઘડી તેણી અત્રે આવી હતી તે પાત્ર તો મળ્યું નહિ પરંતુ તેના નોકરોએ જ તેના પાપે તેને નીચ વાક્યો સંભળાવા કહાડી મૂકી.

'હવે અહિથી પાછા કયાં જવું'? એ પ્રશ્ન હતો. જેથી તે તો ફરીથી દ્વાર ખખડાવી ધિમે રહી ઉઘાડવા માટે પ્રાર્થના કરવા માંડી- પરંતુ આ વખતે તેની પ્રાર્થના ખાલી ગઇ રહેમત સાથે બની ચંપાને લઇ મીયાંના કથનાનુંસાર આ વખતે કંચન ભોગ વિલાસમા પડી પડી આ ખખડાટ સાંભળી ગઇ તેણી તરતજ નીચે જવા બેઠી થઇ. જતાં જતાં તેણે રહેમતના પગ દબાવ્યો.

રહેમત તેનો નોકર હતો; અને કલકત્તાથી તેના સાથેજ અહિં આવેલ હતો. જ્યારે કેઇ આદમી ન હોય ત્યારે રહેમતનો મરજી

બાળા ખીલતી હતી; જોબનમાં હતી; સંસારથી અજાણ હતી, જેથી મુક્ત ભાવે, બાળક માફક પિતાને પ્રશ્નો કરી આનંદ આપતી હતી. કંચનને જ્યારે તે કન્યાને જોઇ ત્યારે તેના મનમાં થયું કે તેનું રૂપ એ કન્યાના લાવણ્ય આગળ પાણી ભરવા લાયકજ હતું. અચાનક તેણીએ રહેમતના કાનમાં કંઈક સેરભેળ વાત કહી દીધી. રહેમતે પણ તેમાં સંમતિ આપી દીધાથી કંચન તરતજ ત્યાંથી ઉઠી નવાં જણાતાં પેલાં મનુષ્યો તરફ ગઇ.

"બ્હેન ! સહેજ જગા આપશો ? આજે શેઠ નહિ આવવાથી એકલી આવી છું. એટલે મુઆ લોક આપણ બૈરીને એ.છી જગા આપે છે ? " કહેતી કંચન ત્યાં જઇ ઉભી

"હા બ્હેન ! લો બેસો; આપણને જેવી ગરજ તેવી અન્યને પણ હોયની ! એ તો એવુંજ હોય ' ! કહી તે સ્ત્રી પોતાના પતિ તરફ સહેજ ખસી.

કંચને ત્યાં બેસી તેમની સાથે વાતચિત કરવી શરૂ કરી "બ્હેન તમો મુંબાઇનાં જણાતાં નથી. લો પાન લેશો ? "

"ના બહેન હમણાં નહિ. સાંજે વાળુ કર્યા પછી તેઓ પાન ખાય છે મારે તેવી કંઇ આદત નથી.'

"પિતાજી હું પાન લઉં ? " ભોળી પણ સોળ વર્ષની કન્યાએ માતાપિતા તરફ જોઇ પ્રશ્ન કર્યો.

"અહા ! તેની શી બોલવાની છટા. " એ વાકય કંચન મનમાં લવી ગઈ

"બાળા સોડષ વર્ષની, ખીલ્યું યૌવન જો હોય,
"જાણો મદન રાજની, વિજય પતાકા જોય."

"અરે ગાંડી દિકરી! એમાં પૂછે છે શું? લે આ દાબડો." કહી કંચને દાબડો તેને આપ્યો.

"જો મોટી થઇ તોય એની એ? વધુ નહિ બોલવું તે ભૂલી ગઇ? જેની તેની શરમ રાખ્યા સિવાય લપલપ બોલે છે તે સારૂં કહેવાય"! માતાએ કન્યાને કહ્યું.

"સારૂં ત્યારે લે મારે પાન નથી ખાવું. માસીએ મને દાબડો આપ્યો એમાં ત્હારે શું?" કહી કન્યાએ ઉભા થઈ દાબડો રોષસહ કંચનને આપી દીધો.

"ખીલતી બાળા! આવી મનોહર ગતિથી ચાલતી બાળા!" કંચનના મને સાક્ષી આપી.

"બચ્યું બ્હેન! આમ શું કરો છો? તે ભલે પાન લે; તેમાં શું તમો તેને ઠપકો આપો છો? લે આમ આવ હુંજ તને પાન કરી આપીશ બચ્યું તારૂં નામ શું દિકરી?"

માતાએ હર્ષ સાથે જવાબ આપ્યો કે "બ્હેન એનું નામ ચંપા છે. દિકરી માટે અમો તપાસમાં છીએ. અને બને તો અગારો ઇરાદો મુંબાઇમાં જ પડવાનો છે. કેમ ખરૂં ને!" તેણે પોતાના પતિ તરફ જોયું.

"હા. પણ અત્યારે તેની શી વાત!" કહી પતિ શાંત થઈ ગયો. કંચન સમજી ગઇ કે તેણીના આવવાથી તે પુરૂષને ખોટું લાગ્યું હતું. એટલે તેણે વધુ વાત ન કરતાં ચંપાને સંબોધિ કહ્યું.

"ચંપા દિકરી! લે, આ દાબડો તારી પાસેજ રાખજે. જો મા શિખામણ આપે છે તે ખોટી નથી. હવે તું મોટી થઇ છે; એટલે તારે આપો આપ સમજવું પડે."

ચંપાએ રાજી થઇ હાલો લઇ લીધો. ત્યારબાદ કેટલીક વાતચિત કરી ચાલાક કંચને ખબર મેળવી કે અમદાવાદથી આ કુટુમ્બ નાશિક જગાએ જતું હતું. પતિનું નામ ગણપતલાલ હતું, અને પત્નિનું નામ કાશી હતું જ્યારે નાના બાળકનું નામ બાબુ હતું. આવતી કાલેજ તેઓ નાશિક જશે તે પણ જાણ્યું. તેઓ જ્યાં ઉતર્યા હતાં તે સ્થળ પણ પુછી [illegible]

તુરતજ સાંજ પડવાના મિષે તેણી રજા લઇ છુટી પડી ગાડીમાં બેસી રવાના થઈ ગઇ. રહેમત તેને રસ્તામાં મળ્યો. તેને સર્વ વાત તેણીયે શાંત રીતે ઉશ્કેરીને કરી દીધી.

અને તેજ રાત્રે આ દગાબાજ રહેમત પોતાના સાધેલા સાથીઓને લઇ આ ગરીબ બાળા ચંપાને કંચનના મકાને નિંદ્રાવશ દશામાં બે ભાન બનાવી માતપિતાની ગોદમાંથી ઉપાડી લાવ્યો. બાળા જ્યારે જાગી ત્યારે તેણે જોયું કે પોતે અન્ય જગાએ આવી છે. જેથી તેણે રડવા માંડયું. પરંતુ કંચને તરતજ ત્યાં આવી તેને જણાવ્યું કે "ચંપા દિકરી" રોઇશ નહિ. મને નથી ઓળખતી!

"હા પણ માસી! મારાં મા બાપ ક્યાં!"

"બ્હેન એ વાતજ ન કર! તું રાત્રે સુઇ ગઇ; ત્યારે ત્હારાં માબાપની નજર બગડવાથી તેમણે પાસેની ઓરડીના મુસાફરના ખીસ્સામાંથી હજારની નોટો ચોરી લીધી. પરંતુ તેઓ તરતજ પકડાઇ ગયાં એટલે પોલીસને બોલાવવામાં આવ્યો દૈવવશાત હું તે વખતે તમોને મળવા ત્યાં આવતી હતી. બન્યું એમ કે મારૂં મોટા ઘરનું કામપણ બહુ ચાલેને ? જેથી મોડું થયું હતું. મ્હેં ત્યાં

આવતાં જોયું કે ત્હારાં માબાપના હાથમાં બેડી હતી; અને તને પણ બેડી પહેરાવવાની તૈયારી થતી હતી. જેથી મ્હેં વચમાં પડી જણાવ્યું કે તે તો મારી કન્યા છે. એટલે પોલીસે તને પકડી નહિ. અને તારાં માબાપ તથા ભાઇને તેઓ લઇ ગયા છે, હવે તેમને શિક્ષા થશે તે દરમ્યાન તું અહિંજ રહેજે. કોઇને વાત કરતી નહિં. નહિ તો પોલીસ છુપી રીતે તપાસ કરી તને પણ પકડી લઇ જશે. ”

અને આ સૌ બાબત ચંપાએ સત્ય માની માસીનો ઉપકાર માન્યો. તે દિવસ પછી બીજો આખો દિન ચંપાને કંઇ વહેમ પડયો નહિ. પરંતુ આજ રાત્રે તેની માસી નોકર સાથે સુઇ રહી આનંદ કરતી હતી તે તેનાથી જોયું ખમાયું નહિં પણ શું કરે ! માસી પણ તેને સાથેજ લઇ આ વહેવાર કરતી હતી, રહેમત પાકો ઠગ હોવાથી કંચનને કંઇ શિખવાડવાનું બાકી ન હતું. બન્નેનો વિચાર એવો હતો કે આખીલતી કળીને લલચાવી સંસારનો રસ્તો ફોસલાવીને માધુરીની જગા આપીયે; જેથી તેઓએ આટલો છુટથી કાર્ય સાધવા માંડયું હતું ભોળી બાળ પર રહેમત વારેવારે હાથનાંખી અડપલાં કરતો તે સૌ તેણી મુંગા ભાવે સહેતી હતી. મનમાં હજારો દુઃખ થતાં પણ તેને તે ઘડીમાં વિસરી જતી.

કંચન નીચે ગઇ કે તરતજ રહેમતે ભોળી બાળાને સનમભિની કરી નાંખી. ભોળીને ન છુટકે પણ તેણે ફસાવી દીધી. થઇ રહ્યું. કંચનની કમાણીનું સાધન વધ્યું.

આ તરફ કંચન નીચે ઉતરી દ્વાર ખોલી મીયાંને ગાળો દેતી દેતી જુવે છે તો દીવાના પ્રકાશમાં તેણે મંગળાને સજળ નયને ઉભેલ જોઇ.

"કોણ મંગળા ! અત્યારે બ્હેન !"

"હા બ્હેન મારી વાત કબુલશો !"

"ચાલ ઉપર ! પછી આપણે વાતો કરીશું."

પોતાની શેઠાણીનાં બ્હેનપણીનું અપમાન કરવાથી મીયા પણ ગભરાયા અને એક બીજા તરફ જોવા લાગ્યા.

માટીના પુતળા માફક પોતાની જાતને ફિટકાર આપતી મંગળા કંચન પાછળ ઉપર ચાલી ગઇ. ઉપર જતાં તેણે કાંઇનો રૂદન સ્વર સાંભળ્યો; અને તેની છાતી ભરાઇ આવી. "હાય પોતે નર્કાગારમાં આજે જાણી જોઇ આવી ગઇ છે." એમ પણ તેના મનમાં થયું.

કંચન તેને એક ભવ્ય ઓરડામાં લઇ ગઈ. ત્યાં જઇ તેને આશ્વાસન આપી સર્વ ઇતિહાસ જાણવાના ઇરાદે તેણીયે વાત કરી સર્વ હકીકત જાણી લીધી કંચનને મનમાં આનંદ થયો. વગર ધાર્યે એ શિકાર તેની જાળમાં સપડાયેલા જોઇ તેણે ખુદાતાલાનો ઉપકાર માન્યો. અને મંગળાએ પણ પોતાનો સર્વ હેવાલ તેને કહી દીધો. કંચને વિના સંકોચે તેણીને પોતાને ત્યાં અભયપણે રહેવા માટે વચન પણ આપ્યું.

અને તેજ સવારે કંચનના કહેવા મુજબ મંગળાએ પત્ર લખી કંચનના પોપટ સાથે કાન્તા ઉપર મોકલી આપ્યો. આવી રીતે મંગળા આ તરફ ઠેકાણે પડી.

* * *

હવે ચંપાનાં માબાપને, ઘણી શોધખોળ કર્યાબાદ પણ જ્યારે કન્યા ન મળી ત્યારે આખરે તેઓ જાત્રા કર્યા સિવાયજ પાછાં ગયાં સી. આઇ. ડી. ખાતાને સર્વ બિના જણાવતાં પણ ગયાં.

ચંપાએ હવે સંસાર સનમ જોયે! દીઠે, ચાખ્યો અને પહેલાં તો તેને માબાપ સાંભળતાં; પરંતુ ૫ કે ૭ માસમાં તેણી એ સૌ ભૂલી ગઇ. અને કંચનનું રમકડું થઇ ગઇ. હાય! વાતાવરણની ઝેરી અસર તેની આસપાસ ફરી વળી કંચનને તેના તરફની સારી આવક હતી.

યથા સમયે મંગળાએ એક પુત્રિને જન્મ આપ્યો. નાચનારીને ઘેર પુત્રિ પ્રસવ એટલે સાકરના ભંડાર! અત્યાર સુધી મંગળાને કોઇપણ રીતે કંચને ખોટું લાગવા દીધું ન હતું; તેથી મંગળા સંતોષ માની આનંદ કરતી હતી. પણ કોઇ કોઇ વખત જ્યારે તેણી આ નર્કાગારમાં રાક્ષસી કૃત્યો નિહાળતી ત્યારે છાનું છાનું રોઇ લઇ દુઃખ ઓછું કરતી હતી. સ્ત્રીનું આશ્વાસન રૂદન!

પુત્રિ પ્રસવ બાદ બે માસે મંગળાને પણ જણાવ્યું કે પોતાનું ગુજરાન કરવા માટે તેણીયે પણ કંઇક હુન્નર શોધવો જોઇએ. તેણે ઘણા વિચારની આખરે એવો નિશ્ચય કર્યો કે પોતાનો સ્વર નાનપણથી સારો હોવાથી ગાવાનો ધંધો ગ્રહણ કરવો. આ વાત તેણે કંચનને પણ જણાવી. કંચનને તો આ એક પોતાની જાળનું પગથિયું હોવાથી આનંદ થયો; અને તે સાંજથીજ તેણે ચંપા તથા મંગળાને વાજીંત્ર, સિતાર, તથા નાચ એ ત્રણેનો પાઠ પઢાવવા માંડયો. પોતાના મનની વાત વગર માગ્યે ફળવાથી કંચને તેમને દરેક હાવભાવ શિખવવાનો પાઠ પહેલેજ દિને ચલાવ્યો "નાચમાં ઠુમરી આમ મરાય તથા વસ્ત્રની ફુદડી અને મર્યાદા આમ રાખીયે તો નાચ જોનાર જરૂર મુગ્ધ બને" એવો પાઠ પહેલે દિને બન્ને વિદ્યાર્થિનીઓએ ગ્રહણ કર્યો. પોતાના મનની લાગણીથી મંગળા

આ પ્રમાણે કરતી હતી; જેથી તેને તે યાદ રાખતાં વાર ન લાગી. ચંપાએ આજના પાઠમાં ૫૦ ટકા જેટલું તો યાદ રાખ્યું જ હતું.

રાત્રે પોતાની બાળકી સાથે શયનગૃહમાં એક ભવ્ય પલંગપર સુતાં સુતાં મંગળાને કમકમાં આવ્યાં. બાળકીને લઇ બેઠી થઇ ગઇ. અને નીચે પથારી કરી સુઇ ગઇ, પુત્રિ માતાને જોઇ ગેલમાં ગમ્મત કરતી હતી; તેથી માતાને આનંદ થતો હતો; પરંતુ તેના શોકીત દીલમાંથી સ્વર નીકળી પડતો કે " બેટી ! મારે પેટ જન્મી તને શું સુખ મળશે ? ત્હારી મા ! અભાગિણી છે ! સમાજના પાપે નિરાધાર બનેલ અનાથ માતાની કરણીઓ તુ સાંભળીશ ત્યારે મને હજારોવાર તું ધિક્કાર આપીશ " આમ લવી પુત્રિને છાતી સરસી તે ચાંપતી.

નાચ માટે આજ પહેલેજ વસ્ત્ર પરિધાન તથા ઠુમકીનો પાઠ તે શીખી હતી તેને આ શિખતાં આ દેહ પર વિંછીની વેદના થઇ હતી. તેના હ્રદયના અરે ખુદ ખુદાના નૂરના ટુકડા થયા હતા તેનું હૈયું ભાગી ગયું હતું. એટલે એકાન્તમાં પોતાના આશ્વાસન રૂદનને સેવી તેણીયે ઠલવાય તેટલું હૈયું ઠાલવી નાંખી જીગરને હલકું કર્યું.

" હાય માતાપિતા ! તમારૂં સત્યાનાશ થયું છે; અને ત્યાં નર્કમાં પણ દિકરીના હાય વરાળથી થજો. કે તમોએ વગર વિચાર્યે મને સમાજનાં ગુલામ બની. અને કુળવાન શાહીમાં તણાઇ ખાડામાં ઉતારી જીવનભર દુઃખિ કરી. તમોએ મારા કયા જન્મનાં વેર સાધ્યાં ? આટલી બધી શિક્ષા તો દેવપણ ન આપે; તો પછી તમોએ મારાં માબાપ બનીને મને નિરાધાર ગાય જેવી ગરીબ કન્યાને કસાઇખાને મુકી રાક્ષસની ગરજ સારી છે. મને તમે ગુલામે

આપ્યાં; પણ તેમાં તો કંટક હતા; તમોએ મને કેવડાનો છોડ બતાવી આનંદ પામવા કહ્યું; પણ તેના પર હસ્ત મુકતાં જ મને કંટક ખુંચ્યા? તો પછી મારે એ ગુલાબ અને કેવડો શા ખપનો હતો? જ્યાં દોરે ત્યાં દોરવાય, અને કન્યાથી કંઈ પણ ન બોલાય તે તમોને ઠીક લાગેલું. અરે ખુદ માનવ હિંદુજાતિને તે સત્ય જણાય છે; તો પછી તમો તે હિંદુ સમાજનાં જ અનુયાયિઓ હતાં ને! સમાજે તો ભલે તે શિખવ્યું, પણ તમારી દિકરીના દવનો હક્ક તો સમાજને ધરાણે નહતો આપ્યો ને? સમાજને પારકાંની ક્યાં પડી છે? અને માનવથી બંધાયેલો સમાજ, તે પણ પુરૂષ જાતિ માટે ગમે તેવા અપવાદ રાખે; અને છ કે દશ વાર પુનર્લગ્ન છતી સંતતિયે સ્ત્રીને ગુલામ બનાવી રમતનું સાધન બનાવવા, છુટ આપે છે; તેનો શું સાર? આખી સમસ્ત પુરૂષજાતિ સ્ત્રીઓને ઉપદેશ આપવા તૈયાર થાય છે; અરે તેમની વાતો ખુંણે ખુંણે લઇ જવા તૈયાર થાય છે; કિન્તુ પોતાના વર્તનમાં સહેજ પણ ફેરફાર કરવા તૈયાર નથી. શા માટે આ બને છે તેની તપાસ નહિ કરતાં આમ થાય કેમ '? એજ પ્રશ્ન પાછળ તેઓ ગોથાં ખાય છે." તેમનો ઇરાદો એવો જ સમજાય છે કે તેમને તો સ્ત્રીને મુક્તિ માર્ગ બતાવીને ઉપદેશ આપવા અને આ રીતે પરમાર્થ કરી બતાવવો; પરંતુ એ કઠિન તપશ્ચર્યા તેમણે પાળવી નહિ અને નાત તથા સમાજનો સાધારણ ઉછરતો અને સુધરેલો વર્ગ જો સામો થાય તો પછી તે મને માટે ગાળ ચોપડ તો તૈયાર જ હોય છે! હાય સમાજ! ત્હારાં બંધનમાં સપડાઇ મ્હારાં માબાપે મને કુવે ઉતારી; તો એ સમાજ તથા માબાપ સૌને પ્રભુ કેવી રીતે માફ કરશે? જે ગુલાબ તથા કેવડો કાંટા સાથે મને સોંપાયેલ તેને મ્હેં પાળ્યો પોષ્યો નહિ, અરે

દૂર રહી તેની ચાકરી ન કરી કે ન કર્યું જતન; અને મ્હેં ચંપા ચંપેલીનાં ફુલનાં માધુર્ય તરફ મન લલચાવી દેહ વટલાવી દીધો એ સૌ પાપ સમાજની અધોગતિ રૂપજ છે. સમાજને મારા જેવી ઘણી અબળાના ભોગે પણ કયાં નિંદ્રા ત્યજવા માટે ભાન આવે છે ! હાય દૈવ મારા નાથ મારા પર કેવો ભાવ રાખતા ! તેમણે મારાં પાપ જાણેલ, છતાં મન દુભવી નથી. એવા તો એ મારા વૃદ્ધ પતિ હતાં જ્યારે બનેવી રમાનાથે મને મકાનમાંથી વિદાય કરવા દૃઢ સંકલ્પ કર્યો તે શાથી" હું તો કહું છું કે સમાજના બંધનથી" તો લાખો વાર તે સમાજને ફિટકાર હજો ! કે આમ શાથી બને છે; તે મૂળ નહિ શોધતાં ગુન્હા શોધવા માટે તે તૈયાર થઈ જાય છે. ! મારા જેવી એક આબરૂદાર સ્ત્રીને આજે નૃત્ય શિખવું પડે છે ! આજથી કચને મારૂં નામ મંગળા ફેરવી 'માયા' રાખ્યું છે. અને એક માસમાં તો હું પોતે દરરોજના સહવાસથી મારૂં જુનું નામ વિસરી જઇશ. પણ તેથી મારાં પાપ કંઇ ઓછાંજ દૂર થવાનાં છે? અહિં રહી ગમે તેવું ઉચ્ચ જીવન હું પ્રાણાન્તે ગુજારીશ તો પણ લુચ્ચો સમાજ શુ કહેશે ? જ્યાં ને ત્યાં તેનાં બંધન તો ખરાં જ. હાય મોહનલાલ ! મૃત્યુ શૈયામાં પડયાં પડયાં તમે મારા માટે ભવિષ્યનું સાધન ઠીક ગોઠવ્યું હતું, પરંતુ તમો ગયા તે સાથે તે પણ પરવારી ચુકયું છે. તમારા દિકરાએ તેની માનાં ઘરેણાં કંચનના દેહ પર હથેજ પહેરાવેલ હું અહિં જોઉં છું ત્યારે તમારો ભોળો ભાવ સંભાળી અશ્રુ પાડું છું. પણ નાથ ! મારી દયા તમે શું કરવા ખાવ ? જેને છેતરી અરે ભરમાવી આજ સુધી મ્હેં નીચ કાર્યોમાં મન પરોવ્યું; અને જેના અંત પછી પણ દૃઢ મન હતું છતાં સહેજ લાલચ અને ભયથી કસાઇ ફરીથી એજ ધંધો

આદર્યો; તે નાથ મોહનલાલ મારી શી દયા કરે ? હાય ! તમો સ્વર્ગમાં પડયા પડયા પણ મારા પ્રેમ પાછળ ગાંડા બન્યા હશો એવો પ્રેમ તમે મૃત્યુલોકમાં મારીપર રાખતા હતા; છતાં મ્હેં તેની કદર ન કરી; અને ગુલાબમાં કંટક જોઇ દૂરથીજ તે ફેંકી દીધું. અરે તેને ચુંથી નાંખ્યું. તેની પાંખડીઓ તોડી નાંખી પ્રભુ ! નાથ ! મને ક્ષમા કરો ! હું અપરાધી હોઇ મારાં પાપની શિક્ષા એક નર્તકિ બની ભોગવીશ; પણ તે પહેલાં મને ક્ષમા કરો. ઓ દયાના સાગર દૈવીપિતા પ્રભુ ! મારૂં જીવન આ પ્રમાણેજ પસાર કરવાનું નિર્માણ થયું હતુ તો પછી મને જન્મ શા માટે આપ્યો ? આપઘાત કરી જીવનનો અંત લાવવા પ્રેરણા થાય છે પરંતુ આ પુત્રિનું શું થાય ! કંચન જેવા નાયકી તથા પાંતર તેને શો ઉપદેશ આપે ? તે ગરીબને આ બંધાની શી ખબર છે ? આજસુધી ભારે વય હોવાથી કંચન મને કંઇ પણ દુભાવી નથી; અને પોતે ગમે તેમ કરે છે. છતા મ્હને બહેન માફક પાળી છે, પણ તેવી સ્ત્રીનો હવે વિશ્વાસ શો ? મ્હેં નૃત્ય શિખવા જણાવ્યું ત્યારેજ તેની મુખાકૃતિ મને સાફ જણાતી હતી કે તેને અનહદ આનંદ પ્રાપ્ત થયો છે. પ્રભુ ! મ્હારૂં નાવ હવે તો સારે રસ્તે દોરજે. હું જી અધવચ દરયામાં ફસેલીજ છું મને દિશાનું ભાન નથી. તારા નામનું નાણું માના હું દુકાન મંડીશ, અને કિરતનના ચોપડા લખીશ તેમાં મ્હને સરવૈયે સાંગ નફો કહાડી આપવો તે મારા પ્રભુનું કામ ! દયા સાગર ! આ સમજના હવે તો આંખ ઉઘાડ જેથી મારા જેવી હજારો ભોગ બ તીના ભવ સુધરે ! મોહનલાલ પતિને નથી મ્હેં સંતોષ્યા કે નથી તેમનો દરકાર કરી, તે પતિ મારી તરફ સ્વર્ગમાં રહી કદિ જો અશ્રુ સારે તો તે અશ્રુઓ દયા-

સાગર તું મુકવી નાખજે. તેમનું હૈયું એટલું બધું ક્રુર નથી તે વાતથી હું ક્યાં અજાણી છું ! અને વ્હાલા પ્રાણનાથ ! તમો પણ મને માફ કરો. તમારે અને મારે આ જીવનનો સંબંધ હતો, હવે તેમો મને ઓળખતા પણ નહિ હો; છતાં માફ કરો ! તમારી મારીમાં પ્રભુની માફી આપોઆપ સમાઇ જશે. સહેજ પણ શુદ્ધ દીલની પ્રાર્થના સાંભળે છે તે અલૌકિક નાથ ! અને મદદ પણ કરે છે એકજ વખત જુદા જુદા હસ્તે તે દયાનાથ ! મોહનલાલ મ્હને ક્ષમા કરો. ”

મોહનલાલ ડોસાની મૂર્તિ નયનો આગળ કલ્પિ આ પ્રમાણે આલાપ અને પશ્ચાતાપ કરતી હવે બંનેની માયાને અચાનક તે ઓરડામાં મોહનલાલની મૂર્તિ જીવંત હાલતમાં હાલતી ચાલતી જણાઇ તેના બરડાપરથી રક્ત વહેતું હતું. અને આંખો ઉંડી જતી રહી હતી.

આ દૃશ્ય જોઇ મંગળા નહિ પણ હવેની માયા ભયભિત બની ગઇ તેનું હૈયું ધ્રુજી ઉઠયું. ખૂદ મોહનલાલની મૂર્તિ તેની સામે આવી હાલતમાં નયનોના ખાડામાંથી ટપટપ રક્તનાં આંસુ પાડી ઉભી હતી તે તેનાથી જોવાયું નહિ. એકદમ હાથ જોડી તે લવવા લાગી.

“ નાથ ! મારાં પાપે તમારી આ દશા બની હોય ! મને અભાગિણીને માફ કરો હો ! આ મારા પાપે જન્મેલી બાળકી ! પણ હાય ! તમે ને આપને શો સંબંધ મને માફ કરો હું ગુન્હેગાર છું. હું અધમાઅધમ આપની પત્નિ છું. ”

દેવી સુર સાથે તેને જવાબ મળ્યો વાણીમાં શીક્ષણ તથા નિશ્વાસ જણાતાં હતાં

"માયા! આજથી આશ્રમ તને હવે બીજા નામેજ નામે ઓળખે ! તારો પ્રશ્ચાતાપ જો શુદ્ધ દિલમાં હોય તો હું તને માફી આપું છું સંસારમાં જન્મ ધરી જેના જેવા સંબંધ હોય તે પ્રમાણે કાર્યમાં પ્રવૃત્ત બની ઇજનેરની દેખરેખ નીચે આ બધા યંત્રો કામ કરે છે. તેમાં હજારો યંત્રો બગડી જતાં જાય છે અને ભાગી જતાં પણ જાય છે. અને તદુપરાંત તેજ તારાં જેવાં યંત્રો સુધરી પણ જાય છે. તો તે માટે હવે અફસોસ નહિ કરતાં ભવિષ્યને ઉજ્વળ બનાવ મારૂં ખુન કરનાર વ્યકિતનું નામ જ્યારે તું શ્રવણ કરીશ ત્યારે તારા દીલમાં વેરની લાગણી થશે, પરંતુ તે વખતે ધૈર્ય ધરજે આજથી તને કોઇ જુના નામે ઓળખશે નહિ અને તને જોઇને પણ કોઇ મંગળા નામે પણ પીછાનશે નહિ, માટે પ્રભુ દિલમાં રાખી જે કરૂં તે કરજે આ નાશવંત દેહને જેટલો ઉજ્વળ બનાવીશ તેટલા થોડા, તને ચોરાસી ફેરના ફેરમાં માનવ અવતાર મળ્યો છે, તેનો સદુપયોગ કરી જન્મ મરણના ફેરામાંથી મુક્ત બનવા પ્રયત્ન કરીશ, તો અવશ્ય તું અપરંપાર લીલાવાળા મોરલીધર પ્રભુને પ્રાપ્ત કરીશ પ્રભુને તો શુદ્ધ દીલનો પ્રશ્ચાતાપ તેજ પાપની માફી બરબર છે, માટે હૈયામાં તે દેવનો વાસ કરી તારાં કાર્ય કરજે માયા ! હવે હું જાઉં છું તું એવાં વર્તન ચલાવજે કે જેથી મારી આ કદુપિ કાયા અલૌકીક બને

" નાથ જરા ઉભા રહો ! તમારા ખુનીનું નામ મને જણાવતા

જાવો. હાશ આજ મારા હૃદયનો ભાર હલકો થયો." કહી માયાએ ઉંચુ જોયું તો ત્યાં મૂર્તિ ન હતી.

"અરે પ્રભુ! આતે સત્ય કે સ્વપ્ન! એ નિશ્વાસ સાથે પોતાની વ્હાલી બાળકીને છાતી સરસી ચાંપી માયા નયનો મીચી પથારીમં મુખ છુપાવી શાંત બની ગઇ.



# પ્રકરણ ૧૯ મું.

## કાબુલી

—(०)—



માનાથથી છુટોપડી ધીરજલાલ ડીટેકટીવ પોતાના ઓફીસર પાસે ગયો સવારના વખતમાં ધીરજલાલ અહિં ખાસ અગત્યના કારણથી આવ્યો હશેઃ તેમ ધારી ઓફીસરે તેને ઇશારો કરી શાંત રહેવા જણાવ્યું થોડા વખત બાદ બન્ને બહાર નીકળી પડયા. ધીરજલાલે, મંગળા છાની રીતે મકાન ત્યજી ચાલી ગઇ છે. તે સૌ હેવાલ ઑફીસરને જણાવ્યો હવે આ વળી એક નવું તર્કટ થયું સૌ બાજી જીતી આણી ત્યારે મુખ્ય પાત્ર આમ પલાયમાન થઇ ગયું જાણી ઑફીસરને ઘણો ગુસ્સો થયો.

પછી જે ઝવેરીની દુકાનેથી દાગીના પકડાયા હતા તે ઝવેરીને ઘેર બન્ને જણે જવા વિચાર કર્યો મુળમાં તો છુપી પોલીસના માણસો હતા અને તેમાં વળી છુપી રીતે સૌ હેવાલ જાણવા જતા હોવાથી તેમણે તરત તો એકબીજાના ખીસ્સામાંથી દાઢી કહાડી બહાર બાંધી લીધી તેથી તેઓ મુસલમાન જેવાજ દેખાવા લાગ્યા ઝવેરીને ત્યાં જવામાં તેમને એટલોજ ઉદ્દેશ હતો કે કદાચ મંગળા

જાણી જોઇને છટકી મર્યું ન હોય પરંતુ પોતાનું પાપ બહાર પડશે. તે ઇરાદે ઝવેરીએ તોફાન કર્યું હોય અને ત્યાર પછી કોઇ તપાસ ન કરે આવા બે કાગળો લખ્યા પણ હોય.

વાતોમાં અને વાતોમાં એક ટ્રામમાંથી બીજી ટ્રામમાં એમ બન્ને ચાલ્યા જતા હતા તે અરસામાં ધીરજલાલે પોતાની ટ્રામમાં એક કાબુલીને બેઠેલ જોયો તેના હાવ ભાવ ઉપરથી પોતે સમજ્યો કે આ માણસને તેણે અન્ય વેશમાં કોઇ પણ સ્થળે જોયેલ છે જેથી ઑફીસરને ટુંકમાં કહ્યું કે તે ઝવેરીને ત્યાં જાય અને પોતે તેની તપાસ ચલાવવા જશે આ પ્રમાણે તેઓ વાતો કરતા હતા. તેટલામાંજ પેલો કાબુલી નીચે ઉતરી પડયો ધીરજલાલ પણ નીચે ઉતરી તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

ધીરજલાલનો ઓફીસર એક બાહોશ ડીટેકટીવ હતો તેણે ઘણા ઘણા કેશ આબાદ રીતે પકડયા હતા છતાં આ કેશ તેને સહેજ પણ સમજાતો ન હતો, કે જેમાંથી કંઇ પણ આશા રાખી શકાય કારણકે એક કાર્ય મહા મુસ્કેલીએ ભેગું થાય તેટલામાં તો અન્ય બિના બની જતી હતી, ઝવેરીને ત્યાં શા શા ઘાટ ઘડવા તે સૌ પહેલેથીજ ગોઠવી દીધેલ હોઈ વિચાર કરવાનો નહતો.

મુશલમાની પોશાકમાં સવારના પહોરમાં ઝવેરીને બારણે જઇ પટાવાળાને અંદર જવા માટે તે કાલાવાલા કરવા લાગ્યો.

કયું જમાદાર સાબ અમ શેઠકું મીલનેકું મંગતા ! સાબ એ બડી ફજલમેં ઇતની મહેરબાની કરદો નમ્ર અવાજે તેણે કહ્યું.

અચ્છા ઠેરો લેકીન તુમારે કયા કામ હય ?

મેં ગરીબ આદમી એ પરવર દિગારકી પાસ નોકરીકી તલાસ

કરનેકુ આયા હય ખુદા તાલા કે લીએ મહેરબાન શેઠ અમકુ જરૂર રખેંગા.

"આહા સમજ ગયા કયા ઇનામ ઓર કુછ બક્ષિસ ?"

' મેરી પાસ અભી તો કફન લાનેકાભી એક પાઇ નહિ હે. જમાદાર સાબ મહેરબાની કરના તો મેં પીછે તુમકુ રાજી કરના જરૂર જરૂર."

" એસા ઇધર નહિ ચલતા હે. ચલે જાવ ! બડી રૂજલમેં, તુમ એસા કરતા હે, પીછે અમારા સારા દીન ફોગટમેં ચલ જાયગા."

" ખુદાકી ખાતર ઓ સાબ ! દયાકી ખાતર હમેરે બાલ બચ્ચાંકી ખાતર અરે મેરી [redacted] ખાતર બી હમકુ રજા દે દો. મેં કસમ ખા કર કહેતા [redacted]કુ પીછે જરૂર જરૂર ઇનામ દેયેગા.

" અચ્છા કયા કામ મંગતા ?"

" વો તો માલિકકી મરજી હે. લેકીન જો દેયેગા વો સબ કામ મેં કરેગા."

" ઠેરો મેં રજા લેકર આતા હું." કહી પટાવાળો ચાલ્યો ગયો. આવનાર વ્યક્તિ હસાય તેટલું મનમાં હસી.

તુરતજ તેને અંદર લઇ જવામાં આવ્યો. આ મકાનમાં દાખલ થતાંજ તેની અજાયબીનો પાર રહ્યો નહિ. જ્યાં ત્યાં અત્તરોની ખુશબો તથા ઝવેરાતથી શણગારેલ ઓરડાઓ એ સૌ જોઇ તેને વિચાર થયો કે આ તે સાચું કે બધું બનાવટી ?

આ વખતે ઝવેરી પોતાની નવી સોળેક વર્ષની બૈરી સાથે હીંચકાપર બેસી પાન ચાવતો હતો. બૈરી તેને પાન ચવરાવતી

હતી અને તેના મુખમાંથી પડતા રેલા તેના રૂમાલે સાફ કરતી હતી નવો નોકરીનો ઉમેદવાર ત્યાં જઇ ખડો થયો એટલે બંન્નેની નજર તેના તરફ ફરી.

" સલામ શેઠ મહેરબાન ! મ્હેં તુંમારા નોકકી સેવા કરનેકું ઇધિર આયા હય; તો મહેરબાની કરકે હમ ગરીબપર દયા કરનેકું મેં આરજ કરતા હું. " પોતે મુસલમાની બોલી બરાબર નહિ જાણતો હોવાથી જેમ તેમ ગબડું ગબડાવતો હતો.

" અચ્છા લેકીન તુમ મુસલમાન જેસા નહિ લગતા. " ઝવેરીએ ડોળમા અને દમામમાં જવાબ આપ્યો.

ઑાફીસર ગભરાયો કે ઝવેરી બડો ઉસ્તાદ છે. અને પોતાની બોલી પરથીજ તે આ પ્રમાણે વાત કરે છે જેથી તેણે યુકિત વાપરી.

" પરવર દિગાર ! પહેલે અમ હિંદુ લોક થા. લેકીન મુસલમાન કલ્મો કે લીયે ફીદા હોકર વો ધર્મમેં દાખલ હુવા હય. ઇસ લીયે આમ મુસલમાની ઢબકુ બરાબર પીછાની નહિ શકતા હય. "

આ પ્રમાણે બોલી સાંભળી નવી બીબી તો હસીજ પડી —" બોલો ઇધિર કયા કામ મંગતા ? " ઝવેરીએ વાત શરૂ કરી.

" હુમ દેયેગા વો મંગતા પરવર દિગાર. "

" પગાર કિતના મંગતા હય ? "

" શેઠજી મેરી પાસ એક ઓરત ઓર તીન લડકા લડકી હૈ. ઇસકા ભરણપોષણ કરનેકુ લીયે પગાર અચ્છા મીલેગા તો વોઇ આપકી દયા ! "

" ઇસ્કા દેખના ! કલ ઓરતકી લુંડી ચલ ગઇ હે તો તુંમકુ

દુસરી મીલેગા તબ તક વાં રખનેકું મંગતા. વિશ્વાસસે કામ કરના ભૂલો મત. મુસારા રૂપીઆ દશ ખાણા પીણાપર મીલેગા. ”

“ કુછ દયા કરના મહેરબાન શેઠજી. ”

“ વો તો ઇનકી મરજી હે. ઇનકી જનાબ કુ પૂછલો. ” કહી ઝવેરીએ પોતાની બૈરી બતાવી.

આખરે બૈરીએ માંડમાંડ ઝવેરીને સમજાવી આ ઉપરથી જણાતા ગરીબ, પરંતુ અંદરખાનાના કાબેલ પુરૂષને માસિક રૂપિઆ વગર ખાધે પીધે ૩૦ આપવા ઠરાવ્યું. પોતાની એક બાંદી બે ત્રણ દિનપર રીસાઇ ચાલી ગઇ હતી, અને જે એક હતી તે હજી નાની વયની હોવાથી ઘણી ભૂલો કરતી હતી. જેથી આ ગરીબ માણસને પોતાના જનાનામાં રાખવો ઠીક પડશે ધારી તેણે પણ પોતાના ધણીની મરજીને અનુમોદન આપ્યું. આ પ્રમાણે એક જણ તો આબાદ રીતે ફાવી ગયો.

એક જ દિનમાં તેણે પોતાની શેઠાણીનું દીલ આમતેમ સેળભેળ વાતો કરી જીતી લીધું. આ સૌ જુની દાસીથી સહેવાતું નહિ પણ શું કરે? પોતાનું નસીબ! પહેલેજ દિને આશરે ઘણી ઘણી તપાસ કરી અને વાતોમાં અને વાતોમાં કંઇ જાણ્યું પણ ખરૂં. મકાનની આડી અવળી ઘણી ચીજો બરાબર ગોઠવવાને બ્હાને તેણે ઘણી વસ્તુઓ પણ તપાસી લીધી. શેઠાણીને તો આ માણસ ભોળા બ્રહ્મા જેવો જણાયો.

આ તરફ ધીરજલાલ પેલા કાણુલી પાછળ પાછળ ગલી કુંચીઓ વટાવી એક જુનામકાન નજીક આવ્યો. પડુ પડું થયેલ એક મકાનમાં કાણુલીનો વાસ હતો. થોડી વખત પછી કાણુલી

અને તાળું વાસી પાછો ચાલ્યો ગયો; એટલે ધીરજલાલે પોતાની કળાથી તાળું ખોલી નાંખી અંદર દાખલ થઇ સર્વ જગાએ તપાસ કરવા માંડી. એક કાબુલીના ઘરમાં ગુજરાતી પોશાક, વળી પારસીનો પોશાક તથા યુરોપીઅન ગોરાનો પોશાક એ સૌ જોઇ તેને વહેમ આવ્યો કે જરૂર આ કોઈ બદ[illegible] માણુસ છે. કેટલોક ન સમજાય તેવો ગુજરાતી બ્હાશા મ્હાલીનો [illegible]ાર પણ ત્યાં પડેલ હતો. તે સૌ તેણે વાંચ્યો. ત્યારપછી પોતે બહાર નીકળી તાળું હતું તેમ વાસી દીધું; અને રસ્તો પકડયો. લગભગ એકાદ કલાક પછી ગુજરાતી ભિખારીના ન ઓળખાય તેવા ડ્રેસમાં તે પાછો આવી મકાનના ઓટલા પર સુતો.

બપોરે ૧૨ વાગે પેલો કાબુલી હાથમાં એક પેટી લઇને ત્યાં આવ્યો. પોતાના મકાનના ઓટલા પર એક ભિખારીને સુતેલો જાણી તેણે તેને એક લાત લગાવી દીધી. પરંતુ ડોળી ભિખારીએ રૂદન સિવાય કંઇ જવાબ આપ્યો નહિ. વળી કાબુલી જે બોલતો તે પોતે કંઇ સમજતો નથી એમ જણાવી મુંગોજ બેસી રહ્યો. એટલે કાબુલીએ સરસ ગુજરાતીમાં વાત શરૂ કરી.

"તું અહિં કેમ આવ્યો છે. ? આ ઘર તારા બાપનું છે?"
"ના સાહેબ! પણ ત્હમે મારા બાપ થાવ તો સારી વાત છે. હું ગરીબ માણુસ માગી માગી પેટ ભરૂં છું. પણ આજે કંઇ નહિ મળવાથી અહિં આ લતામાં આવી સુતો છું."

એક ભિખારીની આવી ભાષા સાંભળી કાબુલી રાજી થયો અને કહેવા લાગ્યો. "ચાલ બેસ તને ખોરાક આપું છું"

મહેરબાની કરી મને નોકર તરીકે રાખશો? તમારો ગુણ નહિ

ભૂલ્યું. કદિ નહિ ભૂલું. ભટકી ભટકી હવે હું થાકયો છું. અને બસ તમો ખાવા આપશો તો મારે કંઈ જોઇતું નથી."

"પણ તું મારૂં શું કામ કરીશ?"

"જુવો સાંભળો મ્હારા મહેરબાન! હું આજથી દસ વર્ષ પહેલાં ધીરજલાલ ડીટેકટીવને ત્યાં નોકર હતો પરંતુ તેની બૈરી સારી ચાલતી નહિ હોવાથી એક દિન મેં સૌ વાત ઘરથી અજાણ્યા ડીટેકટીવને કહી દીધી. જેથી બીજેજ દિને મને રજા મળી હતી. ત્યારબાદ મારૂં કોઇ બેલી નહિ હોવાથી મ્હેં ભિખારી તરીકે આજ સુધી જીવન ગુજાર્યું છે કોઇ વખત ધીરજલાલ સાથે હું જતો હોવાથી મને કંઇ કંઇ યુકિત તો આવડે છે હાકે માર્ગ મહેરબાન!"

"વારૂ! પણ શી શી યુક્તિઓ? હસતા કાબુલીયે પ્રશ્ન કર્યો "એની બૈરી ઉલ્લુ તો એ પણ ઓછો કયાં હતો?"

"અરે તું શું કહે છે? એક ડીટેકટીવ ઓછો કયાંથી હોય?"

"જાવ જાવ મ્હારા મહેરબાન! તમે ગુજરાતી મુંબાઇના સહવાસે બોલતાં જાણો છો પણ સમજી શકતા નથી તો હું તો ધારૂં છું કે તમો તેને ઓળખતા જ નથી."

"એક વખત મ્હેં નામ તો સાંભળ્યું હતું. પણ એ ત્હારો શેઠ કે બીજો તેની ખુદાને ખબર બોલ ધીરજલાલ કયો?"

"એ પણ તમારા મ્હારા જેવોજ માણસ બે પગ, બે હાથ, વાળો છે, પણ તેની ચાલાકીને લાત મારે તેવી ચાલાકી મારી પાસે છે. મને ખરા માણસને બૈરીના કહેવાથી કહાડી મૂકયો એટલે હું તેને બરાબર દંડીશ. તથા તેનું પોકળ ખુલ્લું કરીશ."

શું પોકળ? વળી ધણીને ફાવે તો રાખે. તેમાં ત્હારે શું? ધાર કે તને હું રાખું તો મારી પણ એજ દશા થાય ને?

"સાહેબ તમે તો સાવ સમજુ છો. પણ એ ઉંદરનો બચ્ચો તો જબરો લુચ્ચો અને બદમાસ છે જુવોને પોતે એક છુપા પોલીસનો માણસ થઇ લોકોની ખાને દાન લોકોની બૈરી છોકરીઓ અને બ્હેનો પર મારી મારફતે પ્રેમ પત્રીકાઓ મોકલતો હ્યો થયું એટલું ઓછું છે!

"શું કહે છે તું? એક પોલીસ અમલદાર આવો છે? આતો ગજબ કહેવાય." ખરીરીતે અજાયબ થતા કાબુલીએ જવાબ આપ્યો.

"હા! હા! એતો એવો બદમાસ છે. શરીફ બદમાસ છે મારા સાહેબ! તેનું વેરતો હું લઇશજ."

"ચાલ તારે ફાવે તેમ કરજે. પણ તારી વાતો પરથી તું કોઇ ચાલાકતો જણાય છે. માટે આજથી મારી સાથે જ રહી આનંદ કર. પણ યાદ રાખ કે ધારજલાલ જેવું થશે તેજ દિને હું તો તને કાબુલી હાથે મારી નાંખીશ. ધારજલાલે તો તને જવા દીધો પણ આ મહેમદ તને નહિ જવા દે"

ભલે મારા મહેરબાન કબુલ! કબુલ! મારી ગરદન અને તમારી શમશેર! પછી છે કંઇ!"

તરતજ કાબુલીયે ઘર ખોલી પોતાના નવા નોકરને અંદર દાખલ કર્યો તથા ખાવા માટે કેટલુક ફળ પણ આપ્યું. ધીરજલાલ સમજ્યો કે આટલી સરસ ગુજરાતી ભાષા બોલનાર કદી કાબુલી હોયજ નહિ. માટે તેની હીલચાલ જોવા માટે તેણે યુક્તિ પ્રયુક્તિઓ સોધવા માંડી શઠ ઘરાકને શઠ શેઠ મળ્યો; અગરતો શઠ શેઠને શઠ ઘરાક મળ્યો

એ સૌ આપો આપ તરી આવશે. નોકરે પોતાનું નામ ધીરૂ આપ્યું. એટલે હવે મહમદ પઠાણ તેને ધીરૂ કહી બોલાવતો હતો. પોતાના ભુતકાળની ઘણી ઘણી વાતો કરી ધીરૂએ શેઠનું દીલ જીતી લીધું મહમદને પણ, નોકર વિશ્વાસ પાત્ર જણાયાથી તેજ દિને તેણે તેને ઘણા ઘણા મુંબઇના ભેદ બતાવ્યા. સાંજ પડતાં મહમદ પોતાના નોકરને લઇ બહાર ફરવા નીકળી પડયો.

રાત્રે બરાબર બે વાગે શેઠ તથા નોકર વાતો કરતા પાછા આવ્યા તે વખતે મહમદ તેના નોકર ઉપર ખુશ થયો હતો. પોતાના કરતાં ઉંમરમાં જરા વધારે હતો અને વળી હોશીયાર પણ લાગતો હતો જેથી મહમદ કોઈ કોઈ વખત ત્હેને માનથી પણ બોલાવતો તે રાત્રે તેમણે બંન્નેએ કોઈ શાહુકારની મોટર પાછળ પડી તેની બૈરીનાં ઘરેણાં સારા પ્રમાણમાં લુટીઆણ્યાં હતાં. આ રીતે કામમાં ધીરૂએ મહમદને બહુજ મદદ કરેલ હોવાથી હવે મહમદનો સોએ સો ટકા વિશ્વાસ તેના પર બેસી ગયો. રાત્રે મહમદે રાજી થઇ ધીરૂને રૂપિઆ સો ઇનામના આપ્યા પરંતુ દગલબાજ બનાવટી ધીરૂએ તે રૂપિઆ પાછા આપ્યા

બીજે દિને સવારમાંજ મહમદે ધીરૂને બોલાવી કહ્યું કે કોઈ અગત્યના કામ માટે તેને રંગુન જવાનું થયું છે કારણ ત્યાં તેના અન્ય સોબતિઓ મુશ્કેલીમાં આવી પડયા હતા.

ધીરૂએ જણાવ્યું કે " મહેરબાન તમોને હરકત નહોય તો આ બંદા પોતે જઈ સૌ બંદોબસ્ત પોલીસને ધુળ ફકાવી કરી આવશે, તમો કહો તેટલીજ વાર."

હા દોસ્ત મને ત્હારા ઉપર વિશ્વાસ છે આજજ સાંજેજ તું

ઉપડજે હું તને પત્ર લખી આપીશ તે લઇ તું ત્યાં ઠેકાણું શોધી તેમને મળી સર્વ પુછી ઘટતો બંદોબસ્ત કરી લેજે. એમાં તને શિખવાડવાનું ન હોય.

"સાહેબ ! ભૂલ ન બને. કામ પાડી ખાત્રી કરી જોજો એવા તો ઘણાના ભેદ જોયા છે. ખૂદ પાતાળમાં ઘૂસી જવા પણ હુ હિંમત કરીશ તમો નિર્ભયપણે મને કાર્ય સોંપજો."

"તો જો, આજે સાંજેજ તારે આ લખોટો લઇ ઉપડવું તેમાં સર્વ બિના મ્હેં લખી છે. લખોટાપર આ કૅાર્નર રોડનું શીરનામું છે તે બરાબર યાદ રાખી કાર્ય કરજે, એટલે વાંધો નહિ આત્રે બોલ અહિંથી તું કયે રસ્તે જઇશ ?"

"ઓ હો ! મહેરબાન એટલી પણ મને ખબર નહિ હોય ! રંગુનના શા ભાર ! તેને તો વેંતમાં પકડી પાડીશ. કદાચ તે આખું શહેર ગૂમ થશે તો હું તેને ગોતી કહાડયા સિવાય એમ્હેજ રહેનાર છું ? સમજ્યા ! જાણે કે પહેલાં તો અહિંથી બારોબાર અજમેર જઇશ."

"વારૂ અજમેર કયે રસ્તે જઇશ ?"

"સીધો અમદાવાદ અને ત્યાંથી પાટણની ગાડીમાં બેસી જઇશ."

"તારૂં કપાળ ! આમ તો ચાલાક જણાય છે, પરંતુ કોઇ દિન ગયો હોય ત્યારે ને ?"

"એટલે સાહેબ શું હું ભૂલ્યો ? ના મહેરબાન ! આમ જરા ફરવું પડશે અને આમ ગોધરા થઇને સીધું જવાનું છે; એટલોજ ફેરને ?"

"સાવ ડફોળજ છે! બોલ રંગુન છે ક્યાં?"

"ક્યાં! તે દીલ્હી નજીક મહેરબાન," ઠાવકા મ્હોંગે તેણે જવાબ આપ્યો.

આ ખુલાસો સાંભળી મહમદ ખડખડ હસી પડયો. પેટ દાબીને હસ્યો. હસાય તેટલું હસ્યો, અને આખરે ખીજવાઇ બોલ્યો.

"અલ્યા અહિં રહી ત્હેં કર્યું શું? જો સીધો જજે કલકત્તા અને ત્યાંથી સ્ટીમરમાં બેસી રંગુન જવાનું છે. સમજ્યો?"

"અરે તમે મને ભુલાવો છો કે શું? મ્હેં નાનપણમાં નકશામાં જોયું છે કે આખી પૃથ્વીના નકશામાં દીલ્હી અને રંગુનને એક બે તસુનું અંતર છે. તો અહિંનો હિસાબ ગણીએ તો બહુમાં બહુ ૫૦ કે ૧૦૦ માઇલ. આજકાલ રેલવે થવાથી વાંધો શો છે? વચ્ચે જરા સપાટ મેદાન જેવું ઉજ્જડ આવે છે ત્યાં પાણીની બૅગ ભરી જઇશ એટલે વાંધો નહિ આવે?"

"તારો બાપ મરે ધીરૂ! સારૂં થયું કે મ્હેં તને મોકલતા પહેલાં પ્રશ્ન કર્યો. ભોળારે ભોળા! એ તો મેદાન નહિ પણ દરિયો હતો."

"શું કહો છો મહેરબાન! દરિયો! મારા બાપ! ત્યારે તો ત્યાં મારૂં કામ નહિ! એ તો ખારો સમુદર! નાનપણમાં મને મારા મિત્રો કહેતા હતા કે દરિયો ઓળંગ્યે ધર્મભ્રષ્ટ થાય."

"અલ્યા ભિખ માગી ખાધું, અને હવે ધર્મ સંભાળો છો તે ક્યાં બને? અને દરિયો ઓળંગ્યે પણ શો ધર્મ જવાનો હતો?"

" ભલે હું જઈશ. તમે એમજ કહોને કે તમારે મનેજ મોકલવો છે ? " કહી રોષ સાથે ધીરૂ તેના તરફ જોવા લાગ્યો.

"પણ તું તો" સાવ અજાણ્યો છે જો સાંભળ ? મારે અત્રે કામ હોવાથી ત્યાં જવામાં ઢીલ થવાનો સંભવ છે. વળી ત્હારા જેવો વિશ્વાસુ આદમી મને મળે તેમ પણ નથી માટેજ હું તને બતાવું તે પ્રમાણે જઇશ તો વાંધો નહિ આવે માટે તૈયાર થઇને આજજ ઉપડજે ત્યાં સૌ કાર્ય પતાવી વહેલો વહેલો આ તરફ પાછો આવજે.

" જરૂર ત્યારે તો જ્યારે ખાસ મારીપર આટલો બધો વિશ્વાસ રાખો છો તો, હું જઇશ મહેરબાન; હું સહુ જાણું છું પરંતુ આતો અમસ્તું જરા તુત કર્યું સમજ્યા; એ સૌ ધીરજલાલ ડીટેકટીવ પાસે શીખેલ ?

"હવ તારો ભલો થાય?" કહી મહમદ ધીરૂને ભેટી પડયો આમ કરતાં તેની બનાવટી દહાડી જરા ખસી ગઇ તે ધીરૂએ જોઇ પણ તેમાં જાણે લક્ષજ નથી તેમ તેણે કરી દીધું મહમદ સમજ્યો કે માણસ ભોળો છે.

તેજ સાંજે ધીરૂને બરાબર શીખામણ આપી મહમદે પેલો લખોટો તથા બાજા રુપીઆ બસો આપી કોલાબાના સ્ટેશનથી વિદાય કર્યો પછી પોતે રાજી થઇ ઘર તરફ પાછો ચાલ્યો ગયો ઘરેણાની પેટી ખોલી તેમાંથી કિમતી ઘરેણાં કહાડી તેણે ખીસ્સામાં ભર્યા. અને ચાલતી પકડી હાથમાં પીસ્તોલ હતી તે પણ સાચવીને ખીસ્સામાં ગોઠવી દીધી આ વખતે તેણે બીજો પારસી પોશાક પહેરેલ હોવાથી ખુદ ધીરૂ પાછો આવી તેને જુએ તો પણ ઓળખી

થઈ શકે નહિં તેવું તેનું રૂપ ફરી ગયું હતું હવે તે ક્યાં જાય છે. તે જોવાનું રહ્યું

ઝવેરીને ત્યાં રહેલ નોકર ઑફીસરે બે દિનમાંતો શેઠાણીનું દીલ જીતી લીધું ઑફીસરને બરાબર ખાત્રી થઇ કે ઝવેરીની નવી સ્ત્રી મુસલમાન નથી, પરંતુ પકડી આણેલ અગરતો પોતાની મેળે થયેલ મુસલમાન એવી કોઇ હિંદુ જાતીની સ્ત્રી છે, કારણકે તેણીએ જયારે જાણ્યુ કે મુસલમાંનની ભાષા કરતાં પોતાનો નોકર ગુજરાતી ભાષા સારી બોલે છે ત્યારે તેણે ગુજરાતી ભાષામાંજ વાત કરવી શરૂ કરી. બીજે આખો દીન તેણે પોતાનાં બૈરાં છોકરાંની વાતો કરી શેઠાણીનું દીલ બરાબર જીતી લીધું આવા ગુજરાતી બોલતા નોકર માટે શેઠાણીને પણ માન હતું તેમ નવી વહુ જાણતી.

બીજે દિને સાંજે ઝવેરી કામસર બેરીસ્ટરને ત્યાં ગયો હતો અને તે રાત્રે નાટક જોઇ બે કે ત્રણ વાગે પાછો ફરનાર હોઇ આજે શેઠાણી નવા નોકર સાથે વાતોએ વળગી વખત કહાડવા લાગી.

"અલ્યા ગોકળ! અરે ભુલી જમાલ? બોલ તું મુસલમાન શાથી થયો?"

"પરંતુ તમારી ભાષા પરથી મને પણ સમજાય છે કે તમો પણ મારાં જેવાંજછો બા! ખોટું ન લગાડશો તમારે એમ શાથી કરવું પડ્યું;."

આ જવાબ સાંભળી શેઠાણી શરમા તો છક થઈ ગઈ નોકર બહુ ચાલાક નીવડ્યો પોતે હિંદુ છે તેમ તે જાણી ગયો એટલે તો સારૂં થયું નહિં એમ પણ તે સમજી

જાજા હવે આખરે નીચ જાત તે નીચજ ! અલ્યા ? મારા જેવીતો ઘણી કન્યાઓ અમારી મુસલમાન જાતિમાં છે. તું તો બધીને હિંદુ ગણે એ ચોક્કસ' કહી તેણી ઠોળમાં હસી,

" ભલે બા ! મને તો એમ સમજાય છે." કહી જમાલ શાંત રહ્યો.

" અલ્યા બોલને શાથી મુસલમાન થયો ? વાત કહું જરા અંદર આવતો. મારૂં દીલ દુઃખે છે. જોતો ખરો જમાલ આ કેડે કંઈ કરડ્યું છે ?" કહી તેણી અંદરના રૂમમાં ગઇ.

" ના બા એતો તમારૂં શયનગૃહ ! શેઠ જાણેતો મને ઠાર કરે." ધિમા અવાજે જમાલે કહ્યું.

" ચાલ ચાલ ! આવે છે કે નહિ ! બનાવટી મુસલમાન ?" દમામમાં ફાતમાએ કહ્યું, અને તેણી તરતજ તેનો હાથ પકડી અંદર લઇ ગઇ. નોકર બિચારો ઘણીએ માથાકુટ કરી વળ્યો. પણ તેનું કંઇ વળ્યું નહિ. ન છુટકે તે ફાતમાની કેડો દાબવા લાગ્યો.

" જમાલ તને સાન છે કે નથી ?,'

" ના જરાય નથી. અને રહે પણ શાથી."

" કેમ શાથી ન રહે ?"

" ફાતમાની ફેર બદલીથી ? બીજું શું ?" કહી તે હસ્યો.

તેજ ક્ષણે બહારથી બુટનો અવાજ આવવાથી આ બધો વ્યવસાય અટકી પડયો. જમાલ પણ બીજે દ્વારે થઇને સરકી ગયો.

શયનગૃહમાં એક પ્રારસી હસ્તે ચહેરે દાખલ થયો. તરતજ ફાતમા તેને વળગી પડી.

" કોણ વ્હાલા રૂસ્તમ? આજે મોડું કેમ? બે દિનથી તો તમે જણાયાજ નહિ ને "?

" ભલે તે સૌ પછી! પેલો બુઢ્ઢો ક્યાં શીરીન!" " તે તો ડીટેકટીવોની તપાસથી ગભરાઈને બેરીસ્ટરની સલાહ લેવા ગયો છે. માટે આજે આખી સારી રાત તું અહિંજ પસાર કરજે હાં રૂસ્તમ!" કહી ફરીથી શીરીન તેને વલગી.

" લે આ દાગીના સર્વ બનાવટી છે. અને તેના બદલામાં પેલા સાચા કહાડી આપ."

એક પછી એક શીરીન કહે અગર હાતમા કહો તેણે સર્વ બનાવટી દાગીના પરીધાન કરી પેતાના સાચા દાગીના કહાડી આપ્યા. ધણીને લુંટવાનો કેવો ધંધો?

" વારૂ પેલો નવો નોકર કોણ છે તે!"

" તે બહુ ભલો આદમી છે. ભોળો છે અને ચાલાક પણ છે. " સાવચેત રહી કામ કરજે. આપણી બાબત જાણે નહિ. મને તો બદમાસ લાગે છે. હમણાંજ તારી રૂમમાંથી તેને જતાં મ્હેં જોયો હતો.. મારાથી અજાણ નથી."

" શું કાન્તિ—"

" ચૂપકર! રૂસ્તમ બોલ! ભૂલી ગઇ કે?"

" અરે ભૂલી. રૂસ્તમ મારા ભૂલી! ત્હમો બે દિનથી આવ્યા નહિ એટલે જરા તેની સાથે બેસી વાતો કરી આનંદ લેતી હતી. બિચારો સારો આદમી છે."

" ભલે પણ આ ઝવેરીને વહેમ તો નથી આવતો ને?"

" તે બુઠ્ઠાને જરાયે વહેમ નથી આવતો. મ્હેં તેને બરાબર બાંધ્યો છે. આવતી કાલે બનશે તો તેને પેલી દવા આપીશ."

" સારૂં ! પણ સાચવીને આપજે. ચાલ એક ચુંબન કરવા દે."

" ના. કોઇ જુવે છે. માટે હમણાં નહિ."

" કોણ જુવે છે તે ! જલદી કર ફાતમા શીરીન !"

" આ દીવો જુવે છે સમજ્યા ! " કહી ફાતમાએ દીવો બંધ કર્યો. સર્વત્ર રૂમમાં અંધકાર થઇ ગયો. અને તેજ ક્ષણે ફાતમાએ બૂમ મારી કે " બચાવો અરે કોઈ બચાવો ! મારા બાપ ! મારી નાંખી ! આ કાન્તિ... ... ... "

એકદમ નોકર જમાલ હાથમાં પીસ્તોલ સાથે ત્યાં દોડી આવ્યો તેણે બત્તી સળગાવી દીધી. અને નજર નાંખતાં માલુમ પડ્યું કે ફાતમાના ગળામાંથી લોહી વહેતું હતું. તેણી બેભાન બની જમીન પર ઢળી પડી હતી. અને તેની નજીક દાંત પીસી પેલો પારસી ઉભો હતો.

નોકર જમાલને જોઇ તેણે પીસ્તોલનો બ્હાર કરી તુરત ત્યાંથી દોટ મૂકી. ચાલાક નોકરે આવતી ગોળી ચુકાવી દીધી અને પારસીની પૂઠ પકડી. પારસી દાદર ઉતરી બહાર નીકળતો હતો તેટલામાં તો પોલીસનાં માણસોએ તેને ઘેરી લીધો અને તરતજ તેને વિના વિલંબે હાથકડી નાંખી લઇ જવાની તૈયારીઓ પણ થઇ ગઇ. અચાનક આ અરસામાં તેની નજર પોલીસના માણસોમાંથી એક પર પડી, અને તે માણસે તેને આમ કરતો જોઈ જવાબ આપ્યો કે–

" મહમદ માસ્તર ! હુંજ આપનો નોકર ધીરૂ હાં કે ? અત્યારે ધીરજલાલ ડીટેકટીવ. સમજ્યા મી. કાન્તિલાલ ? "

" કોણ તું ધીરૂ ! અરે સર્વ ખલાસ. "

" ચૂપ કર કાન્તિલાલ અમો તને શોધી થાક્યા છીયે, પણ આખરે મુંબાઈમાંજ તને પકડી શકવાથી પ્રભુનો આભાર માનીયે છીયે. " કહે તો ધીરજલાલનો ઑફીસર જમાલના રૂપમાં ત્યાં દોડી આવ્યો.

" ધીરજલાલે હાથકડી પહેરાવેલ કાન્તિલાલને લઈ જતાં પ્રશ્ન કર્યો " કેમ પઠાણ મહમદ ! જોયો આ ધીરજલાલ બહાદુરનો નોકર ! "



# પ્રકરણ ૨૦ મું.

## છટકયો !

વ્હાલા વાંચકવૃંદ ! તને ખબર પડીજ હશે કે કાબુલી મહમદ તથા પારસી રૂસ્તમ એ બંન્ને એકજ મનુષ્ય કાન્તિલાલ પોતે હતો. જ્યારે કાન્તા નડીયાદ તરફ પોતાની ભોજાઇની સારવાર માટે ગઇ હતી, તે દરમ્યાન મંગળાના પ્રેમમાં પડી તેનાં બાકીનાં ઘરેણાં ઉચાપત કરી તેણે નવું તુત ઉભુ કર્યું હતું, ગ્રાન્ટરોડ સ્ટેશન નજીકજ એક ભવ્ય મકાનમાં નવસારીથી ટુંકમાં આવેલ કોઇ પારસી દંપતિ પોતાની એકની એક પુત્રિ શીરીન સાથે રહેતાં હતાં. કાન્તા સાથે જ્યારે તે વાસદથી પાછો ફર્યો ત્યારે આ દંપતિ પણ તેમનાજ ડબ્બામાં આવેલ હતું. શીરીન પારસી છોડી હોઇ ખુબસુરત હતી તેનાં વાંકાં પત્નીયાં છેક આંખ સુધી વાળેલ હોઈ મનોહર લાગતાં હતાં. આ સૌ જોઈ કાન્તિલાલે નવા નવા વિચારો ઘડી મુંબાઇમાં જઇ કંઈ જાદુ કરવા વિચાર કરેલ.

જે દિને તે મુંબાઇ પહોંચ્યો તે આખો દિન પિતાને મુખ ન બતાવવા માટે તે આમતેમ રખડયો. ખીસ્સામાં થોડાક રૂપિઆ હતા તે વડે તેણે પારસી ડ્રેસ પણ ખરીદ કર્યો. આ ડ્રેસ તેને પહેરી

જોતાં ઘણોજ સારો લાગ્યો; અને લગભગ બપોરના બે વાગે પેલા પારસીના મકાને પહોંચી ગયો. પહેલાં તો બહારના ઓરડામાં ઉભા રહી તેણે કંઇક જાણવાના ઇરાદાથી અંદર થતો ઘોંઘાટ સાંભળવા માંડયો; કારણ અહિં ઓળખીતા માફક જવાનો તેનો ખાસ ઇરાદો હતો.

પણ મમ્મા એવણે આય વખટે તાર શું કામ કરોછ ? મને તો લાગે છે કે એવણ એક અંદર ગ્રેજ્યુએટ હોઇ બહુજ શરમાટો હશે."

"ઓઇ ટેમા ગાંડીરે ગાંડી ગભરાયછ શું ? પતેતીપર આપન તેને અહીં તેડાવી મંગાવી શું."

"પન મમ્મા ! તેં પન એવનને નહિ દીથેલ ?"

" ના કડી બી નહિ પન પેલો પેસ્તનજી કહેતો હુતો કે એ પોળીઓ ખાસ મજેનો લાગે છ બોલી ચાલીમાં પન બહું હોશિયારી બટાવે ટેવો છ."

" ટો મમ્મા પપ્પા પછી ના પાડે તો " !

"શીરીન ! ડીકરા ગભરાય છ શું ! રૂસ્ટમ્ સાટેજ તુંને પરનાવીશ કદાચ વખટ છે ? આજે તાર આવેલ છે છટાંબી આવી જાય પન ખરો "

મા દિકરી આ પ્રમાણે વાતચીતોમાં હતાં તેટલામાંજ તેમની રૂમમાં હાથે સફાઇ બંધ લખેલ કાર્ડ લઇ નોકર આવ્યો. કાર્ડ પર રૂસ્તમનું કાર્ડ જોતાંજ શીરીનના હર્ષનો પાર રહ્યો નહીં. તેની મા પણ દોડી દોડી બહાર આવી મહેમાનને અંદર લઈ ગઇ પોતાનો ગતિ થનાર ધણવાળો માટીરો આજ આવવાથી વળી તેને જીંદગીમાં

પહેલ વહેલાજ આજ આવી ખબર છાપામાં જોવાથી શીરીનના હર્ષની અવધિજ ન રહી. તેની મા પણ તેને ઓળખતી ન હતી. કોઇ સગાએ નવસારીમાં વાત કરેલ, અને તેને અનુસરી તે રૂસ્તમ છોકરાને મુંબઇ આજ રોજ તેડાવેલ હતો, પરંતુ અચાનક કામ હોવાથી પોતે આવી શકશે નહિ એવોતેનો તાર સવારના પહોરમાંજ આવતાં મળવાથી શીરીન નિરાશ બની ગયેલ જેથી જ્યારે તેનો બાપ બપોરે બહાર ગયો ત્યારે મા સાથે તેણે નિરાશાજનક વાત કરવા માંડેલ, તે આપણે જાણી ગયા છીએ, કાન્તિલાલને તો આટલુંજ જોઇતું હતું જેથી તેણે આ ખરી તક સાધી લીધી. હવે આપણે તેને રૂસ્ત-મજ કહીશું.

શીરીનની માતાએ રૂસ્તમને આદરમાન આપી પોતાની સામે ખુરસી પર બેસાડયો. નવો આવનાર મુળમાં શરમાય તે ન્યાયે બદમાસ કાન્તિલાલ પહેલાંતો બોલ્યા ચાલ્યા વગર શાંત રહી આજુ બાજુ જોઇ જાણે ઘણો થાક લાગ્યો હોય તેમ કરવા લાગ્યો. દશ મિનીટમાં તો શીરીન ચા લઇ હર્ષમાં અને હર્ષમાં આવી પહોંચી. નવા મહેમાને ચા પણ પીધો.

સાંજે ચાર વાગે શીરીનનો બાપ પણ ઘેર આવીપહોંચ્યો. તે પણ રૂસ્તમને ઓળખતો નહી હોવાથી તેણે કાન્તિલાલને રૂસ્તમજ માન્યો ત્યારબાદ શીરીન તથા તેનો પ્રેમ બંધાય માટે બંનેને માતા પિતાએ ફુદા ફરવા માટે મોટર કરી આપી તે દીને શીરીન નવા રૂસ્તમ સાથે ગઇ તે ગઇ ફરી કદી પાછી ફરી નહિ. તેનાં મા બાપે ઘણી તપાસ કરી પણ તે વ્યર્થ ગઇ જેથી હશે ગયાં છે તો બેઉ છુટો છુટી ગયાં છે એટલે વાંધો નહી એમ માની તેઓએ સંતોષ માન્યો અને પડેલ દુઃખ વિસારી દીધું.

આ તરફ કાન્તિલાલે શીરીનને ચાર પાંચ દિન પહેલાંતો કંચનને ત્યાં રાખી અને એબાદ આસ પાસ મેલ્સ ઝવેરીને લુંટવા માટે આ ગરીબ બાળાને ભરમાવી તેના પાશમાં નાંખતાં પણ આ શયતાન જરાએ અચકાયો નહિ. ભોળી બાળા પણ પૈસાની લાલચે તેના કહેવા મુજબ કરવા તૈયાર થઇ, અને કાન્તિલાલે રૂસ્તમ પારસીના ડ્રેસમાં ઝવેરીને મંગળાનાં ઘરેણાં તથા કેટલુંક ઝવેરાત પણ વેચ્યું તથા તેણે આ કન્યા રૂા. ૧૦૦૦૦ લઇ સોંપી દીધી. રૂસ્તમ તરફથી આવી અનુપમ કન્યા મળવાથી તેને ઝવેરીના ઘરમાં પેસવા માટે હમેશની છુટ થઇ અને રૂસ્તમે પણ શીરીન અથવા શાતમાને સમજાવી તેને ફોસલાવી ઝવેરીનું ઘણું ઝવેરાત છીનવી લીધું તથા તેની જગ્યાએ બનાવટી પણ મુકવા માંડયું.

આ પ્રમાણે તેમણે લાંબો વખત ચલાવ્યું. પરંતુ તે દરમ્યાન મંગળા તથા કાંતિલાલનું પોકળ ઉઘાડું પડવાથી કાન્તિલાલ રજાના બ્હાને પહેલાંતો નડીઆદ તરફ જઈ કાન્તાના કાનમાં ઝેર રેડી આવ્યો ત્યારબાદ તેજ દિને મુંબાઇ આવી પઠાણના વેષમાં તેણે રહેવાનું શરૂ શરૂ કર્યું. આવીરીતે કરતાં તેને ધીરૂ જેવો નિમકહરામ નોકર મળ્યો કે જે નોકર શેઠને આબાદ રીતે રંગુન જવાની ઈચ્છા બતાવી આખરે ફસાવ્યો.

પારસીના રૂપમાં આવેલ કાન્તિલાલે આજે આ શીરીન ને બરાબર ચૂસી નાખી હતી. તેની પાસે હવે ગળાની માળા સિવાય કોઇ સાચો માલ હતો નહિ. જેથી શીરીને તે એકલો હાર તો નજ આપ્યો. આ હાર ગમે તે રસ્તે કાંતિલાલને જોઇતો હતો, જેથી તેણે તર્કટ કરી ભોળી પ્રેમઘેલી શીરીને જ્યારે દીવાનુ બટન વાસ્યું

અને ઓરડામાં અંધકાર છવાયો તેજ ક્ષણે અબળાનું મુખ દાબી તે હાર ખેંચી તોડી લીધો. આ ખેંચતાણથી શીરીનના ગળે ચીરાનો કાપ થયો. અને ત્યારબાદ શું બન્યું તે આપણે જોઇ ગયા છીયે

કાંન્તિલાલ ને હવાલે કર્યા બાદ શીરીરને પણ દવાખાનામાં ખસેડવામાં આવી. ત્યાં ડૉકટરે દવા કરી તેને શુદ્ધિમાં આણી. પરંતુ હુકમાજ તેણી પરલોક ચાલી ગઈ. [illegible] વિચાર્યે બનાવટી રૂસ્તમને ખરા સ્વરૂપે ઓળખ્યો છતાં પયખાસની પુત્રિના લોભે લલચાયાનું આ પરિણામ ! બિચારો ઝવેરીતો પોતાની આબરૂ ગેર આબરૂનાં સમાચારો સર્વ પેપરોમાં આવવાથી ઝંખવાણો પડયો. આ બાબત પેપર દ્વારા રમાનાથ તથા કાન્તાએ પણ જાણી. જેના તરફથી આટલાં દુઃખ વેઠવાં પડયાં હતાં તે સૌ વિસરી જઇ પોતાને બચાવનાર તે હતો એમ માની તેને માટે કાન્તાને મનમાં દુઃખ થયું. કારણ પેપરમાં ટીકાઓ હતી કે કદાચ તેને ખુનનો બદલો ખૂનથી પણ મળે. પાતર કંચને આ બાબત જાણી હતી છતાં તેણે તે વાત પોતાના મકાનમાં ચર્ચાવા દીધીજ નહિ.

આખા મુંબાઈમાં જ્યાં ને ત્યાં આ બનાવનીજ વાતો થઇ ગઇ કેસ પણ બે ત્રણ દિનમાં ચાલવાનું નક્કિ થઈ ગયું તેની પર નીચે મુજબના આરોપ હતા.

(૧) પિતાનું વિલ ગુમ કરી અપ્પર માતાને ઉત્પન્ન કરેલું દુઃખ

(૨) જે દિને મોહનલાલનું ખૂન થયું ત્યારે તે મુંબાઈમાં જ હતો, જેથી કદાચ તેનો હસ્ત પણ આ બાબતમાં આડકતરી રીતે હોય.

(૩) પર ધર્મ પત્નિ સહ બનાવટી ફોટો કરી અન્યની જીંદગી ધુળધાણી કરવાનો પ્રયાસ.

(૪) ધીરજલાલના દેખતાં આબરૂદાર સ્ત્રીનાં ઘરેણાંની લુંટ.

(૫) શીરીન નામની એક પારસી કન્યાનું ખુન.

આ પ્રમાણે પાંચ આક્ષેપો પેપરમાં પણ છપાઇ જવાથી જ્યારે શીરીનના માબાપે એ લેખ વાંચ્યો, ત્યારે તેમણે તપાસ કરી દવાખાનામાંથી મરણ વખતનો તેનો ફોટો મેળવ્યો. ખરેખર તેમનીજ કન્યા શીરીન તે હતી. પારસી દંપતીને ઘણું દુઃખ થયું અને તેમણે પણ બરાબર વેર લેવાના ઉદ્દેશથી પોતા તરફથી ખાસ કેસ નોંધાવ્યો આવી રીતે આખરે કાન્તિલાલ ઉપર આક્ષેપો મુકાયા. અને તે સૌ માંથી તેને છુટવાનું હતું. જે દિને તેને કોર્ટમાં ઉભો કરવાનો હતો તેના આગલા દિને સર્વ આક્ષેપોનું લિસ્ટ તેને આપવામાં આવ્યું.

રાત્રિ પસાર થતી હતી અને આખા જગત પર પોતાની આણ પ્રસરેલી જોઇ આનંદ માની રૂમઝુમ રૂમઝુમ મધુર સ્વર પેદા કરતી હતી. સર્વત્ર અંધકાર, અને તેના પરિણામે શાન્તિ હતી; છતાં મુમ્બાપુરીમાં વીજળીની રોશની સર્વ સ્થળોમાં હોવાથી અંધકારને ત્યાં પેસવાની હિંમ્મત ચાલતી નહિ

કેદખાનાનો કેદી ઉભો થયો. પોતાની કોટડી સાચવનાર પોલીસ આ વખતે ઘોરતો હતો તે પણ તેણે જોયું. આખી રાત્રિ તેણે એજ વિચાર કર્યા હતા કે કોર્ટ તેને ઓછીજ માફી આપનાર છે! માટે ગમે તે રસ્તે છુટકારો કર્યેજ છુટકો. પોતે કોટડીના સળીઆ પકડી

બારી તરફ જોવા લાગ્યો; પરંતુ તેટલામાં કોઇનો પગરવ થવાથી તે પાછો ફરી પથારીમાં પડયો.

ટુંકમાંજ ત્યાં પોલીસ અમલદાર આવી પહોંચ્યો. તેણે ઉંઘતા પોલીસને જગાડી ધમકાવ્યો. તથા સાવચેત રહેવા જણાવ્યું. કેદીની કોટડી ઉઘાડી તેની બરાબર તપાસ પણ કરી. કાન્તિલાલને જગાડી તેનાં ખીસ્સાં તપાસ્યાં. તેમાંથી તેને આ વખતે એક બંડલ મળ્યું તે તથા એક હાર તે બંન્ને લઈ અમલદાર ચાલ્યો ગયો. પોતાની આવી ગલતિ અમલદાર જોઇ ગયો જેથી બીજેજ દિને રિપોર્ટ થવાના ભયે પહેરાપરના પોલીસનો તો શ્વાસજ ઘુંટાવા લાગ્યો તેણે ભૂલમાં અને ભૂલમાં આ ભ્રમણામાં કોટડીને તાળું વાસ્યું નહિ આ સૌ બિના લુચ્ચાના સરદાર કાન્તિલાલથી અજાણ ન હતી.

પોલીસ જો સહેજ ઉંઘે તો પછી પોતાનું કાર્ય સાધવું ઉત્તમ પડશે એ વિચારે તે શાંતજ રહ્યો. તેના મનમાં હજારો કલ્પનાઓ થતી હતી, પરંતુ પાપનું સહજ સ્મરણ ન થતું કે ન થતો તેનો પશ્ચાત્તાપ !

નોકરી જશે અને તેના પરિણામે બૈરી છોકરાં ટળવળશે એ વિચારોમાં બિચારો પોલિસ ગરકાવ થયો હતો; તેટલામાં તો તેના મુખપર ઓચિંતો હાથ પડયો એક લુગડાવતી તેના હાથપણ બંધાઇ ગયા. પાંચ મિનિટમાં તો બિચારો બેભાન બની જમીનપર ઢળ્યો. તુરતજ લુચ્ચાના સરદારે તેને કોટડીમાં ઘસડી નાખ્યો; અને ત્યાંથી તેની બંદુક લઇ રવાના પણ થઇ ગયો.

સામેજ બીજો પોલીસ હાથમાં બંદુક લઇ આવતો હતો જેથી એક ઝાડ પાછળ જરા સંતાઇ તેણે તેને જવા દીધો. ત્યારબાદ કેદ-

ખાનાને સલામ કરી આ બહાદુર રૂસ્તમ ચાલ્યો ગયો. બહાર નીકળી તેણે બંદુક નાખી દીધી, અને ઉતાવળે પગલે ત્યાંથી જ્યાં જવાય ત્યાં ખરૂં એમ ધારી મુંઠીઓ વાળી સીધે રસ્તે પલાયમાન કર્યું, આવી રાત્રિમાં તેને જવાનું પણ ક્યાં હોય ! આખરે તે પોતાની જુની સગી કંચનને ત્યાં મદદ માટે આવી પહોંચ્યો.

રાત્રિના વખતે કંચનના પહેરાગીરોએ દ્વાર ખોલી અંધારામાંજ તેને ઉપર જવા દીધો. તેઓ પણ ન સમજ્યા કે આવનાર વ્યક્તિ કોણ હતી. હજી પણ પોતે પારસી ડ્રેસમાંજ હતો. ઉપર જઇ તેણે કંચનનો શયનગૃહ માટે જે ઓરડો હતો ત્યાં જવામાં કોઇને પુછ્યું નહિ.

પોતાના ઓરડામાં ઓચિંતો પગરવ થવાથી કંચને તુરતજ પોતાના પલંગ પરનું બટન દબાવ્યું. રહેમત તેની ગોદમાં પડેલ હતો તે પણ સફાળો ઉઠી ત્યાંથી કોઇ મહેરબાન ગૃહસ્થ આવેલ હશે એમ ધારી ચાલ્યો ગયો. હવે ઓરડામાં કંચન તથા તરતમાંજ ફસાયેલી ચંપા એ બેજ રહ્યાં.

" આવો શેઠ પધારો ! જરાએ શરમાશો નહિ. આ ઘર તથા આ બન્ગલા એ સૌ આપનુંજ માનશો. " કહી કંચને પારસી સદ્‌ગૃહસ્થને આવકાર આપ્યો.

પરંતુ તેજ ક્ષણે આ પારસીએ તો કંચન પાસે જઇ તેને ચૂપ રહેવા કહ્યું. ઈશારામાંજ ચકોર વેશ્યા સમજી ગઇ.

" કંચન ! ત્હેં મને ન ઓળખ્યો ? પેપરમાં મારી વાત તો વાંચીજ હશે. ત્હારા માટે મ્હેં એ સૌ જોખમ ખેડયાં તો મારી આ દશા બની છે. હવે હું તારી મદદ માટે અહિં આવ્યો છું. જો

સાંભળ ! મ્હેં તને ઘણી રકમો તથા ઘરેણાં આપેલાં છે અને તે ઉપરાંત હજી તને આ ઉપકારના બદલામાં કંઇક તો જરૂર આપીશ માટે મારી માગણી કબુલી મને આભારી બનાવ."

પૈસાની વાત સાંભળી કંચને તેને આશ્વાસન આપ્યું.

" એક ત્યજી હજારોમાં લપટાય તે જીવની આ દશા ! શા માટે આ મકાનને છોડવું પડ્યું ?"

" અમૂક કારણોથી અને તે કારણો અનિવાર્ય હોવાથી મારે તેમ કર્યા સિવાય છુટકોજ નહતો."

" હા શાનો હોય ! લાવો તો શું લાવ્યા છો ?" કહી કંચન ઉભી થઈ.

નફ્ટ કાન્તિલાલે પોતાના પાટલુન નીચે બીજું પાટલુન પહેરેલ હતું તેમાંથી રૂપિઆ ૫૦૦ની નોટો કહાડી કંચન સામે ધરી.

" ભલે ! પણ કોઈ જાણે તો મારે માથે જરાય નહિ "

" ત્હારા મકાનમાં હું છુપી રીતે રહેવા સમર્થ છું તે માટે હું ફોડી લઇશ. જો પારસી ફેશનને જરા વધારે ચડાવી મ્હેં મુખ સાફ કરી મુકેલ છે તો હવે મને એક માથાનો ચોટલો આપ તથા બંગડી પોલકું સાડી વીગેરે વીગેરે આપી દે." કહી રૂસ્તમ બનેલા કાન્તિલાલે પોતાનો કોટ ઉતારી નાંખ્યો.

" પણ અલ્યા ! તમોને તે શોભશે ?"

"મશ્કરી નહિ કર ! જીવનું કામ છે. હું તને ન્યાલ કરીશ." તરતજ ટુંકમાં મી. મહમદ, અગર તો કાન્તલાલ ફક્કડ બૈરી બની ગયો.

અને આ સૌ બનાવ પેલી છેદાયેલી, ભેદાયેલી, ચંપા પડી

પડી જોતી હતી. કંચને ત્યારબાદ કાન્તિલાલના કાનમાં સહેજ વાત કરી દીધી. પોતે ત્યાંથી દૂર જઇ બીજા પલંગ પર સુઇ ગઇ. અને આ નાઠેલો કેદી ગરીબ ભોળવાયેલી બાળાની ગોદમાં જઇને નિરાંતે વૈરી વેશમાં સુતો.

બિચારી હિંદુ સમાજની ભોળી ચંપા છેલ્લા પાંચ દિનોમાં અવનવું મુંબાઈ દેખતાં અહિં સપડાઇ ગઇ હતી. તેથી પહેલાં તો તેને ઘણું દુઃખ થતું. પરંતુ મનની વ્યથા અહિં કોણુ શ્રવણ કરનાર હતું ? રહેમત નોકરે તે બિચારીને ફસાવી કલંકિત કરી હતી તે કાંટો તો આ બાળાને બહુ સાલતો હતો. વળી તેને બીજેજ દિને તેનું યૌવન કોઇ વાણીયાના છોકરાને ભાડે અપાયેલું હતું. આવાં કાર્યોથી તેણી પોતાની જીંદગી પર ધિક્કાર વરસાવતી હતી. અને વિના બોલ્યે ચાલ્યે થતા સિતમ સહેતી હતી. માબાપ તથા ભાઈ સાંભળતાં રડી રડી તેની આંખો સુઝી જતી, પણુ તેની અહિં ક્યાં અસર થાય તેમ હતું ?. અહિં તો જર મેળવવાની દુકાન હતી. ત્યાં તેની આંખોના જળની કોણુ પરવા કરે. હાય ! હિંદુ સમાજની એક કન્યકા દુષિત બનાવનાર પાપિણી કંચને આવી રીતે કેટલાંકનાં જીવન છુંદયાં હશે ? અરે કેટલાંકને રખડતાં કર્યાં હશે ! માસી થઈ આખરે કંચને આ ભોળી બાળાને ફસાવી. અને એક વખત આમ થયા પછી કાચા દીલની ડરપોક બોળાઓ પણુ સમાજની શરમ તથા બીક અને તિરસ્કારના ભયે અહિં રહેવામાંજ પોતાનું શ્રેય માને તેમાં કોનો વાંક ! સમાજનો સમાજનો અને સમાજનો ! શા માટે આવી રીતે દુઃખી બનેલને મદદ ન કરે એ નિષ્ઠુર સમાજ ! પરંતુ જો કોઇ આમ ... અરે અકલંકિત દશામાંજ છટકી આવે તોય સમાજ તેની

નિંદા કરે. તેમો હસ્ત પકડનાર તો કોઇ મળેજ નહિ, એટલે બિચારી ફસાયેલી કન્યાઓ પણ શું કરે! સમાજમાં દુષિત ઠરી જીંદગી ગાળવા કરતાં આ જીંદગીમાં જે લખાયું હશે તે થશે તેમ ધારી તેને તો સંતોષ માનવાનો રહ્યો. બેશક! કોઇ હિમ્મતવાળી અગર તો સમાજની પરવા ન કરનાર તો અહિં બરાઇ બેસી નજ રહે. પરંતુ સર્વની ઓછી એવી માન્યાતા છે! આમ વિચારતાં અને વિહારતાં રાત્રિ દિન જે જંખનામાં તે રહે તેજ વાતાવરણમય તેનો વિચારો ફેરવાઇ જાય તે પણ દેખીતી વાત છે ગર્ધવ સાથે ચાલાક પ્રાણી અશ્વ પણ લાતો મારતાં શીખી જાય છે. તો પછી આતો ચંચળ મનની ચપળા! શરૂઆતમાં મનમાં હજારો દુઃખ થાય છે તે સહુ ભૂલી એજ કલંકિત પતિત અબળાઓ પોતાના જેવી દશા અન્યની કરતાં પોતાની દશાનો પછીથી જરાયે ખ્યાલ ન કરે!

બેરી વેશમાં કોઇ પુરૂષ અને તે પણ હિંદુ જણાતો પુરૂષ પોતાની પાસે સુવા આવ્યો છે તે ચંપા જાણી ગઇ કંચન માસી! રાંડ? મને છેતરી લાવી છે. અને આમ કરી હવે મારૂં જીવન તેણે કલંકિત બનાવ્યું છે તો આ યુવક પાસે કંઇ પ્રાર્થના કરી મારો છુટકારો યાચું! તેવો વિચાર તેને થયો. પરંતુ રાંડતો સામાજ ખુણામાં બિલાડીના ડોળા જેવી આંખો કરી પડી રહી હતી એટલે શું બોલવું! તેણે કાન્તિલાલની ઇચ્છાને સ્વાધિન બની જવામાંજ અત્યારે ઠીક માન્યું. અને ન માને તો પછી ખાસડાંનો માર તો તેને માટે તૈયારજ હતો. એટલે વહેલા મોડાં એમ કર્યા સિવાય છુટકો હતોજ નહિ. તે આખી રાત્રિ વગર બોલ્યે ચંપાએ આ યુવક સાથે ગાળી.

સવારના પહોરમાંજ ચંપાને શિખવવામાં આવ્યું કે આ વાત

કોઇને કહેવી નહિ. વળી તેના મનમાં પણ આ યુવકના સહેજ સહવાસથી બંધાયેલ વિચારે તેણે તે પ્રમાણે કરવા તેને વચન આપ્યું. કુમળા ગૃહમાં મંગળા પણ રક્ષણ માટે આવી હતી તે વાત તો કુમળાની ગોઠવણથી છાનીજ રહી હતી. એટલે કાન્તિલાલે કંઇ પણ ભેદ જાણ્યો નહિ.

આ તરફ સવારમાં બધે ચકચાર થઈ ગઇ કે પેલો આઠંગ ઉઠાવગીર કાન્તિલાલ પોલીસનું ખુન કરી ભાગી ગયો છે. જે પોલીસને બેભાન બનાવ્યો હતો તે બિચારો દવાના ખુબ જોરથી મરણ વશ બની ગયો હતો.

ધીરજલાલ તથા તેનો આસીસ્ટંટ પાછા મુંઝવણમાં પડયા આખરે હસ્તમાં આવેલ પક્ષી પિંજરામાંથી આબાદ રીતે છટકી જવાથી તેઓ નિરાશ થઇ ગયા. પોલીસ ખાતાની બે દરકારી માટે તેમને ધિક્કાર આવ્યો પણ શું કરે! આખરે તેઓ પણ પોલીસજ હતા ને ! મુંબાઇના બાહોશ સી. આઇ. ડી ખાતાને આખાં જગત પરના લોકો વખાણે છે પણ તેમને ઉંઠાં પઢાવે તેવાએ મુંબાઇમાંજ છે.

કાન્તિલાલનાં આરામનાં દરેક સ્થળ ધીરજલાલ તપાસી વળ્યો. રઘુનાથને મળ્યો પણ ત્યાંથી શું ખબર મળે ? પાન વેચવાની ફેરી કરી પણ બે દિન થાકયાંજ વ્યર્થ ગયા.

આખરે પોતે હજામનો ધંધો પણ સ્વિકારી ખભે કોથળી ભરવી દીધી. તેમાં પણ એક દિન વિતાવ્યો.

આ તરફ કાન્તિલાલ બૈરીના વેશમાં પોતાની પાસેનાં ઘરેણાં ખુનને અમુક અમુક આપી ચંપા સાથે મન મેળવી આનંદ કરતો હતો. બૈરી વેશમાં કોઇ તેના તરફ વહેમાતું પણ નહિ, અને તેને સર્વ

કોઇ કંચનના કહેવાથી કાન્તા કહી બોલાવતું. ચંપાનું મન પણ બેજ દિનમાં કાન્તિલાલને વશ બન્યું. તેની સાથેજ તેણી વખત ગાળવા લાગી બંન્ને એકલાં બેસતાં હતાં, ત્યારે વાતો પણ ઠીક ઠીક કરતાં હતાં. આ સૌ કંચનની જાણ બહાર ન હતું. છતાં આમ કરવાથી કાચી ચંપા પાકી થઇ હંમેશ માટે ઘડાઈ જશે તેથી તે આનંદ માનતી હતી.

પરંતુ ચંપાએ કાન્તિલાલને તેની સાથે છટકી જઇ લગ્ન કરવા પણ સમજાવ્યો, અને કાન્તિલાલે પણ દશ દિનમા તેમ કરવા વચન આપ્યું એટલે તો બન્નેમાં ગાઢ મૈત્રિ થઇ. પરમેશ્વરની ખૂબી એ છે કે ગોટાળા વાળાને અવનવાં પાત્રો પૂરાંજ પાડે છે ! આ વળી કોઇ બાકી હશે તેને હવે ભોળવવા માંડી, એક બીજાને જુવે નહિ તો ગમે નહિ. સાથે ખાય સાથે બેસે અને સાથેજ રમે રંગ ભાત ભાતના! જેથી દીલ ટુંકમાંજ ગાઢ પરિચયમાં આવ્યાં. હવે ચંપાએ પોતાનો સર્વ ઇતિહાસ કાન્તિલાલને જણાવ્યો. કાન્તિલાલે પણ કહ્યું કે પોતે તેનીજ જાતનો હતો, જેથી લગ્ન કરવામાં સહેજ પણ વાંધો નહિ આવે, અને રંગુનમાં તેની મોટી દુકાન છે, ત્યાં તેને તેડી જશે. એટલે કોઇ વાત પણ નહિ કરે. બિચારી ચંપાએ સંતોષ માન્યો કે હશે નસીબ કરે તે ખરૂં. પરંતુ વેશ્યાની જીંદગી ગુજારી હજારોને પઇસા ખાતર યૌવન ભાડે આપી લાજ લુંટાવા દેવી તેના કરતાં અજાણ્યા સાથે વિવાહ ગ્રંથથી જોડાઇ જવું તે ઉત્તમ છે. તેમાં આ તો વળી પોતાની ન્યાતનોજ હતો એટલે ઘણું ઠીક હતું. માબાપની આગળ ખુલ્લા તો થવાયજ નહિ, કારણકે તેઓ સમાજ બીકે પુત્રિ પર હેત હોય છતાં તેને બોલાવે નહિ એક દિકરી ગઇતો ખર્ચનો ખાડો થતો મટયો.

આ પ્રમાણે તેમણે ચાર દિનો ત્યાં વિતાવ્યા. હવે કંચન બે રાત્રિથી તેમને એકાંતજ આપતી હોવાથી વાતો માટે ઘણી છુટ રહેતી. એકબીજાના દીલમાં પ્રેમ બંધાયો છે જેથી કંઈ જુદું પરિણામ ન આવે તે માટે પણ તે પરવા રાખતી હતી. ચોથા દિનની રાત્રે તેણે પાકી રીતે તેમની તપાસ કરતાં કંઇ કંઇ ભેદ જાણ્યો.

કાન્તિલાલની સોડમાં લપાયેલી ચંપા તેને કહેતી હતી કે " તમો બધાં ઘરેણાં આ રાંડને આપશો ત્યારે મારે માટે શું ? હવે ના આપશો એ તો માગે પણ તમે મારો વિચાર નથી કરતા: આપણે હવે ટુંકમાંજ જઇએ, બચ્ચુ તમે તો આળસુનાં પીર છો."

કંચન સૌ બાબત સમજી ગઇ કે ' આ લોકોએ નાશી જવા માટે ઇરાદો કર્યો છે. વળી ટુંકમાંજ ભોળી ચંપા હવે બરાબર લાયક હાવ ભાવવાળી બનેલ છે. માટે હવે તો તેઓ કંઇ પણ સાહસ કરે તે પહેલાંજ આ ખાખી બંગાળીને પોલીસના હાથમાં આપી દઇશ એટલે પત્યું; કે જેથી ફરીથી ચંપાનું નામ ન લે.'

" હા હવે બહુ તો બે ત્રણ દિનમાં આપણે જઇશું. પરંતુ તે પહેલાં તું કંચનના દાગીના ઉપાડી લાવીશ ? આપણાં ઘણાં ઘરેણાં તેની પાસે છે. ચંપા તું ન મળી હત તો મારી જીંદગી આમ ખલાસજ થાત. પ્રભુએજ મને અહિં દોર્યો છે. "

" ના ! ના ! બચ્ચું એવું ન કરાય." કહી ચંપા ચૂપ બની. બધે શાંતિ છવાઇ ગઇ. ચુંબનના અવાજો કંઇ કંઇ આવતા હતા. આ સૌ નિહાળી કંચનનો મિજાજ ખસી ગયો. તેણે તેજ ક્ષણે વિચાર કરી નાંખ્યો કે ' સવારમાંજ તેને પોલીસને તાબે બનાવી ચંપાને બરાબર શિખામણ આપીશ કે તે તો એક પાકો ઠગ છે.

જેથી તેને ભરમાતાં વાર નહિ લાગે, જુઓ આરૂંજ નખ્ખોદ વાળવા બેઠો છે. એને ચાર દિવસમાં તો અને ચીબાવલી બનાવી દીધી છે!"

સવારના પહોરમાં કાન્તિલાલે સ્ત્રી વેશમાં નીચલા માળે બેસી ચા પીતો હતો, અને ચંપા તથા કંચન ઉપર ત્રિજે માળે હતાં. કંચનની દૃષ્ટિ રસ્તામાં જનાર લોકોપર ફરતી હતી. જેથી ચંપા સમજતી હતી કે કોઇને બોલાવવા માટે આમ કરતી હશે. પરંતુ કંચને તો તરતજ ચંપા ઉભી હતી તે જોયા સિવાયજ દાસીને કહ્યું કે "અલી કૃષ્ણા! જા પેલા હજામને અહિં બોલાવી લાવ. જો ન આવે તો તેને કહેજે કે તારૂં કાર્ય અહિં ફળશે માટે મારી બાઇ વને ચોક્કસ રીતે અહિં બોલાવે છે તો સજ્જ બની આવ."

દાસી ચાલી ગઈ. ચંપા આ પ્રમાણે સાંભળતી હતી તેમનો કંચને પણ જાણ્યું નહિ. ચંપાના મનમાં એમ થયું કે "આ રાંડ આ હજામને પણ નહિ મૂકે! એના બાપ લોક નગરશેઠ અહિં આવી પગે પડે છે પણ રાંડ નીચ તે નીચ. ચાલ કાન્તિલાલને જરા આ તો બતાવું. આનંદ થશે અને એ બ્હાને એમને એક કપ વધારે ચા પણ પીવાડું ત્યારે ખરી." આવો વિચાર કરી તેણી તરતજ ત્યાંથી ધીમે રહી નીચે ચાલી ગઇ

ચા પીતાં સ્ત્રી વેશમાં સજ્જ બનેલ પ્રિયતમ કાન્તાના રૂપે રંગાયેલ કાન્તિલાલની કાનપટી આમળી તેણે આ દ્રશ્ય તરતજ તેને બારીએથી બતાવ્યું

"જુઓ તો ખરા વ્હાલા! અરે ભુલી કાન્તિલાલ! આ રાંડે પેલા હજામને નોતર્યો છે. દેખો પેલી દાસી તેને વાત કહે." કાંતિલાલે ચંપાના કપાળ ઉપરૂ આંગળી મુકી લે વરકૂ જો બોલાંજ તે

ચમકયો. ચંપાને ભેટી પડયો. ચાનો કપ ત્યાંજ જમીન પર નાખી દીધો. જેટલું ભેટાય તેટલું તે ચંપાને ભેટી પડ્યો. ચંપાએ પણ હસતાં હસતાં તેને દેખાય તેટલો દાબ્યો. હજામ એક પોલીસને ઇસારો કરી દાસી પાછળ પાછળ આવવા લાગ્યો.

" વ્હાલી ચંપા હું જાઉં છું! પ્રભુ કૃપાએ તને આ નર્કાગારમાંથી છોડાવીશ. ગભરાઇશ નહિં. એ મારો દુશ્મન છે, " કહી કાન્તિલાલ ત્યાંથી ખસવા લાગ્યો.

ચંપા સર્વ બીના સમજી ગઇ, કારણકે છેલ્લા દીનેજ તેણે સર્વ હકીકત કાન્તિલાલ પાસેથી સાંભળી હતી. પ્રેમ કયાં ભુલો જુવે છે. ! ચંપાને તો કાન્તિલાલ માટે છતાંયે અભિમાન હતું! શા માટે? પ્રેમના બંધને.

" ભલે મને ભુલશો નહિ. પણ લો આ મારો કિંમતી હાર ! તે તમોને કામ આવશે મારી ફીકર કરશો નહિ. પ્રભુ કરશે તે ખરૂં. " રૂદન કરતી ચંપાએ નિરાશ બની જવાબ આપ્યો.

તરતજ બૈરીના વેષમાંજ તે હાર લઇ અશ્રુભીની આંખે કાન્તિલાલ ત્યાંથી છટકયો. ચંપા બનેલી ઝાડ કરી ઉપર ચાલી ગઇ. બે ત્રણ મિનીટમાં તો પેલો હજામ ત્યાં દાસીની સાથે આવી પહોંચ્યો. તેની પછવાડે બે ત્રણ પોલીસો પણ હાથકડી સાથે બંધુક લઇ ધાડ મારવા આવતા હતા.

" મી. ધીરજલાલ તમો સહેજ મોડા થયા; હું બહુ દિલગીર છું. જુવો પેલો તમારો કેદી કાન્તિલાલ બૈરીના વેષમાં દોડયો જાય. અરે જુવો તો ખરા તેણે તો મોટર ભાડે કરી. જાવ દોડો તેજ

કાન્તિલાલ છે. અહિં આશ્રય લેવા આવ્યો હતો. મેં તેને ફસાવી રોકયો પણ વ્હેમાઇ જવાથી છટકયો છે. મારે દોડો! કંચને મોટર તરફ જોતાં જોતાં ઉતાવળમાં આંગળી કરી જણાવ્યું.

"યસ! યસ! એજ દોડો જાઓ એ મોટરને ઘેરો' કહેતો હજામના રૂપમાં આવેલ ધીરજલાલ તરતજ રવાના થયો. ડ્રાયવરને નીચે કામ સર મોકલી આપી પરિચીત કાન્તિલાલના રૂપે બનેલ કાન્તાએ મોટર હાંકી મુકી. કંચન એટલુંજ બોલી કે " છટકયો! છટકયો!"

અને પોલીસના માણસોએ સીટ પર સીટો મારી ધાંધલ સાથે તે મોટરની પુંઠ પકડી. પણ આતો દોડવાનું હતું, જ્યારે પેલાને તો યાંત્રિક બળ હતું.



# પ્રકરણ ૨૧ મું.

—(૦)—

## 'માયા મંદિર,'

—(૦)—

ગત પ્રકરણમાં બનેલ હકીકત બાદ પોલીસે ઘણી તપાસ કરી, છતાં કાન્તિલાલનો પત્તો મળ્યો નહિ સર્વ સ્થળે તેના ફોટા પણ ઇનામ આપવાની જાહેરાત સાથે ચોંટાડવામાં આવ્યા, પણ તે સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડ્યા. આખરે એક બે માસ પછી આ બાબત વિસરાવા લાગી.

ચંપાને શરૂઆતમાં ગમે તેવો હતો, છતાં કાન્તિલાલ બહુ સાંભળી આવતો. બહુ સાંભળી આવતો. એકાન્તમાં બેસી તેને સંભાળી તથા તેની નિંદા ન સહન થવાથી તેણી રોતી હતી. ચોર હતો, ખૂની હતો, ઠગારો હતો, લુચ્ચો હતો અને છોટે વેશ્યાગામિ હતો છતાં પોતાનો કરેલ હતો તેથી આ પ્રેમઘેલી તેને વિસરતીજ નહિ. કંચન આ સર્વ ભેદ જાણી ગઇ હતી, અને તેથી તેણે ભાતભાતનાં નાનાવિધ સાધનોથી ચંપાને આનંદિત બનાવવા બહુજ કાળજી લેવા માંડી. પણ તેની કંઇ અસર થતી નહિ.

સ્વપ્નમાં પણ બસ કાન્તિલાલની મૂર્તિ તેની નજરમાં રમતી હતી, તેની મીઠી ગોદમાં સ્વપ્નસુખે સુખ માનતી હતી, પરંતુ

સ્વપ્નનો લોપ થતાં તે હતાશ થતી. પ્રેમ ચીજ આંધળી છે પ્રેમના પંથ પ્રેમિજ જાણે પ્રેમને ન હોય જોવાનું સાન કે ન હોય ભાન ! ન હોય તેને જોવાની હાલત, કે ન હોય સૌંદર્ય. કુદરતનો જે પ્રેરાયેલો પ્રેમ તેજ દૈવે પ્રેમ. વાસનાનો પ્રેમ શા કામનો ? પ્રેમ વાડીમાં પાણી પાવાથી પેદા નથી થતો કે બજારમાં પણ નથી મળતો. મોંઘું મૂલ્ય આપે પણ નથી મળતો. તેનો વાસ ક્યાંય પણ નથી. અને છે તો સર્વત્ર છે મહારાજાધિરાજ માલવાધિશ નૃપછત્ર મુંજ કેદમાં પણ મૃણાલના પ્રેમ પાછળ ગાંડા બની તેની અસહ્ય શિક્ષાઓ ભોગવતા જરાએ ન અચકાયા તેનું કારણ શું ? મૃણાલે પહેલાં તો તેમના પ્રેમને નહિ પિછાની મુંજને તરછોડયા; પરંતુ રાત્રિદિન મુંજ તેના નામની જપમાળા જપતા હોવાથી આખરે દુશ્મનની બ્હેન હતી, છતાં મૃણાલે મુંજને હૃદયદાન દીધું. અહા કેવો પ્રેમ ! કેદખાનામાંથી નાસી છુટવા માટે રસ્તો હતો છતાં પ્રેમવતી પાછળ પ્રેમાધિન બની રાજા મુંજ મૃણાલ સિવાય નાસી છુટવા તૈયાર ન થયા આનું નામ અલૌકીક પ્રેમ ! આવાં પ્રેમ સરિતા વહેવનાર સ્ત્રી પુરૂષોને હજારો વાર ધન્ય છે ! પ્રભુ તેમને સદાય મદદ કરે. મુંજે આખરે મૃણાલને સમજાવી ભોંયરામાંથી નાસી છુટવા સંમત કરી, પરંતુ દૈવ ઈચ્છાથી ફુટફાટ થવાના સબબે તેઓ બંન્ને સપડાઇ ગયાં. આ વખતે મૃણાલને દુઃખ થયેલ પરંતુ મુંજને તો મૃણાલના સહવાસમાં કંઇ દુઃખજ નહતું. શો એનો પ્રેમ ! મૃણાલ પાછળ પ્રેમાતુર બની તેનું દીલ આખરે જીતી રાજા મુંજે પોતાના પ્રાણનું બલીદાન આપ્યું; તથા તેની પાછળ પ્રેમઘેલી વનિતા મૃણાલે પણ તેના અલૌકિક પ્રેમની કદર કરી

પ્રાણવલ્લભના ખૂનીનું ખૂન કરી એકજ ચિતામાં શયન કરી અગ્નિને પોતાના દેહનું ભક્ષણ દીધું, પ્રેમ કયાં જુવે છે હાલત ! કે તે કયાં જુવે છે વૈભવ ? તેને તો દીલ જોવાનાં રહ્યાં. દીલની કદર તો પ્રેમિજ કરે, પ્રેમનાં દરદો ખરા પ્રેમિ સિવાય પિછાને પણ કોણ ?

આ પ્રમાણે શરૂઆતમાં કાન્તિલાલની વિરહવ્યથા બહુ સાલી કંચને કાન્તિલાલ બાબત તેને બહુ બહુ આડી અવળી વાતો કરી, પણ તેની પર તેનું લક્ષ સહેજ પણ ગયું નહિ. તેણીએ પોતાની સાથે કોઇ વાત કરે તો તે પણ લક્ષમાં લેવાનું બંધ કર્યું; જેથી કંચને ઉદાસ થઇ આખરે સીધો રસ્તો છોડી ચંપાને દબાણથી વશ બનાવવા માટે પ્રયત્ન કર્યો. પોતે અહિં સપડાયેલ હતી, અને તેને હવે કોઇ છોડાવનાર અગર તો પોતાની જાતે ચાલી જાય તો કોઇ તેનો હસ્ત ગ્રહવા તૈયાર ન હતું, તેથી તેણે કંચનની ઇચ્છાઓને અનિચ્છાયે તાબે થવા માંડયું. વાતાવરણના પાસે તેનો કાબુ ગયો, પણ તેના દીલમાંથી કાન્તિલાલની મૂર્તિ તો ખસીજ નહિ. તેહો તેનો હૃદય વલ્લભ બન્યો હતો. દેહનું ગમે તે થાય તેની તેને પરવા કર્યે કયાં ચાલે તેમ હતું ?

આ પ્રમાણે વખત વિતતાં કાન્તિલાલના કંઇ સમાચાર મળ્યાં નહિ છતાં, ચંપા તેની મૂર્તિ તો પૂજ્યાજ કરતી. અહા ! પ્રેમ તારી જાદુઇ કરામતની શી બલિહારી છે ! જગત માંહે તો કોઇ પણ એક વાર પ્રેમ પુષ્પની સુપરિમલ સુવાસનો ભોકતા બને તે પુનઃ કેમ કદી પ્રેમની જાદુઇ મોહજાળમાંથી છુટી શકશે નહિ.

ચંપા અને કાન્તિલાલ તેનું જ્વલંત ઉદાહરણ છે, એક કેવો પાપી મનુષ્ય છે જ્યારે આ પ્રેમઘેલી અબળા તેની પાછળ કેવી ઝુરી મરે છે. પોલીસની આંખે ચડયો, છતાં તેના દીલમાંથી તો નજ ખસ્યો. જ્યારે જ્યારે મકાનમાં કોઇ તેની નિંદા કરતું; ત્યારે ત્યારે તે મનમાં બે ચાર ગાળો બણબણી જાતી.

ઉપર મુજબ વખત પસાર થતાં મંગળાએ એક પુત્રિને જન્મ આપ્યો તે આપણે જોઈ ગયા છીયે. ત્યારબાદ ગુજરાન માટે તેણીયે ચંપા સાથે માયાના નામે નાચ શીખવા માંડયો તે પણ આપણે જાણીયે છીયે. પોતાનાં પાપ સંભારી માયા કેટલું દુઃખ વેઠતી હતી તે હવે વાંચકથી અજાણ્યું નથી રહ્યું. મર્યાદા સમજી આડો વહેવાર ચલાવ્યો તો આખરે તેને અહિં નર્કાગારમાં સપડાઇ વખત વિતાવવો પડે છે. પાપ કર્મ કર્યા છતાં લોક લાજ હજી તેનામાં હતી. તો કોઇ દિન ઉન્નતિ થયા સિવાય ન રહે ચંચળ ચિત્તડાની ચકોરીને ફસાઇ પડતાં વાર ન લાગે; કિન્તુ એક કે બે કડવા ઝેર જેવા અનુભવ પ્રાપ્ત થતાં તે સૌ બલા આપો આપ વિસરી જવાય આખો સંસાર આજે માયાને માયાહીન દીસતો હતો. અંતરનાં સગાં કોઇ હતાં નહી અને હોય પણ શાનાં ! જુદા જુદા દેહવાળા એક ચૈતન્યરૂપ જીવોને જેવો દેહ તેવી વાસના કરવી પડે છે. આ સંસારસાગરમાં હજારો વહાણો દરરોજ વેપાર અર્થે અનુકુળ પવન જોઈ ઝંપલાવે છે, એ સાગરમાં લોભ, મોહ, માયા, મદ મસ્તર વીગેરે ભાત ભાતના જુદા જુદા ટાપુઓ લીલીછમ લીલોતરી સાથે આવ્યા છે, વહાણવટી આ સૌ લલચાવનાર ટાપુ ત્યજી સીધો જાય તો તો ઠેઠ મુક્તિપુરી બંદરે પહોંચી સારો માલ ખરીદી શકે. પરંતુ હજારોમાંથી આમ કરનાર

તો ગણ્યા ગાંઠયાજ અન્ય સર્વ જીવો તુંછી લાલચોમાં ફસાઇને પોતાનાં વહાણને ખરાબે ચઢાવી દઈ પછીથી પશ્ચાતાપ કરે છે.

એ પ્રમાણે બિચારી માયાની પણ દશા બની. તેણે ઝંપલાવ્યું પરંતુ તેનું નાવ ખરાબ રસ્તે ચઢવાથી તેને મુકિતપુરી અંદર જડયું નહિ, એટલે આખરે અર્ધપંથથી પાછા ફરી હવે તેણી ધીમે ધીમે સાચવી સાચવી ડગ ભરી સારો માલ ખરીદી ઉત્તમ વેપાર કરવા માટે જાય છે ભૂતકાળનાં કાર્યો તેને પણ બહુ સાલતાં હતાં, જે પુરૂષ માટે પોતાની અધોગતિ થઇ તેજ પુરૂપ માટે સહાધ્યાની ચંપા વિરહ વ્યથા ભોગવી એકાંતમાં શ્રાવણ ભાદ્રપદ વરસાવે છે, તેની તેને બિલકુલ પણ ખબ્બર કયાં હતી ? કેવો વિરોધ ભાવ ! એકે તેમાં કંટક જોયા, જયારે બીજીએ તેમાં ગુલાબ દીઠું ! ગુલાબી કંટકતો ખરાજ ! પણ ગુલ્લાબ પ્રત્યે જેને પ્રેમ છે તેને કંઇક જોવાની નવરાશ ન હોય.

ચંપા તથા માયા બન્નેએ ધીમે ધીમે નૃત્ય કળામાં નિપુણતા મેળવવા માંડી કુમારી કન્યામાં અને અત્યારની ચંપામાં આસમાન જમીનનો ફેર પડવાથી ચપાને કોઇ ઓળખે તેમ ન હતું. વળી પુત્રિ પ્રસવ બાદ માયાનુ શરીર મુળમાંતો પાતળુ હતું છતાં વધારે પાતળું બની બહુ રમણિય બન્યું હતું તેણીને પણ અત્યારે કોઇ ઓળખી શકે તેમ ન હતું નૃત્ય કળા ધીમે ધીમે શીખતાં લગભગ ૪ થી ૬ માસ વિતાવ્યા તે દરમ્યાનમાં ચંપાના કરતાં પણ માયા નૃત્યમાં પહેલે નંબરે આવી ત્યારબાદ તેમને સંગિત માંટે તૈયારીઓ કરવાની હતી તેમાં પણ માયાએ સારી નિપુણતા પ્રાપ્ત કરી હવે તે પોતે આબાદ નૃત્ય કરનારી નર્તકી બની. કોઇ કોઈ વખત કંચનને ત્યાં ટોળે મળતી

પાર્ટીમાં નૃત્યો માટે તેને આગ્રહ થતો છતા શરમને લીધે તેણી એક ડગ પણ ભરતી નહી. સંસારથી અજાણી ચંપા હૈયામાં કાન્તિ· લાલ રાખી બહાર પાડી નાચ ગાન કરી પ્રેક્ષકોને આનંદિત બનાવતી હતી ચંપાના કરતાં મયા ઘણી ચાલાક હતી છતાં તેપી આજ સુધી બહાર પડી નહી હોવાથી ચંપાના વખાણ મુકત કંઠે કરી લોકો પતંગીઆં માફક તેની પર ફીદા થઇ બે ઘડીની મોજ માટે હજારોનું જળ બનાવતા હતા.

આ પ્રમાણે થવાથી ચંપાને પણ આ બાબતનો ચસ્કો લાગ્યો અને તેણે હવે શરમ કે લાજ સિવાય કંચનના કથનાનુસાર વહેવાર છુટથી ચલાવી ના શરમા છાટકા પૈસાદારોને લુંટવા માંડયા સૌ પતંગીઆમાંથી એક બેની બરાબર કસોટી કરી તેમને બરાબર તાવી તંપાવીને નીચોવી લેતી આવા વ્યવસાયે કાન્તિલાલની છબી ધીમે ધીમે દુર થતી હતી, છતાં કોઇ દિને તે સાંભળી આવતો હતો.

આજે આપણા પરિચીત રમાનાથને ઘેર આનંદ હતો, કારણકે કાન્તાએ એક પુત્રને જન્મ આપ્યો હતો.સરલા જેઠાણીના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે દેરાણીના પુત્રનાં ઓવારણાં લીધાં. અનુપમ સૌંદર્યવાન પુત્રનો જન્મ પિતાને પણ આનંદ જનક લાગ્યો. કાન્તા પત્નિ માટે પતિ રમાનાથ છુટથી પૈસા પણ વાપરવા લાગ્યો. પ્રભુ કૃપાએ મોટો પુત્ર શશી પાંચ વર્ષનો થઇ એની મેળે ખેલ ગમ્મત કરતો હતો ત્યાં તો પ્રભુએ બીજો પૂત્ર સોંપ્યાથી પત્નિ ઘેલો પતિ આનંદમાં આવી કર્ણ જેવો દાતાર બની દાન પણ કરવા લાગ્યો.

પ્રભુએ રમાનાથના તરફ જોવાથી મુંબાઇની કમાણી લગભગ ૧૫૦૦ ઉપર ચાલી ગઇ હતી. એટલે પત્નિએ ના કહ્યુ છતાં ખાસ

ઓળખીતાના દબાણથી રમાનાથે આજે જલસો કરવા માટે વિચાર નક્કી કર્યો. મકાનમાં આમ ધમાલ થવાથી પત્નિને ખલેલ થશે, જેથી તેણે આ જલસો તથા મુંજરો પહેલાં તો કોઇ હોટલમાં કરવા ઇરાદો કર્યો. પણ પાછળથી એક બે ખાસ મિત્રોની સલાહથી પ્રખ્યાત બનેલ કંચનનાં મકાનમાંજ નક્કી કરવામાં આવ્યો. લોક જાણતા હતા કે કંચન એક નાચનારી હોઇ દીલમાં સાફ હતી, એટલે નાચનારીને ત્યાં જવામાં તેઓ વાંધો ગણતા નહિ. પરંતુ આ બધાં પુતળાં કેવાં હતાં ને તો તેના નાજુક પણ લોહચુંબક જેવા હાથમાં સપડાઇ ફસાયા હોય તેજ જાણે.

બરોબર બંદોબસ્ત પ્રમાણે રાત્રે નવ વાગે પાર્ટી ભેગી થઇ ગઇ. કંચનનું મકાન વિશાળ હોવાના સબબે તેમાં લગભગ ૨૦૦ થી ૨૫૦ માણસને ભેળાં થતાં જરાયે અડચણ પડી નહિ. વિશાળ મધ્ય ઓરડામાં બરાબર સાજ કરી મુંજરાની ગોઠવણ થતી હતી. ચારે બાજુએ આર્થરના રાઉન્ડ ટેબલ માફક ખુરશીઓ તથા નાનાં ફુલ તથા પકવાનથી ભરેલ ડીસો નજીકજ સામે ટેબલો પર ગોઠવવામાં આવી હતી. બરાબર વચલા ભાગમાં નાચ માટે બંદોબસ્ત કર્યો હતો. અહિં તબલચી તથા સારંગીવાલા મીયાં તો ક્યારનાએ આવી ભરાઇ ગયા હતા. સર્વ મંડળ પણ રમાનાથની વાહ વાહ ઉચ્ચારતું ઉચ્ચારતું નાચની રાહજ જોતું હતું. એક બે ઉતાવળીયાઓએ તો બુમ પણ પાડી કે " ચાલો હવે નૃત્ય ચાલુ કરવા દો; વખત વીતી જાય છે."

અહિં આ પ્રમાણે ધમાલ થતી હતી, ત્યારે બીજી તરફ કંચન માયાને સમજાવી તૈયાર કરતી હતી. નાચનારીનાં કપડાં જીણા મલ

મલથી પંણ બારિક પહેરતાં માયાને સહેજ પણ રૂચ્યું નહિ; એટલે તેણે કંચનને સાફ ના પાડી ચંપાને લઈ જવા માટે અરજ કરી

" મોઇ ! આ પ્રમાણે દરરોજ કરીશ, તો તું કોઇ દિન નુત્ય કરી શકવા શરમ નહિ ત્યજી શકું. માટે સમજીને આજે તો તારોજ નાચ બતાવી આ ટોળે મળેલને રીઝવ. તેમાંજ આપણી શોભા છે. જો ત્હારા નાચની કેટલી કિંમ્મત થાય છે તે ! ત્યાર પછી તું કદિ ના નહિ પાડે ! "

" બળ્યું કંચન બ્હેન ! આજે નહિ. કાલે હું જરૂર નાચ કરીશ. આજે તો ચંપાને લઈ જાવ. જુવોને આ બાળકી કલાં પણ રૂડે છે. તેને માની દશા સારી નથી લાગતી." કહેતાં માયાની આંખમાં અશ્ર આવ્યાં.

કંચને તે અશ્રુઓ પોતાના પાલવવતી સાફ કરી માયાને જરા સમજાવી આખરે તૈયાર કરવા માંડી. બહાર બૂમો પડતી હતી, તેથી માયાનું મન તો કામજ ન કરતું. આજે જીંદગીમાં પહેલ વહેલો નાચ કરવાનો હતો, જેથી તેનું દીલ ધડધડ ધડ કર્યા કરતું હતું. તેને એમજ થયું કે " આ નૃત્યકળા કયાં શીખી ? રાંડ કંચન હવે દરરોજ આ સાલ ઘાલી બેસી સતાવ્યા કરશે ! "

જયારે માયાએ વશે કે કવશે હા પાડી ત્યારેજ કચન બહાર ચાલી ગઇ. માયાએ પોતાનો નર્તકિનો ડ્રેશ આયનામાં જોયો, બારિક વસ્ત્રોથી તેની મર્યાદાનો લોપ થતો હતો તેથી તેને બહુ ખોટું લાગ્યું. પણ પ્રભુ ઇચ્છા બળવાન ! " નાચ કરતાં કરતાં મારી જીભ કેમ ઉપડશે ! અરે પ્રભુ ! મારા પગજ કેમ ચાલશે? અત્યા-

રથીજ આમ હું થરથરૂં છું તો ત્યાં આગળ મારી શું દશા બનશે! હાય મોહનલાલ ! તમો મને આમ જોઇ ખોટું નહિ લગાડો ? પણ પ્રભુ ! હું શું કરૂં ? મારે હવે એક પણ રસ્તો નથી પવિત્ર જીંદગી ગુજારી નૃત્ય કળાથી ગુજરાન કર્યા સિવાય મારે હવે શું જીવન પૂરૂં કરવાનું સાધન છે ! જો કદિ આજે નાચ કરવા ન જઉં તો પણ કંચન મને આ મકાનમાંથી રજા આપશે એટલે મારી દશા તો એની એજ ! "

આમ વીચાર કરતી માયાએ બાળકી કલાને ખોળામાં લઈ છાતી સરસી દાબી. બાળકી હસવાલાગી, પરંતુ માતાને હાસ્યનો વખત નહતો. તેનેતો જીવ જતોહતો. તેણે બ.ળકી કલાને ખોળામાંજ દાબી પપપાન કરાવતાં કરાવતાં અશ્રુ વરસાદથી તેને ભીંજાવી દીધી. એટલામાંજ વળી કંચન ત્યાં આવી પહોચી.

ચાલને ! બળ્યું ! આમ શું કરે છે ? લાવ કલાને ! ચંપા સાચવશે. બે કલાકમાં શું થવાનું છે મોઇ ! મારા સમ જો ત્હારૂં રૂપ કેવું સરસ દેખાય છે ! આવી નૃત્ય કરનારી તો મ્હેં કદિ જોઇ નથી. આજે જરૂર કોઇ જન્મનાં પૂણ્યે તારો ભવ સુવર્ણ-મય બનવાનો છે તે ચોકકસ છે. માયા ! બ્હેન ! માયા ! ચાલ હવે." કહી કલાને તેણે ઉપાડી લીધી.

"તમે મને મારી નાંખો તો સારૂં! પણ કંચન બ્હેન ! આજે મારા પગજ નથી ઉપડતા !"

"એ તો પહેલાં એમજ થાય ! અમોને કયાં અમારો અનુ-ભવ નથી ? નવોઢા નારી પહેલ વહેલી પતિ પાસે હર્ષસહ જાય છે છતાં તેની અભિસારીકા બનતાં શી દશા થાય છે,! તે તારી

જાતીથી કંઇ અજાણ્યું છે ? તો પછી આપણે સ્ત્રી જાતિ અને વળી નૃત્યનો ધંધો ! તેમાં શરમ શી ? ચાલ ચાલ ગાંડીરે ગાંડી ! હવે તો બહુ મોડું થયું !"

" ના ! હું તો નહિ આવું ! તમારે ફાવે તો તમો નાચી લો અગર તો ચંપાને નચાવો ! "

" અલી હાય હાય ! તું તો જબરી છે ! આજે આખો દિવસ ત્હારા નામનાં કાર્ડ બધે ફરી વળ્યાં, અને હવે તારા સિવાય બીજી કેમ નાચી શકે ? મોઇ સાવ જીદ્દી છે ! ચાલ મારા સમ ! તને માયા ! મારી આબરૂ જતી ઠીક લાગે છે? "

" તો મને પુછ્યું હતું કે મારા નામનાં કાર્ડ છપાવવાનાં છે; તો તેમાં મારી શું મરજી છે ? તમોએ જાતે સંમતિ આપી, તો હવે તમો જાતે ફાવે તેમ કરો. બળ્યું બ્હેન ! ખોટું ન લગાડશો. હું સમજું છું કે તમારી લાગણી દુભાય છે. તમો મારાં બેલી છો. તમારૂં કામ મારે કરવુંજ પડે પણ આટલી વખત મને મહેરબાની કરી માફ કરો. મારો જીવ કપાઇ જાય છે, હું આવી સ્થિતિમાં ત્યાં જઇ ઉભી રહીશ તો આપની મશ્કરી થાશે, માટે ખરૂં કહું છું કે બ્હેન ! તમો આજે ચંપાનેજ મોકલો. વળી આજે મારા નામનાં કયાર્ડ છપાવવાથી ચંપાને પણ ખોટું લાગ્યું છે, તેમ મ્હેં દાસી મારફતે સાંભળ્યું છે; તો ભલે તેને નાચવા માટે લઇ જાવ; કે જેથી અમારો સંપ ન તુટે. અમારે તો રાત્રિદિન અહિં જીવન ભેળું ગુજારવાનું. અને આમ કર્યે ન પાલવે. તો મહેરબાની કરી તમો સમજુને વધું સમજાવવાનું ન હોય ! '

" હાં ઠીક હવે સમજી ! એમ કહેને કે, એ ચિબાવલી ચંપા-

એ તને કંઇ કહ્યું છે ! હું અને બાબર દમ બેસીશું ! ગભરાઇશ નહિ. પણ જો બહેન ! બહાર માયા ! ઓચીંતી વાતો થાય છે. ચાલ હવે મારી લાજ તારા હાથમાં છે. મને હવે વધુ વખત ન બગાડતાં તું આવવા માટે તૈયાર થઈ આનંદ આપીશ તો હું તને કદી નહિ ભૂલું આજે ઠીક રકમ મળવાનો સંભવ છે, વળી કોઈ નવી નર્તકી નાચનાર હોવાથી પ્રેક્ષકો પણ વગર નોતર્યા ઠીક આવ્યા છે. તેમાંથી પણ સારી રકમ મળશે. એ સૌ તારીજ રકમ માનજે. તનેજ આપી દઇશ. સમજી ચાલ !"

" મારે એવી રકમ નથી જોઇતી. અહિં રહી મારૂં ગુજરાન થાય અને આ મારો આધાર બાળકી સચવાય તો બસ છે. પણ એક વાત માનશો ? હું આજે તમારી લાજ સાચવીશ."

" વાહ તારો ઉપકાર ? બોલ શી વાત ? ઉતાવળ કર ! જોને બહારથી બુમો પડે છે તે ? " કંચને અધીરાઇ બતાવી.

" જુવો સાંભળો બ્હેન ! આજે હું એક આબરૂદારની કન્યા અને સ્ત્રી બની નર્તકિ તરીકે બહાર પડું છું એટલે હું નવીજ જીંદગીમાં પગ મુકું છું. મને કોઇ જુના નામથી ઓળખશે પણ નહિ અને જરાયે ખ્યાલ પણ નહિ કરે છતાં એ વાત ચોકકસ છે કે સો સારા પુરૂષોમાં દશ વિચિત્ર પણ હોય, એટલે જો કોઇ બિભત્સ શબ્દો વાપરી મને ચીડવશે, તો હું તરતજ પાછી ચાલી આવીશ. અહિં આવનાર કયા વળી સારા સ્વભાવના હોય !"

" જા એ સર્વ મારે માથે ! પછીથી ત્હારે કંઇ છે ? " કહી કંચને તેનો હાથ પકડી ઉભી કરી.

માયાના દીલના ચીરા થતા હતા. તેનું હૃદય ધમધમ થતું હતું જીગર કપાતું હતું પગ ઉપડતા નહિ એવી દશામાં તેણીએ ત્યાંજ ઉભા રહી અશ્રુ સાર્યાં !

હાય સમાજ ! તારા બંધને બંધાયલી એક અબળાને પાપનો પશ્ચાત્તાપ આટલેથી વધારે શું હોય ! પશ્ચાતાપ એજ પાપમાંથી મુક્તિ. સ્વર્ગસ્થ કલાપી લખી ગયા છે કે—

રે પસ્તાવો વિપુલઝરણું, સ્વર્ગથી ઉતર્યું છે,
પાપી તેમાં ડુબકી દઇને, પુણ્યશાળી બને છે."

આ ખરેખર કેટલેક દરજ્જે તો સત્યજ નીવડે. અનાથ બાળાએ ઘરડા પતિને કોટે બંધાઇ જે દુષિત કાર્યો કર્યાં તે સહુ શાના પ્રતાપે? સમાજના પાપે! અને સમાજની ઉન્નતીની આશા પછી કયાંથી રખાય? અરે તેનો વિચાર પણ શાનો આવે? ગરીબ બાલાઓ પર હડહડતો અન્યાય કરે જુલમ ગુજારાય ત્યાં વરસાદ શાનો આવે? રસભીની ભારત ભૂમિ આજે નિસ્તેજ શાથી થઈ? ખરૂં કહીએ તો નિરાધાર ગાય જેવી અબળાઓનાં ખરા અશ્રુથી એ ભુમીના કસ ઉઠી ગયા! તેનું દૈવત સરી પડ્યું. તેનો કસ વલોવાઈ ગયો.! છતાંએ સમાજને કયાં પરવા છે! એતો એકઆદ મત્સર આમતેમ ગણગણ કરે તેમાં તેને કયાં હર્ષ કે શોક હતો?

દિનપર દિનો જતાં અનાથની કથની શ્રવણ કરતાં સમાજની છાતી ચીરાઇ જવી જોઇએ તેને બદલે "ફલાણાએ આમ કર્યું ને ફલાણીએ આમ ધાંધલ મચાવ્યું." એજ ચકચાર જ્યાં ત્યાં સારી આલમમાં ચલાવી સમાજે દેશને કલંકીત બનાવ્યો. સમાજ! જો

તારાપણું હોયતો એક આવી વિધવા આજે નર્તકિતો ન બને! તેણે પાપ કર્યાં તેનો બદલો તેને ભોગવવો પડે છે એ વાત તો જરૂર અને ભવિષ્યમાં શાંયે દોહલાં દુઃખ તેને માથે પડશે! છતાં આ પરિણામ શાના માટે થયાં તેમૂળ તપાસી જોતાં શું સમાજને લાંછન નથી આવતું? હજારો વખત આવે છે! આટલા આટલા ભોગોથીએ સમાજ તારી આંખ ઉઘડેતો કેવું સારૂં! આજે નાચવા જતાં એ માયાના એક એક અશ્રુમાં સમાજની કેટલી અધોગતિના લેખ અંકાય છે તેની પરવા એ નડીઆદ તથા કપડવંજના સમાજને ક્યાં ખબર હતી.? જ્યાં ને ત્યાં એની એજ દશા! અમુંક ગામો ઉપર શા માટે રોષ કરીએ! આતો આપણી નવલ કથાના બિન્દુએ સ્થળ છે એટલે તેને દીવે ચડાવીએ! માયાનું રૂદન શું તને દુઃખ ન કરે! જરૂર કરે પ્રભુ સમાજને સદ્ માર્ગ બતાવે!

આખરે માયા કકળતા દીલે કંચન સાથે બહાર પડી. દ્વારમાંથી જ આ શોક નીચે દબાયેલી, શરમથી થરથરતી નર્તકીની સૌંદર્યને જોઇ સર્વત્ર શાંતી છવાઈ ગઇ. ચારે તરફથી તેના તરફ નજરો કરવા માંડી માયાનું મન પણ સ્થિર થઇ ગયું. આજે તેણી નિર્લજ બની તેમ તે સમજતી હતી. આજે તેનો ભવ પલટાઈ ગયો તેમ પણ તે સમજતી હતી. છતાં તે અનાથનો ઉપાય શો હતો?

નૃત્ય માટે મુકરર કરેલ સ્થળે માયાવતી માયાને મુકી કંચન ઉતાવળી ઉતાવળી જઇ હારમોનિયમ વગાડવા બેસી ગઈ જીંદગીમાં પહેલ વહેલો આ સંગ હોવાથી માયાને કંઇ સુઝયું નહિ એટલે પહેલાંતો તેણે નીચાંજ મુખે પ્રેક્ષકોને પ્રણામ કર્યા કંચને હાર્મોનિયમ

ચાલુ કર્યું તે સાથે તબલા તથા સિતારનો સુર પણ ભેળો થઇ ગયો હવે માયા પગ ઉપાડે તેટલીજ વાર પ્રભુ! પણ તેમાં કંઇ મળી ચાલતો! તેમાં પગ નથી ઉપડતા! આ સર્વે કંચન સમજી ગઈ છતાં હવે શો તેણે તો હારમોનિયમ પૂર રંગથી વગાડવા માંડયું.

પ્રેક્ષકોનાં મન આ સૌંદર્યને જોવાથીજ ડોલવા લાગ્યાં, તો પછી જ્યારે તેનો નાચ થશે ત્યારે તો અનહદ કળાના ફુવારા આ સ્થળે ઉતરી પડશે. એમ કેટલાક માંહેમાંહે લવી ચૂપ થઈ ગયા. નિડર આબરૂદાર વર્ગ મૂખ્ય ભાગે અત્યારે બહુ હતો. તે તો એકંદરે પણ શાંત હોય, એટલે શાંતિ સાધી આ નૃત્ય કરનારીના બુલંદ અવાજની રાહ જોઇ તેના તરફ તાકીજ રહ્યા. બે ત્રણ મિમિટમાં " હવે બહાર પડી સો પછી વિચાર શા!" ધારી પોતાનો કાબુ મેળવી લીધો. તેનો પગ ઉપડ્યો- સર્વ પ્રેક્ષકોએ તાળીઓના અવાજે તેને વધાવી લીધી. નાચ શરૂ થયો. અહા શો નાચ! માયામોહ વરસાવી નિર્દોષ ભાવે નાચ કરતી હતી, કંચને રાજી થઇ હારમોનિયમની ઢબ બદલી નાખી. તે સાથેજ માયાનો રૂપાની ઘુંઘરી ગાજે તેવો સૂર પણ ભળી ગયો. સર્વ પ્રેક્ષકો ડોલવા લાગ્યા

" મત સોના, દીવાના મત સોના,
સૈંયા મત સોના—હારે મત—
આછી ધેરી ચુંદડી ધરકે મ્હેં,
મદુંગી સોહત આના—હારે મત— "

તાળીઓના સૂર સાથે પ્રેક્ષકો વાહવાહ પોકારવા લાગ્યા. વળી પાછી શાંતિ પથરાઇ. કંચનના હર્ષની હદ થઇ ગઇ હતી.

" જાદુ કર્યા મ્હેં અસીવાલા;
મહિબારી રાહત જોના—હારે મત—
જોબનપે મ્હેં મતવાલી;
કહાન! તુંપે ઓવારી જાના—હારે મત—"

ગાયન ખલાસ થઇ ગયું તે સાથે હૈડામાં થરથરતી માયા ચાલી ગઇ. તાળીઓના ઘણા અવાજો થયા પણ તે પાછી ફરીજ નહિ. કંચનો તેને આગ્રહ કર્યો તે વ્યર્થ ગયો, જેથી ચંપાએ બાકીનો વખત નાચ બતાવી પ્રેક્ષકોને સંતોષ્યા.

ફરીથી માયાની માગણી થઇ, પણ તેણી નજ આવી. દ્વાર વાસી પોતાની પુત્રિને લઈ તેણી પથારીમાં એજ વેશમાં જઈ રડાય તેટલું રડી.

ધીમે ધીમે વખત વીતતાં નાચ ખલાસ થયો તે સાથે માયાના નામે રૂ ૫૦૦૦) થયા જ્યારે ચંપાને પણ બે થી ત્રણ હજાર સુધીની રકમ મળી આ બધો પઇસો વેરનાર પ્રેક્ષકો. સિવાય હજી રમાનાથ તરફથી મળનાર રકમ જુદી હતી. બિચારી માયાને કયાં ખબર હતી. કે આ નાચ શા માટે થતો હતો ! લુચ્ચી કંચન ! તેણે એને એટલુ પણ ન જાણવા દીધું ના પણ તેમાં તારો ઉદ્દેશ હતો. કારણ તેમ કરવાથી માયા કદિ બહાર પડીજ નહત.

વિખરાતા પ્રેક્ષકો માંહે માંહે આનંદ સાથે વાતો કરતા કરતા આ મકાનને માયા મંદીર કહી જતા હતા. " માયા મંદીર " " માયા મંદીર " એ અવાજો તો માયાએ પણ સાંભળ્યા પણ પ્રેક્ષકોને કયાં ખબર હતી કે સમાજના પાપે સપડાયેલ અનાથ સ્ત્રી માયા અત્યારે આંસુ સારતી હતી !

# પ્રકરણ ૨૨ મું.

## સુખી સંસાર

—(૦)—



ઘણી તપાસ કરી છતાં છટકેલ કાન્તિલાલ મળ્યો નહિ. અથવા તો તેની કંઇ ભાળપણ મળી નહિ. સી. આઇ ડી. ખાતાએ સર્વત્ર ખાનગી ખબર મોકલી દીધી હતી: પરંતુ તે સૌ ફોગટ ગયું. ચંપા તેને જરા જરા તો હજીયે સંભાળે છે. જ્યારે કાન્તિલાલ સાથે કરેલ વિનોદ તેને યાદ આવે છે ત્યારે ઘડીભર તેના સર્વ ગુન્હા તથા પાપ વીસરી જઈ તેને માટે તેણી આંસુ પાડે છે. તેના અંતરની વાત કોઇ કહેતી નથી અને એકલી એકલી મુંઝાય છે. પોતાનું યૌવન, પઇસાના લોભે અને આ મકાનના વાતાવરણે તેણે ગણી ગાંડી વ્યક્તિઓ આગળ પાથર્યું, છતાં દીલારામને તે નજ ભૂલી. દૂર રહી અગરતો મુંબાઇમાં સંતાઈ રહી એક પત્ર પણ નથી લખ્યો તેના વિશ્વાસપાત્ર પ્રિયતમે; જેથી તેનું દીલ વિના અગ્નિએ આપોઆપ દાઝી મરતું હતું. પ્રેમ ! તને સેવનારની આખા વિશ્વ સંસારમાં ગમે તે હાલતમાંયે શી દશા થાય છે !

આ તરફ તે રાત્રિએ માયાએ ટુંક નાચ કરી પ્રેક્ષકોને જીતી વાયલ્લ કર્યા આ વાત બીજેજ દિને નૃત્યના શોખીનોને કાને પડવાથી, આ નવી આવેલ નર્તકિ માટે જલસા વખતે બહુજ દબાણુ તથા સિફારસો સહિત માગાં આવવા માંડયાં; પરંતુ કંચનની શિખામણ પથ્થરપર પાણી સમાન નીવડવાથી તે સર્વ મંડળોને અન્ય નર્તકિના નાચે સંતોષ માનવો પડતો. મકાનમાં માયા હવે નાચ કરતી; પરંતુ મકાન બહાર કદિ ડગ પણ ભરતી નહિ. જે સમાજે તેને એ શરમ તથા દયાહિન રીતે ખાડામાં ધકેલી મૂકી, તે સમાજની પણ તેણીને હજી શરમ હતી. નિર્લોભ અને નિર્મોહ એ બંન્નેને તેણે સાધવાનો પ્રયત્ન કર્યો હતો, અને તેમાં ઘણે દરજ્જે તે પાર પણ પડી હતી.

જ્યારે તેણે સાંભળ્યું કે જે પહેલી રાત્રે તેને નૃત્યમાં ઉતારવામાં આવી હતી, તે નૃત્ય પોતાની મોટી બ્હેને એક પુત્રને જન્મ આપવા માટે ઉપસ્થિત થયું હતું. ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિ. પરંતુ મનમાં શંકા થઇ કે કદાચ રમાનાથ મને ઓળખી ગયા હશે અને તેમણે કાન્તાને વાત કરી હશે તો બ્હેનનું દીલ કેટલું બળી ઉઠયું હશે ? તેઓ બંન્નેએ જરૂર તિરસ્કાર પણ વરસાવ્યો હશે. બ્હેનના પુત્રને રમાડવા માટે જવાનો તેણીને વિચાર સ્ફુર્યો; પરંતુ ટુંકમાંજ તે વિચાર શાંત થઇ ગયો. કદાચ રમાનાથ તેને તિરસ્કારે, વળી જે મકાનમાંથી આટલો બધો તિરસ્કાર મળ્યો તે મકાનનો હવે મોહ શો ! તે બનેવીની હવે પરવા અગર તો બીક શી ! તેણે જવાનું માંડીજ વાળ્યું.

કંચનને પણ માયા તથા ચંપા તરફની ઠીક આવક થવાથી

આનંદ થતો. તેણે હજી પોતાના ધંધામાંથી પેન્શન લીધું નહતું. તેનો ધંધો પણ ચાલતો હતો. ચંપાની બે બાજુની કમાણી તથા કંચનની બે બાજુની આવક એ બંન્નેનો એકી સાથે જે સરવાળો થતો તેના કરતાંયે માયાની એકવડી આવકનું ત્રાજવું નમી પડતું હોવાથી સ્વાભાવિક છે કે માયાનાં માન વધ્યાં હતાં. તેનું નામ કોઇ લઇ શકતું નહિ. સહેજે તેને ખોટું લાગે તેવો કોઇ બનાવ થતાં કંચન આખા મકાનમાં સ્ત્રી પુરૂષોને બરાબર સજા દેતી હતી. આ પ્રમાણે માયા પોતાનું પતિત જીવન ઉંચ્ચ બનાવવાના હેતુએ અહિં ગુજારતી હતી. બાળકી કલા પણ તેના જેવીજ મનોહર લાવણ્યમયિ થનાર હોવાથી નીચ વેશ્યા કંચને તેને માટે હજારો ફુલ ગુંથણીના થોકે થોક પોતાના દીલમાં ગુંથી સંતાડી મુકયા હતા. કયારે આ કન્યા મોટી થાય! ઉમ્મર લાયક થાય ! એજ તેનો હેતુ હતો, જેથી તેણે પણ માયાને રાજી કરવા, વળી સાથે સાથે કલા પણ તેના તરફ નાનપણથીજ આકર્ષાય માટે કલાને બહુ લાડ લડાવવા માંડયા હત. સંસારના કડવા ફળ ચાખી પસ્તાયેલી માયાને આ બાબતનો સહેજ પણ ખ્યાલ નહિ હોવાથી પોતાની આંખની કીકીની આટલી દરકાર રહેતી હોવાના આનંદનું અન્ય કારણ શું હોય ? ધીમે ધીમે દાસીઓ મારફતે તેના કાને એ વાત આવેલ કે કોઈ કાન્તિલાલ કરીને પુરૂષ જેલમાંથી છટકી અહિં ઓરતના વેશે રહેલ પણ પાછળથી તે છટકી ગયો હતો. જેથી તેને વહેમ આવેલ કે કદાચ પોતાનો ઓરમાન છોકરો પણ હશે ? પરંતુ હવે મ્હારે શું ? એમ ધારી તેણે તે બાબતમાં બહુ લક્ષ નહિ આપેલ.

પ્રિય વાંચક ! મુળ વાર્તામાં આપણે આટલી બધી નવી ગુંથણી કરી મુકી છે તે સર્વ ભવિષ્યમાં સબંધ ધરાવનાર ઉપસ્થીત થયેલ હોવાથી હવે આપણે આ સર્વ બાબત તરછોડી મૂળ વાર્તા તરફ જઇએ. આમાંથી પણ સાર ગ્રહનારતો ગ્રહીજ શકે. હંસવૃતી રાખવી પડયેજ છુટકો. ક્ષમાશિલ પુરૂષો અન્યના દુર્ગુણની દરકાર નથી કરતા.

બીજા પુત્રનો પ્રસવ થયા બાદ રમાનાથનો પગાર પણ વધ્યો સર્વ સારા મંડળોમાં તેની ઓળખાણ હોવાથી જયાંને ત્યાંથી મુબારક બાદીનો વરસાદ વરસતો હતો તે સૌને વિના અહંકારે યોગ્ય જવાબ પણ પત્નીની સલાહ સાથે તે આપતો પુત્રનું નામ સરલાએ વિનોદ પાડયું સરલાનો પુત્ર પણ ઉછરતો હતો છતાં તે મુંબઈમાં હંમેશ માંદગી ભોગવતો હતો. રમાનાથને આ અરસામાં કંઇક સુઝવાથી તેણે પોતાના બે બાળક તથા સરલા અને તેમનો બાળક અને પોતે દંપતી એમ છએ જણના વિમા ઉતરાવી નાખ્યા એકંદરે સામટી રકમ રૂા. ૫૦૦૦૦ જોગનો વિમો ઉતરાવવાથી પ્રીમિયમ વધારે આપવાં પડશે કદાચ ભવિષ્યમાં શું લખ્યું છે તે કોણ જાણે છે ! ધારી તેણે કાન્તાની સલાહ લીઇ આ કાર્ય કરેલા. સરલાને આ ખર્ચ ગમતુ નહી પરંતુ દીયેરને ખોટુ લાગશે એમ ધારી તેણે વધુ વાત ચર્ચિજ નહી દયાળભાઇની મિલ્કત વધારે હતી તેમાંથી રમાનાથે એક પણ પાઇ લીધા સિવાય નાના બાળકના નામે તે સૌ રકમ સરલાને વાલી ગણી બેંકમાં રાખી હતી. છોકરો જયારે ૧૦ વર્ષનો થાય ત્યારે તે રકમ તેને મળનાર હતી. આ બાબત સરલા પણ જાણતી હતી અને તેથી તે રમાનાથની વિરૂદ્ધ કદિ જતી નહિ ગરીબ બની આ વિધવા

પોતાનું ગાડું રમાનાથના અને કાન્તાના મકાનને પોતાનું માની ચલાવતી હતી દંપતીને પણ માતા પુત્ર માટે ઘણું માન હતું.

આ પ્રમાણે સુખી સંસાર ભોગવતાં ભોગવતાં કાન્તાએ એક વર્ષાૠતુમાં રમાનાથને પ્રભુએ પઇસો આપ્યો છે તો હવે સર્વ રીતે સુખ હોવાથી જાત્રા જવા માટે વિનંતી કરી. વર્ષાૠતુ હોવાથી રમાનાથે બે માસ વિતાડવા પોતાની પ્રિયાને શિખામણ આપી. એટલે કાન્તા પણ પતિને વધુ ન કહેવાના ઇરાદે શાંત બની.

બીજે દિવસે તેનાં પાડોશી કોઇ ગુજરાતી હતાં, તેઓ જાત્રા કરનાર હોવાથી જાત્રા માટે ચાલ્યાં ગયાં. પાડોશણની સ્ત્રી રૂક્ષ્મણી અને કાન્તા સહિયરપણાં હતાં. સ્ત્રીનો સ્વભાવજ એવો છે કે ટુંકમાં ગમે તે સાથે સાકર દૂધ માફક ભળી જાય. સ્ત્રી જાતિને સ્ત્રી જાતિ સાથે ઓળખાણ કરતાં જરાયે વાર ન લાગે. પુરૂષ તો એકાએક કોઈ સાથે ઓળખાણ કરી શકેજ નહિ. સ્વાભાવિક છે કે વખત જતાં આપોઆપ ઓળખાણ થઇ જાય. જ્યારે સ્ત્રીનો તો પહેલેજ દિને એવો સંબંધ બંધાય કે આખા જન્મારાનાં તેઓ ઓળખીતાં હશે. શું કરે ! બીજાની સાથે ઓળખાણ કરી તેમનાં દીલ જીતી બિચારી અબળા જાતિને સાસરામાં રહેવાનું હોય છે. જેથી પ્રભુએજ આવો ગુણ તેમનામાં મૂકી દીધો હશે !

રૂક્ષ્મણીયે જાત્રાએ જતાં જતાં કાન્તાને મ્હેણું માર્યું કે “ પતિનાં ખાસડાં ખાને ! બહુ વિનવ્યા તોયે ન માન્યુ. ”

કાન્તાને આ સાંભળતાં ખોટું લાગેલ. પરંતુ તેણે જવાબ

આપ્યો કે "બ્હેન ! અમો વર્ષાઋતુ બાદ જઇશું. પતિ એજ પરમેશ્વર એવું માનીયે તો ઘેર બેઠાંજ ગંગા. એજ જાત્રા."

આ જવાબથી રૂક્ષ્મણીની જીભજ બંધ થઇ અને તેણી હસ્તામુખે કાન્તાને ભેટી જાત્રા કરવા ચાલી ગઇ. તેના ગયા પછી વળી કાન્તાને મનમાં કંઇક ભરાઇ આવવાથી તેજ દિને સાંજે તેણે રમાનાથને ફરીથી વાત કરી જાત્રા જવા માટે જણાવ્યું. મોટો પુત્ર શશી પણ પિતાના કોટે વળગી માતાની માફક કહેવા લાગ્યો. નાનો પણ ચાલાક બાળક વિનોદ પણ કાલી કાલી ભાષા બોલી પિતાને જાણે માતાનું કથન માનવા કહેતો હોય તેમ લવતો હતો! આ બધાં ઉપરથી આખરે કાન્તાની માંગણી કબુલ કરી. વિનોદ બાદ કાન્તાને પેટ કંઇ સંતાન ન હોવાથી આ બેજ પુત્રોને જોઇ દંપતી આનંદ માનતા.

સરલાને જાત્રા જવા માટે રમાનાથે કહ્યું પરંતુ પોતે સર્વ જગાએ ફરી આવેલ છે. એમ કહી તેણે જવા ના પાડી. કાન્તાએ પણ જેઠાણીને સંઘાત માટે ઘણું કહ્યું છતાં તેણીયે ન માન્યું. એટલે ઘરનો સર્વ કારભાર સરલાને સોપી તથા જુના દોસ્ત ઘેલાભાઇને આ તરફ દેખરેખ રાખવાનું સુચવી ઓફીસમાંથી ત્રણ માસની રજા મેળવી રમાનાથે જાત્રાએ જવા તૈયારીઓ કરી. ઘેલાભાઇની સ્ત્રી સરસ્વતિ તથા બાળકી કુમુદે જાત્રાએ જવા માટે ઘેલાભાઇને કહ્યું, પરંતુ વરસાદને લીધે તેણે ના પાડી. વળી રમાનાથને પણ તેણે કહ્યું કે "આ સાલ વરસાદ બહુ પડે છે તો બાળકો હેરાન થશે." આ સૌ રમાનાથ જાણતો હતો પરંતુ પત્નિનું દીલ ન દુભાય તેથી તેણે જવુંજ યોગ્ય માન્યું!

મુકરર કરેલા દિવસે સર્વ મિત્ર મંડળની વિદાય લઈ રમાનાથ પોતાની પત્નિ તથા બાળકો સાથે જાત્રા જવા માટે ઉપડયો સરસ્વતિ રાતાં રોતાં કાન્તાને જાણે છેલ્લી વખત ભેટતી હોય તેમ ભેટી. કાન્તાની પણ જમણી આંખ ફરકતી હતી, જેથી તેને અશુભ ચિન્હ જણાયાં. છતાં રમાનાથને કહેવાથી દુઃખ થશે. માની તેણે એ વાત કોઇને કરી નહિ. સરલાએ બાળકોને લાડ લડાવી વિદાય કર્યાં .

વર્ષા રૂતુ હોવાથી ટ્રેનમાં તેમને હેરાન તો થવું પડયું. છતાં જેમ તેમ કરી તેમણે નીભાવી લીધું. પોતાની પાસે ઠીક પૈસો લીધો હતો જેથી રમાનાથ રસ્તામાં દાન કરવામાં છુટો હાથ રાખતો હતો વરસાદ આ વર્ષે બહુજ પડતો હોવાથી વચમાં આવતાં દિલી આગ્રા એવા સ્થળો જોવાનુ મુલતવી રાખવામાં આવ્યું હતું અને વળી પાછા ફરતા જોઇ લેવાશે એમ ધારી તેઓ સીધાંજ કલકત્તા ગયાં કલકત્તામાં પોતાનું કોઇ ઓળખીતું ન હોવાથી રમાનાથે એક મકાન ફક્ત દશ દીન માટે આખા માસનું ભાડુ આપી રાખ્યું. પણ વરસાદ બહુ હોવાથી આખુ કલકત્તા પત્નિને બતાવવાની હોંશવાળો પ્રિયતમ તેને બતાવી શકયો નહિ; દયાળભાઈની પેઢી વળી પેલી મુંન્ના, એ સૌ સ્થળો ખાસ ટીકા કરી રમાનાથે કાન્તાને બતાવ્યાં. મ્યુઝીયમ તથા પબ્લીક ગાર્ડન, વળી હાવરાનો પૂલ એ સૌ જોઇ કાન્તા બહુ રાજી થઇ. ગંગાજીમાં તો વરસાદને લીધે પૂર ઉપર પૂર આવતું હતું.

જે બાઇનું મકાન તેમણે ભાડે રાખ્યું હતું તે બાઈ જાતની બ્રાહ્મણી હતી છતાં ઘણીજ ગંદી અને વિચિત્ર સ્વભાવની હતી. તેનો પતિ મરી ગયેલ હતો. વળી તેને એક દશાની ઉંમરની કન્યા હતી. આટલી હાલતમાં આ નાની બાળકી પર તેણી ઘણો જુલમ

વરસાવતી હતી. જાણે તેની પુત્રિજ ન હોય. નાની બાળાને ઘરમાં બધે સ્થળેથી કચરો કહાડવો પડતો હતો. વળી નળ મકાનમાં હતો ત્યાંથી નાના વાસણમાં પાણી ભરી આખા મકાનમાં મોટાં વાસણ પણ ભરવાં પડતાં. તે ઉપરાંત માતાનાં વસ્ત્ર અને વધારામાં વાસણ સાફ કરવાં પડતાં હતાં બાળકી પ ! રીઢાઇ જવાથી આ સર્વ કાર્ય માતાની ન સંભળાય તેવી ગાળો સાંભળી કરતી હતી

રમાનાથ જવાનો હતો તેને આગલે દિને આ બ્રાહ્મણીએ પોતાની બાળકી પ્રસન્નને કહ્યું કે ધીમે રહીને રમાનાથના ઘરમાં જઇ તેણે કંઇક સારી ચીજ ઉપાડી લાવવી. આ વાત પ્રસન્ને માની નહિ હોવાથી આજે તેને સખત માર મારવામાં આવ્યો. જ્યાં સુધી સહેવાય ત્યાં સુધી સહી આખરે પ્રસન્ને રોવાનું શરૂ કરવાથી આ રૂદન કાન્તાએ સાંભળ્યું. રમાનાથ ઘેર હતો નહિ. વળી બન્ને બાળકો રમતાં હોવાથી કાન્તા વહેલી વહેલી ત્યાં જઈ પ્રસન્નને છોડાવવા દોડી ગઇ.

ગરીબ બાળાના હાથપગ બાંધી ખરાબ ગાળો દેતી દેતી માતા વગર દયાએ પ્રસન્નને નેતરની સોટી બરડામાં લગાવતી હતી. સોટીના સોર બરડામાં સુઝી જતા, પરંતુ આ કઠોર માતાને સહેજ પણ દયા ન આવતી.

"રાંડ કયાંથી મારે પાને પડી કે મારૂં કહ્યુ જ કરતી નથી? કયો તારો બાપ તારૂં પૂરૂં કરશે? મિજાજ તો આખા મુલકનો! યાદ રાખતો ખરી! આજેજ કોઇ રાંડને ત્યાં પધરાવી દઇશ ત્યારે

ખબર પડશે. મ્હારે શું ન્હાવું નીચોવવું છે! મારી કુખ ઓછી લાજવાની છે!"

કાન્તાની આંખમાં પણ આંસુ આવ્યાં તેણે સોટી લઇ લીધી. અને છોકરીને મુકાવી.

'તમારે મારી બાબતમાં બોલવું નહિ. મારી છોકરીને હું ફાવે તેમ કરીશ." કહી તેણે કાન્તાને પણ લેવા માંડી.

"તે તમોને કોણ ના કહે છે! પરંતુ કંઈક દયા તો કરો. બિચારી નાની છોડી ઘરનું આટલું બધું કામ કરે છે છતાં સહેજ ભૂલ થઇ હશે. જેથી આટલી બધી શિક્ષા! દયા કરી તેને છોડી નાખો. ચાલ પ્રસન્ન! રડીશ નહિ. લે હું છોડું છું બ્હેન! બા! છાની રહે." આંસુ સારતી કાન્તાએ કહ્યું.

પરંતુ આ હડધૂત જેવી બ્રાહ્મણીએ કાન્તાને પકડી દૂર ખસેડી મૂકી. અને પ્રસન્નને બાંધેલીજ હાલતમાં ઉંચકી એક ઓરડામાં પૂરી દીધી. કાન્તા માસીને બુમે બુમ પાડી પ્રસન્ને છોડાવવા વિનંતિ કરી પરંતુ આ કઠોર દીલની માએ અંધારા ઓરડામાં પ્રસન્નને પૂરી તાળું માર્યું, આ કાન્તાથી ન સહેવાયું. તેણે ઘણા કાલાવાલા કર્યા છતાં માતાએ નજ માન્યું. બૂમો પાડતી પ્રસન્ન ઓરડામાં પણ ઘાંટો દુખે તેમ રડવા લાગી. કાન્તાનું કહેવું નહિ માની બ્રાહ્મણી બહાર ચાલી ગઇ. અને રડતી છોડી રડતીજ રહી. આ બૂમો સાંભળી શશી પણ ત્યાં દોડ્યો આવ્યો. તેની પાછળ નાનો વિનોદ પણ "મા મા" કરતો કરતો આવ્યો વિનોદને સ્નેહભિની માતાએ ઉપાડી લીધો. કોઈનાં છોકરાંને દુઃખ પડે ત્યારે માતા પોતાનાં બાળકને પ્રભુ આમ ન કરે એમ પ્રાર્થના કરી આંસુ પાડે!

રમાનાથ આવવાથી તરતજ તેને સૌ હકીકત નિવેદન કરી કાન્તા પોતાની ઓરડીમાં ચાલી ગઇ. તેણીની આંખમાંથી અશ્રુ ઝરતાં હતાં. રમાનાથનામાં પણ દયાદેવી હતી. તેને એમ થયું કે તાળું તોડી પ્રસન્નને છુટી કરી દઉં. પરંતુ પોતાને રહેવું હવે એક દિવસ અને વળી આમ કરવાથી નકામો ટંટો થશે. ધારી તેણે શાંતજ રહેવું ઠીક માન્યું. કાન્તાથી ન રહેવાથી આખરે તેણે ઉભરા કહાડવા માંડયા.

" જુવોને આ રાંડને એક દીકરી પર સીતમ ગુજારતાં સહેજ પણ દયા નથી આવતી જાણે તેની છોડીજ ન હોય ! "

" કાન્તા ખરૂં પુછું તો કાલે મ્હેં પણ આમ તેને ધમકાવતાં સાંભળી હતી, ત્યારે મન પણ લાગ્યું કે આ તેની છોડીજ ન હોય! પરંતુ કદાચ આ તરફ આવુંજ ચાલતું હશે. એમ મ્હેં માનેલ ખરેખર આ જુલમ કહેવાય ! ".

" પ્રભુ મારાં બાળકોની એ દશા ન લાવે. " કહી કાન્તાએ બન્ને બાળકોને છાતી સરસાં દાબ્યાં.

એટલામાંજ બૂમો પાડતી પેલી બ્રાહ્મણી કોઇ પુરૂષને લઇ ત્યાં આવી પહોંચી.

" અલ્યા બુધીયા ! હવે હું થાકી ! લેઈ જા એ બલાને; અને કયાંય વેચી નાંખજે ! પત્યું ! આવું પાપ ન પાલવે. જે વાતકહીયે તેમાં ના જ પાડે."

" પણ થયું શું એ તો કહે શંખણી ! તને તે સહેજેય દયા છે કે નહિ ? " બુધીયાએ બુદ્ધિ વાપરી.

" ગમે તે થયું ! તું એ છોકરીને અહિંથી ઉપાડી જા. નહિ તો હવે હું આ પૂરવાળી નદિમાં તેને નાંખી દઈશ. મારે એ બલા ન જોઇએ."

આ સાંભળી રમાનાથ તથા કાન્તા તો છક થઇ ગયાં. નવો આવનાર સુધીયો પણ બ્રાહ્મણીને શંખણી કહી બોલાવે તે ઓછા જુલમની વાત ! બન્નેને સાવ દાળમાં કાળું જણાયું.

" હવે દાદ મળશે તો ! કોઇની છોડી હોય તેમ બોલે છે જોને. !

ત્હારે તે વળી કયાં બીજાં છોકરાં છે ! આને પાળી પોષી મોટી કર ! આ એક દેવ જેવી છોડીને શું કામ સંતાપે છે ? લાવ કુંચી અને તેને બહાર કહાડ ! એટલે પત્યું ! ત્હારૂં સત્યાનાશ જાય ! તું તો જબરી નીકળી."

" જાય સત્યાનાશ તારા માબાપનું. મુઆ રખડતા ! વળી મને શિખામણ આપવા આવ્યો છે ! લેઈ જા એને ? તારે ફાવે તો એને છોડી બનાવી મોટી કરજે અને ફાવે તો ધણીયાણી કરજે. મારે શું ? નિત્ય ઉઠીને મારે આ વગર નફાના શા ભવાડા ?"

" ચુપ કર ! આજે તારૂં ભાન કયાં ગયું ? ખાવાને દમડી તો મળી નહિ અને આટલું બધું તોફાન ! લાવ કુંચી, નહિ તો મારો મિજાજ જતો રહેશે ! "

" મુઆ દારૂડીયા ! આવું જાણતી હોત તો તને અહિં જખ મારવા લાવત ! શું હું તારી વેચાણ છું કે તારો મિજાજ મારીપર જાય છે ! ફાવ્યું ત્યાં સુધી ખરૂં. તારે ને મારે ઝાઝું શું છે ? "

" ગમે તે ! તારે ફાવે તેમ કરજે ! લાવ કુંચી ચાલ હું તેને લઇ જઇશ. "

" પરંતુ કેટલા રૂપિઆ મને આપીશ? બોલ કેટલા આપીશ ? આવી ફુલ જેવી પ્રસન્નને ઉછેરી મોટી કરી તેનો બદલો ? "

" તું મા હતી અને હ્‌હેં તેને ઉછેરી તેમાં બદલો શાનો ? ફુલ જેવી છે તેમાંજ ધોબીની માફક ધીબતી હશે ને ? " કહી ગુસ્સાભેર બુધીયાએ કુંચી લઈ લીધી અને બે ચાર લાતો પણ બ્રાહ્મણીને લગાવી દીધી.

" તારૂં નખોદ જાય ! રડયા રખતા ! દેવાળીયા ! વાસદિયા ! મારીપર હાથ ઉગામે છે ? "

' વાસદિયાનું ' નામ સાંભળી રમાનાથ ચમકયો. શું કોઇ વાસદનો બુધિયો કરીને આ પુરૂષ હશે, તે સહેજ પણ સમજ્યો નહિ. કાન્તા તો આ સૌ સાંભળી છક થઇ ગઇ હતી.

આખરે બુધીઓ આ બ્રાહ્મણીને મરાય તેટલું મારી પ્રસન્નને છોડાવી ચાલ્યો ગયો રમાનાથ તથા કાન્તાના મનમાં થયું કે આ રાંડ પ્રસન્નની માજ ન હોય ગમે તેવો અપરાધ થયો હોય, છતાં માતા આટલી બધી શીક્ષા અથવા તો આવા કઠોર શબ્દો પોતાની દીકરી માટે કદિ ઉચ્ચારેજ નહી છતાં તેમનેતો થોડો વખત રહેવું હતું, એટલે હવે આવા વિચાર શા કામના ! ધારી તેમણે મન વાળ્યું.

બીજેજ દિવસે તેઓ ત્યાંથી કાશી જવા માટે ઉપડી ગયાં કાશી જઇ જાત્રા કરી છતાં પુત્રઘેલી માતા કાન્તા. પેલી ગરીબ કન્યા પ્રસન્નને વિસરી નહિ તેને એમજ થયું કે રમાનાથને કહી એ કન્યા પોતાની સાથે હોત તો કેવું સારૂં ! કાશીમાં કરાય તેટલું યથા શકિત

પ્રમાણે દાન પણ તેમણે કર્યું. અહી એક માસ રહેવાનો વિચાર હોવાથી રમાનાથે એક બ્રાહ્મણને ત્યાં મુકામ કર્યો હતો.

કાશીના બ્રહ્મણોથી બહુજ સાચવીને ચાલવાનું હોય છે આમ કર્યાંથી આમ થાય, અને તેમ કેર્યાંથી તેમ થાય, સાથે ફરતાં ફરતાં અહીં આમ મુકો અને અહીં આટલા પઇસા ઘટે તેમ લવી યજમાન પાસે સારી રીતે પઇસા કઢાવે અને ગૌદાન પણ કરાવે. ભોળાં આસ્થાવાળાં યાત્રાળુઓ ગાય પણ આપે બ્રાહ્મણ બજારમાંથી ભાડુતી બે કે ત્રણ દિન માટે ગાય લાવી યજમાનને જણાવે કે રૂા. ૬૦ બેઠા. ભલો યજમાન રૂપિઆ તરતજ પ્રભુના નામે આપી દે; અને આ લુચ્ચા દેવદુતો ! યજમાન સીધાવે કે તરતજ ૧૦ કે ૧૫ રૂપીયા ભાડુ આપી પેલી ગઉદાનમાં અપાયેલી ગાયને પાછાં મુકી આવે, આવી રીતે રમાનાથની પણ દશા થઇ. કાન્તા પોતાના પુત્રોના હાથે પણ દાન કરાવતી.

પોતાના મકાનમાં કથા કહેવરાવવાનો પણ બંદોબસ્ત રમાનાથે કર્યાંથી શેરીનાં માણસો ત્યાં ભરાતાં હતાં એટલુંજ નહિ; પરંતુ બીજાં યાત્રાળુઓ પણ પ્રભુના નામે અહિં આવી બેસી શાંતિથી કથા સાંભળતાં. આવા કથા કહેવાના સ્થળે પણ કાશીનાં સ્ત્રી પુરૂષો હદ કરે છે. પ્રભુના ધામમાંજ પ્રભુને નઇચ્છિત વસ્તુઓ તેઓ પેદા કરે છે. એક બાજુ કથાનું બ્હાનું, અને બીજી બાજુ ભોળા જાત્રાળુઓને ફસાવી પઇસા લુંટવા તેતો અમુક અમુક દલાલણો જન્મભરના દુષ્ટ ધંધાર્થે પવિત્ર કાશીક્ષેત્રે ચાલ્યાં આવે છે. કાશીના મરણનો મહિમા તો પછી કયાં રહ્યો ? છતાં

એટલું તો ખરૂંજ કે કંટકમાં પણ ગુલાબ હોય છે. કેવડાને કંટકની હારો હોય છે પણ તેમાં કેવી સુવાસ છે ! તેમ હંસમતિએ તપાસીયે તો અન્ય પાપ થાય તેની પરવા ન ગણતાં જે પવિત્ર સ્થળ છે તેની પવિત્રતા તો નાશ નજ પામે સહુ ધર્મને માન્ય સ્થળ, તે બધાયમાં આસ્થા એ મુખ્ય વસ્તુ છે કાશીમાં જવાથી જીવન જાણે પ્રભુ સમક્ષ ગુજારતા હોઈએ તેવો ખ્યાલ આવ્યા સિવાય નજ રહે.

કાશીમાં ગમે તેમ થતું હતું. કિન્તુ આ દંપતિએ પોતાના પુત્રો સાથે આનંદ કરી પ્રભુઆસ્થાએ ભજન કિર્તનમાં વખત વિતાવી ઠીક પઞસો વાપર્યો. લાલચવાળા વાતાવરણે તેઓ લલચાયાં નહિ; અને પ્રભુને ખોળે જઈ આગી આનંદ માનવા લાગ્યાં. દેશમાંથી ઘેલાભાઇ તથા અન્ય મિત્રોના ખુશખબરના સમાચાર આવતાં તે સૌ જોઈ તેઓ આનંદ માનતા હતા. ગંગાજીમાં પૂર બહુ આવતું હતું. વળી ચોમાસું પણ બહુજ વરસાદ લઇ આવ્યું હતું, જેથી જ્યાં ત્યાં જળ જળનોજ આભાસ જણાતો હતો. બહાર ફરવા પણ જવાય નહિ. કારણ કયે વખતે મુશળધાર વરસાદ પડશે તે જાણવું મુશ્કેલ હતું.

છતાંયે આ દંપતિએ યાત્રા તો સારી રીતે નિર્વિઘ્ને કરી. બાળકોને પગે પણ લગાડયાં કાન્તાની ઉમેદ પારપડી. તેના હરખનો પાર રહ્યો નહિ. આખો મહીનો ત્યાં પ્રભુ ધામમાં વિતાવી તેઓ હવે એક બે દિનમાં કલકત્તા તરફ પાછા જવાની ધમાલમાં પડયાં. ત્યાં રહી કલકત્તામાં જોવા લાયક બાકીના સ્થળો જોવાનો ઇરાદો હતો અને ત્યાર પછી ગોકુળ મથુરા ફરી મુંબાઈને પંથે પળવાના ઘાટ તેમણે ઘડયા હતા છતાં કુદરત શા હિસાબે અંકડા ગણી રહી છે, તે આપણે આપો આપ નીરખીશું જાત્રાની આશા પુરી કરી કાન્તાનો સંસાર સુખી થયો.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

# આફ્રિકાથી ગ્રાહક થઇ મદદ કરનાર સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામની નામાવલિ.

લેખક દ્વારા—

| નકલ | નામ | સ્થળ. |
|---|---|---|
| ૫ | મેસર્સ સોમાભાઇ એ. પટેલ | મોમ્બાસા, નાઇરોબી, જંગબાર, દારેસલામ. |
| ૪ | રા. રા. સોમાભાઈ ટી. પટેલ | આણંદ |
| ૧ | ,, ચતુરભાઇ એસ. પટેલ | નાવલી |
| ૧ | ,, સુંદરજી નાનજી | મોમ્બાસા |
| ૧ | ,, શંકરભાઇ એમ પટેલ | ,, |
| ૧ | ,, પરમાર પી. એન. ( માસ્તર ) | ,, |
| ૧ | ,, મોતીભાઇ લક્ષ્મીદાસ પટેલ | ઉત્તરસંડા |
| ૧ | ,, શીવાભાઇ દેસાઇભાઇ પટેલ | ,, |
| ૧ | ,, હરજીવન મનજી | મોમ્બાસા |
| ૧ | મેસર્સ કાલીદાસ કાનજી એંડ કો | ,, |
| ૧ | રા. રા. ઘનશ્યામ દવે | ,, |
| ૧ | ,, જાદવજી ઘેલાભાઇ | ,, |
| ૧ | ,, શેઠ રાશીડ મોલીડીના | ,, |
| ૧ | રા. રા. હુસેન કાનજી મધાણી | ,, |
| ૧ | ,, હાસમ અબ્દુલા | ,, |
| ૧ | શેઠ કે. ડી. રાવલ એંડ કો. | ,, |
| ૧ | રા. રા. હુસેન મેરાલી ભાણજી | ,, |
| ૧ | ,, મહમદઅલી પ્રેમજી જીવા | ,, |

| | | | |
|---|---|---|---|
| ૫ | શેઠ | રહેમતુલા ધનજી | ,, |
| ૧ | | L. Barrets | ,, |
| ૧ | રા. રા. | મોતીલાલ કેશવજી | ,, |
| ૧ | ,, | ગોરધનદાસ આંબા | ,, |
| ૧ | ,, | ગુલામ હુસેન નાસર | ,, |
| ૧ | શેઠ | ફાજલ કરીમ એંડ કો. | ,, |
| ૧ | ,, | મહમદઅલી નજરઅલી એંડ કો. | ,, |
| ૧ | રા. રા. | રતિલાલ નરભેરામ | ,, |
| ૧ | શેઠ | કાસમઅલી બ્રધર્સ | ,, |
| ૧ | રા. રા. | કમળશી રાઘવજી | ,, |
| ૧ | શેઠ | લખુ મેઘજી | ,, |
| ૧ | રા. રા. | શનાભાઇ જે. પટેલ | કોયલી |
| ૧ | ,, | ભાઇલાલભાઇ એમ. પટેલ | ગોમ્બાસા |
| ૧ | ,, | પુરૂષોત્તમ એન. પટેલ | ઉત્તરસંડા |
| ૧ | રા. રા. | અંબાલાલ વાઘજીભાઇ પટેલ | ખુકોબા (ટી. ટી) |
| ૧ | ,, | ચતુરભાઇ મોતિભાઈ પટેલ | સંજાયા |
| ૧ | મેસર્સ | વલ્લભદાસ રામજી એંડ કો. | મોમ્બાસા |
| ૧ | રા. રા. | નાનાલાલ કલ્યાણજી | ,, |
| ૧ | મેસર્સ | કરીમ હાજી હીરજી એંડ કો. | ,, |
| ૧ | રા. રા. | મુળજીભાઈ ગોવીંદભાઇ કોન્ટ્રાકટર | ,, |
| ૧ | ,, | ગોકળભાઇ રણછોડભાઇ | ,, |
| ૧ | ,, | જેઠાલાલ ગોકળદાસ | ,, |
| ૧ | ,, | ડી. એમ. પઢીઆર | ,, |
| ૧ | ,, | છોટાભાઇ વાઘજીભાઇ પટેલ | સુણાવ |

| | | | |
|---|---|---|---|
| ૧ | ,, | પુંજાભાઇ ડી. પટેલ | સંજાયા |
| ૧ | મેસર્સ | શરીફ જીવા એંડ કો. | મોમ્બાસા |
| ૧ | રા. રા. | રાજબઅલી કે. એસ વીરજી | ,, |
| ૧ | ,, | લાલજીભાઇ અમરશી | ,, |
| ૧ | ,, | ફુલાભાઇ વેણીભાઈ પટેલ | ડભો |
| ૧ | ,, | ગુલામઅલી જે | મોમ્બાસા |
| ૧ | ,, | ડી. ડી. ખખ્ખર | ,, |
| ૧ | ,, | ગોવીંદજી જે પટેલ | ,, |
| ૧ | ,, | પુરુષોત્તમ બી. પટેલ | ઓડ |
| ૧ | ,, | તળશીભાઇ બી. પટેલ | ભાયલી |
| ૧ | ,, | ચુનિભાઈ નાથાભાઇ પટેલ | ઉત્તરસંડા |
| ૧ | ,, | મગનલાલ જે. દેસાઇ | મોમ્બાસા |
| ૧ | ,, | નાનાલાલ મગનલાલ | ,, |
| ૧ | મેસર્સ | જુમા ઇસાક એંડ સન્સ | ,, |
| ૧ | ,, | દવે એંડ કો. | ,, |
| ૧ | રા. રા. | એફ એન. ખંડેરીયા | ,, |
| ૧ | ,, | મુળજીભાઇ બી. પટેલ | ,, |
| ૫ | ,, | સતાલાલ વી. પટેલ | અમદાવાદ |
| ૧ | ... | ગુપ્ત ... ... ... ... ... .... ... ... | ... ... |
| ૧ | રા. રા. | રાવજીભાઇ નાથાભાઇ અમીન | મોમ્બાસા |
| ૧ | ,, | શીવાભાઈ ઝવેરભાઇ પટેલ | કરમસદ |
| ૨ | શેઠ | અલીભાઇ આદમજી દાર | મોમ્બાસા |
| ૧ | ,, | ઓમર અબ્દુલ કરીમ | ,, |
| ૧ | રા. રા. | ડી. જી. રાવલ | ,, |
| ૧ | ,, | એ. મેરાલી દેવજી | ,, |

(ભાઇ જાફરઅલી રહેમતુલા તરફથી ૧૧).

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા | રજબઅલી રહેમતુલ્લા | મોમ્બાસા |
| ૧ | ,, | પીરાજી જેઠાજી | ,, |
| ૧ | ,, | અલીભાઈ પાન્જુ | ,, |
| ૧ | ,, | અલીભાઈ મહમદ ધનજી | ,, |
| ૧ | શેઠ | ગોર્ધનદાસ ભગવાનજી એંડ કો. | ,, |
| ૧ | રા. રા. | છોટાભાઇ શંકરભાઇ પટેલ | , |
| ૧ | ,, | જાફરઅલી અબ્દુલા | ,, |
| ૧ | ,, | મુળજી ખટાઉ | ,, |
| ૧ | ,, | એ. એચ. નજરઅલી | ,, |
| ૧ | શેઠ | એ. નુરમહમદ એંડ કો. | ,, |
| ૧ | રા. રા. | બહાદુરઅલી કાસમ | ,, |

(ભાઈ હુસેનઅલી કાનજી મઘાણી તરફથી ૧૦)

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. | શમશુદીન અકબરઅલી | ,, |
| ૧ | ,, | ગુલામહુસેન ધનજી | ,, |
| ૧ | ,, | ગુલામહુસેન કાનજી | ,, |
| ૧ | | મદતઅલી રહેમતુલ્લા | ,, |
| ૧ | | ફાજલ જમાલ | મટાટી |
| ૧ | ,, | અબ્દુલઅલી લધા | મોમ્બાસા |
| ૧ | ,, | હસનઅલી ધરમશી | ,, |
| ૧ | ,, | ઇસુફઅલી મહમદભાઇ (ગુડ) | ,, |
| ૧ | ,, | નજરઅલી વાલજી | ,, |

ભાઈ અંબાલાલ જે તરફથી ૧૭)

| | | |
|---|---|---|
| ૧ | મેસર્સ સી. ડી. પટેલ એંડ સન્સ મોમ્બાસા (બોરીઆવી) | |
| ૧ | રા. રા. ધુળાભાઇ એસ. પટેલ | મહુધા |
| ૧૦ | ,, અંબાલાલ જે પટેલ | ઓડ |
| ૧ | ,, મણીલાલ પ્રેમજી | મોમ્બાસા |
| ૧ | ,, મણિભાઇ કે. પટેલ | ધર્મજ |
| ૧ | ,, જશભાઇ ટી. પટેલ | ઓડ |
| ૧ | ,, એન. બી. પટેલ | પીપલાવ |
| ૧ | ,, મગનભાઇ આર પટેલ | ઓડ |

( ભાઇ નરોતમ બી. તરફથી )

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. એમ. ડી. જોશી | મોમ્બાસા |
| ૧ | ,, સાહબલાલ રૂપન | ,, |
| ૧ | ,, વેલચંદ ફુલચંદ | ,, |
| ૧ | ,, મગનલાલ જીવાભાઇ | ,, |
| ૧ | ,, એન. એમ. પટેલ | અડાસ |
| ૧ | ,, વી. સી. ભટ્ટ | મોમ્બાસા |
| ૧ | ,, જેઠાલાલ જી. દવે | ,, |
| ૧ | ,, ચુનીભાઇ ઉમેદભાઇ પટેલ | ,, |
| ૧ | ,, નારણભાઇ શીવાભાઇ | ,, |
| ૧ | ,, કે. એમ. પટેલ | ,, |
| ૧ | ,, છોટાભાઇ કે, પટેલ | ઉત્તરસંડા |
| ૧ | ,, એચ. એમ. કોઠારી | મોમ્બાસા |
| ૧ | ,, છોટાભાઇ કાશીભાઇ પટેલ | ,, |

| | | |
|---|---|---|
| ૧ | ,, ખુશાલભાઇ એન. પટેલ | ,, |
| ૧ | ,, કુંવરજી અરજણ | ,, |
| ૧ | ,, નર્મદાશંકર | ઉત્તરસંડા |
| ૧ | ,, શીવાભાઈ એન. પટેલ | મોમ્બાસા |
| ૧ | ,, રામભાઇ મકનદાસ પટેલ | ઉત્તરસંડા |
| ૧ | ,, રામભાઇ લક્ષ્મીદાસ પટેલ | ,, |
| ૧ | ,, પુરૂષોત્તમ છોટાભાઇ લીમ્બાચીયા | ,, |
| ૧ | ,, અહમદ જાન મહમદ | મોમ્બાસા |
| ૧ | ,, પોપટ જાદવજી | ,, |
| ૧ | ,, નારાયણ અરજણ | ,, |
| ૧ | ,, ચતુરભાઇ બી. પટેલ | ,, |
| ૧ | ,, ઝવેરભાઇ એન. પટેલ | ,, |
| ૧ | ,, મોતીભાઈ ઝવેરભાઇ પટેલ | નડીઆદ |
| ૧ | ,, સોમાભાઈ નરસીંહભાઇ પટેલ | પીપલાવ |
| ૧ | ,, જાદવજી વીરજી ટેલર | મોમ્બાસા |
| ૧ | ,, વેલજી રવજી | ,, |
| ૧ | ,, મીઠુ આબુક | ,, |
| ૧ | ,, મથુરભાઈ રણછોડભાઇ પટેલ | ,, |
| ૧ | ,, પુનમભાઇ દાજીભાઇ પટેલ | એન્ટેબે (યુગાન્ડા) |
| ૧ | રા. રા. વલ્લવભાઇ શિવાભાઇ પટેલ | નાઈરોબી |
| ૧ | ,, ઈશ્વરભાઇ દેશાઈભાઈ પટેલ | ,, |
| ૧ | ,, ઉમેદભાઇ કીશોરભાઇ ,, | ,, |
| ૧ | ,, કશીભાઇ મગનભાઇ ,, | ,, |
| ૧ | ,, મગનભાઈ મોતીભાઈ ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ,, | કશીભાઇ દ્વારકાંદાસ | ,, | ,, |
| ૧ | ,, | પુંજાભાઇ ડી | ,, | ,, |
| ૧ | ,, | છોટાલાલ કે | ,, | ,, |
| ૧ | ,, | સોમાભાઇ શંકરભાઇ | ,, | ,, |
| ૧ | ,, | ધુળાભાઇ નાથાભાઈ | | ,, |
| ૧ | ,, | રણછોડભાઇ દેવજીભાઈ | | , |
| ૧ | ,, | ઇશ્વરભાઇ શંકરભાઇ | | ,, |
| ૧ | ,, | મણિલાલ ગોર્ધનદાસ | | ,, |
| ૧ | ,, | પરષોતમ કિસોરભાઇ | | ,, |
| ૧ | ,, | ગુલામહુસેન ભાણજી જાફર | | મોમ્બાસા |
| ૧ | ,, | અંબાલાલ ચતુરભાઇ પટેલ | | લીમોરૂ |
| ૧ | ,, | ભાઇશ્રી શંકરભાઇ | | લીહા. |
| ૧ | રા. રા. | રણછોડભાઇ રેવનદાસ પટેલ. મોન્ઝા | | (ટાંગાનીકા) |
| ૧ | ,, | મેમણ મહમદ ઉમર્રં કચ્છીવાલા | | મોમ્બાસા |
| ૧ | ,, | એસ. કે. પટેલ | | ,, |
| ૧ | ,, | જટાશંકર કહાનજી | | ,, |
| ૧ | ,, | ખ્રીસ્તી હેનરી વીકટોર | | સામરખ |
| ૧ | ,, | છોટાભાઇ દાસભાઈ પટેલ | | મોમ્બાસ. |
| ૧ | ,, | રાવજીભાઈ મોતીભાઇ પટેલ | | લીરા |

**( ભાઇ છોટાલાલ લલ્લુભાઇ તરફથી ૧૧ )**

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. | છોટાલાલ લલ્લુભાઇ પટેલ મોન્ઝા | (ટી. ટી.) |
| ૧ | ,, | શીવાભાઇ ધનજીભાઈ | ,, |
| ૧ | ,, | સોમાભાઇ બહેચરભાઇ | ,, |

| | | |
|---|---|---|
| ૧ | ,, રહેમતુલા મેરાલી | ,, |
| ૧ | મેસર્સ નજરઅલી એન્ડ પ્રેમજી | ,, |
| ૧ | રા. રા. મણીભાઈ શંકરભાઇ | ,, |
| ૧ | ,, અંબાલાલ શામળભાઇ | ,, |
| ૧ | ,, કરસનદાસ ભીમજીભાઇ | ,, |
| ૧ | ,, કાસમ લાલજી | ,, |
| ૧ | ,, કીશોરભાઇ રણછોડભાઇ | ,, |
| ૧ | ,, તુળજાભાઇ બી. પટેલ | ,, |
| ૧ | ,, પુરૂષોત્તમ શામળભાઇ પટેલ | ઉત્તરસંડા |

**(ભાઇ ઝવેરચંદ જેચંદ તરફથી ૭)**

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. ઝવેરચંદ જેચંદ | મોમ્બાસા |
| ૧ | ,, લક્ષ્મણ રણછોડલાલ | ,, |
| ૧ | ,, નાથાલાલ લીલાભાઈ | ,, |
| ૧ | ,, હરજીવન કરસનદાસ | ,, |
| ૧ | , મોહનભાઇ કરસનદાસ | ,, |
| ૧ | ,, જીવાભાઇ વીરજી | ,, |
| ૧ | ,, સવજીભાઇ દામજી | ,, |

**(ભાઇ શંકરભાઇ નાથાભાઈ તરફથી ૮)**

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. ગોરધનભાઇ બાવાજીભાઇ | કીલીંડીની |
| ૧ | ,, ગોરધનભાઈ સોમાભાઇ | ,, |
| ૧ | ,, શંકરભાઇ નાથાભાઇ | ,, |
| ૧ | ,, છોટાભાઇ કીશોરભાઇ | ,, |
| ૧ | ,, મગનભાઇ રેવાભાઈ | ,, |

૧ રા. રા. મુળજીભાઇ રેવાભાઇ ફીલીંડીની
૧ „ ઇશ્વરભાઇ હાથીભાઇ „
૧ „ ભાઇલાલભાઇ જીવાભાઈ (અંકોઠીયા) „

( રા. રા. ભાઈ કાળીદાસ મારફતે ૨ )

૧ રા. રા. અંબાલાલ એચ. પટેલ કમ્પાલા (યુ. પી.)
૧ „ મણીભાઇ નાથાભાઈ પટેલ નાઇરોબી.

**( ભાઈ મગનભાઇ જેઠાભાઈ તરફથી ૩૫ )**

૧ રા. રા. કેશવજી ગીરજી મોમ્બાસા.
૧ „ ઠાકરશી જાદવજી „
૧ „ તળજાભાઇ ડાહ્યાભાઇ પટેલ ભાદરણ
૧ „ દેવજીભાઇ મુલચંદ મોમ્બાસા
૧ „ રજબઅલી હાસમપારૂ „
૧ „ ડાહ્યાભાઇ ભુલાભાઇ પટેલ વસો
૧ „ શંકરભાઇ નારણભાઈ નારણભાઇ પટેલ મોમ્બાસા
૧ „ હરમાનભાઈ ઝવેરભાઇ પટેલ નાવલી
૧ „ પુનમભાઇ ગોકળભાઇ પટેલ „
૧ „ છોટાભાઈ લાલજી પટેલ „
૧ „ મગનભાઈ સોમાભાઇ „
૧ „ માણેકલાલ પોપટલાલ ઠાકર „
૧ „ પુન્જાભાઇ ગી દેસાઈ „
૧ „ બરજોરજી કોમીસરીયાવાલા કેસીયર „
૧ „ ઉમેદઅલી એન વાલજી „
૧ „ કાનજી મેઘજી „

| | | | |
|---|---|---|---|
| ૧ | ,, | ચુનિલાલ ધનસુખરામ | ,, |
| ૧ | ,, | ચુનીભાઈ જેઠાભાઇ શાહ | ,, |
| ૧ | ,, | પન્નાભાઇ હાથીભાઇ | ,, |
| ૧ | ,, | શામજી કારા | ,, |
| ૧ | ,, | એચ આર હાશમ | ,, |
| ૧ | ,, | કાસમ ધનજી | ,, |
| ૧ | ,, | જેચંદ રામચંદ ગાંધી | ,, |
| ૧ | ,, | ડોકટર એમ એન અમીન | ,, |
| ૧ | ,, | બહેચરભાઇ જી પટેલ | ચાંગા |
| ૧ | ,, | કાશીરામ દેવરામ | મોમ્બાસા |
| ૧ | ,, | અરજણ વાલજી | ,, |
| ૧ | ,, | મહમદ રતનશી | ,, |
| ૧ | ,, | ભાનુપ્રસાદ જી ગોળ | ,, |
| ૧ | ,, | બાલુભાઇ નાથાભાઇ અમીન | ,, |
| ૧ | રા. રા. | એચ. એ. રાવલ | ,, |
| ૧ | ,, | છોટાભાઇ નાથાભાઇ પટેલ | સોજીત્રા |
| ૧ | ,, | ઘેલાભાઇ રામજી | મોમ્બાસા |
| ૨ | | મગનભાઇ જે પટેલ | કરમસદ |

